૯૪ હૃદયને આનંદ મંદિર બનાવોરે,
૯૫ આનંદ ને આપણે ઘેર બોલાવોરે,
૯૬ કહો ને સખી આ ભવે શું શું કમાયુરે,
૯૭ કરીયે પડિકમણુ ધરી પ્રેમ,
૯૮ આજ એકાદશી રે, નણદલ મૌન કરી મુખ રહીએ,
૯૯ આજ એકાદશીરે, નણદલ પડિકમતાં પણ વાતું,

## ૯-સત્સંગ વિષે

૧૦૦ લોહુ લાલ બને અગ્નિ સંગે,
૧૦૧ સોબત તો સજીએરે કે સદાજન સારાની,
૧૦૨ સોબત સારી કરવી બ્હેની સ્નેહથી જો,

## ૧૦-મુનિરાજ પધારે અથવા વિહાર કરે તે પ્રસંગે ગાવાનાં

૧૦૩ ચાલો સાધુજીને વાદવારે,
૧૦૪ મ્હેર કરી મુનિરાજ, ગુરૂજી મારા દર્શન દીધા,
૧૦૫ બ્હેનો ચાલો હર્ષે જઈએ વાદવા,
૧૦૬ કૃપાનાથ કરૂણા કરી આવ્યારે,
૧૦૭ ચાલો બેની ગુરૂ દર્શન જઈએ,
૧૦૮ ચાલો સાહેલી આજ મળીને સંગેરે,
૧૦૯ ચાલો બ્હેનો આજ દર્શન કરવારે,
૧૧૦ આજ સદ્‌ગુણના ભંડાર ગુરૂજી પધાર્યારે,
૧૧૧ હું તો જોઈ રહીતી બ્હાના ગુરૂની વાટરે,
૧૧૨ આજે સમકિત રૂપી સુરજ ઉગીઓરે,
૧૧૩ આદિતે આનંદે આપ પધારોરે,
૧૧૪ આજ આનંદ ઉભરાય ગુરૂજી મારા દર્શન દીધાં,
૧૧૫ આજ મંગળ દિન બ્હેની અમારે,
૧૧૬ બ્હેની આજ આનંદ અમારેરે,
૧૧૭ સદ્‌ગુણના ભંડાર આનંદી ગુરૂ મારા,

૧૧૮ પધારો માનવંતા મહારાજ,
૧૧૯ આદિતે આપ વિહાર કરીને,
૧૨૦ પડવે તે પથે મુનિવર પઢીયા,
૧૨૧ ગુરૂજી મારા પ્રીતેથી વ્હેલા પધારજોરે,
૧૨૨ કહું છું જોડી દોનું હાથ ગુરૂજી,
૧૨૩ ગુણવંતા મુનિવર શાતામાં રેજો,
૧૨૪ ગુરૂ અમારા આજ વિહાર શાને કરો ?
૧૨૫ મણિતુલ્ય મહારાજ, કરૂં અર્જ હું આજ,
૧૨૬ ગુણનિધિ ગુરૂ આપ ચાલીયા,
૧૨૭ ગુરૂ આ વિચાર કર્યો શો તમે ?
૧૨૮ મોંઘામૂલા અણુગાર ગુરૂજી,
૧૨૯ ફરી ફરી દર્શન દેજો આપ,

## ૧૧-વ્યાખ્યાનમાં ગાવાની ગુહુંલીઓ

૧૩૦ નેમિજિણંદ પધારીયા સૂણો સાહેલી,
૧૩૧ ભવિયણ વંદોરે, ચોવીસમા જિનરાય,
૧૩૨ વીર જિન આયારે, ગુણશીલ વનકે મેદાન,
૧૩૩ અરિહંત આયારે, ચંપાવનકે મેદાન,
૧૩૪ હાંરે મારે ઠામ ધર્મના સાડા પચવીશ દેશજો,
૧૩૫ પાવાપુરી જિનરાજ પાવન કરવારે,
૧૩૬ મહાવીર પ્રભુજી મંગળકારીરે,
૧૩૭ પ્રથમ ગઢ રૂપાનો રાજે,
૧૩૮ મારે આજ દિવસ આનંદનોરે,
૧૩૯ જીરે કામની કહે સૂણો કંથજી,
૧૪૦ ચઉ નાણી ચોખેચિત્તે સૈયરમોરી,
૧૪૧ ગણધર પહેલા ગૌતમ સ્વામી, જાણોરે સાહેલી,

૧૪૨ આજ નગરમાં મહિમા ઓચ્છવ,
૧૪૩ સહિયર સુણીયેરે ભગવતિ સુત્રની વાણી,
૧૪૪ વાણી સુણો જિનરાજનીરે,
૧૪૫ શુભ જ્ઞાન રસિલી રૂડી દેશનારે બોલ,
૧૪૬ ચરણ કરણસું શોભતા વ્રતધારીરે સુગુરૂજી,
૧૪૭ હાંરે મારે ગુરૂગુણ દરિઓ ભરિઓ નવ છલકાયજો,
૧૪૮ આજ ભલો ઉપદેશ છે બ્હેની સાંભળો ભાવે,
૧૪૯ સદ્‌ગુરૂ મુનિવર પંચ મહાવ્રત ધારીજો,
૧૫૦ જ્ઞાની ગુરૂરાજ ઉપદેશ આપે,
૧૫૧ આજો છે આનંદ મહારે આજો છે દીવાળીરે,
૧૫૨ આજો સદ્‌ગુરૂજીની વાણી સાંભળીરે,
૧૫૩ સાંભળ સજની આ ઉત્તમ સદ્‌બોધને,
૧૫૪ ગુરૂ દેશના આપે છે રૂડીરે,
૧૫૫ બેની મોટા મુનિવર આજ કે,
૧૫૬ મુનિવર વરો, પંચમહાવ્રત ધારી જિનઆણા ધરા,
૧૫૭ મુનિવર ઉપદેશી છે શ્રી જિનધર્મ જો,
૧૫૮ સદ્‌ગુરૂ મુનિવર શ્રાવકને ઉપદેશજો,
૧૫૯ બ્હેની જિનવર વાણી સારીરે,
૧૬૦ મુનિવરના ઉપદેશે મનડું વાળીયે,
૧૬૧ મુનિવર ઉપદેશી છે સંયમ ધર્મને,
૧૬૨ મુનિરાજ અરજ સાંભળો સંઘની ભાવશું,
૧૬૩ સઘળી બ્હેનો, ધન્ય દિવસ આનંદનો રૂડો આજો,
૧૬૪ મુનિરાજ વિના, ક્યાંય ન મળે ઠંડી શીતળ છાયા,
૧૬૫ સખી રે મેં તો કૌતક દીઠું, સાધુ સરોવર ઝીલતારે,
૧૬૬ સખીરે મેં તો કૌતક દીઠું, કીડીયે કુંજર મારીઓરે,
૧૬૭ સહુ જગમાં તારક જબરારે,
૧૬૮ ગુરૂજીનાં દર્શન કરવારે ગયાંતાં,

## ૧૨-નેમિપ્રભુ અને રાજિમતિ

૧૬૯ જઈને રેજો મારા વ્હાલાજીરે,
૧૭૦ આદિત્યે શ્રી અરિહંત અમઘેર આવોને,
૧૭૧ રવિવારે રથ ફેરવી ચાલ્યા કંથરે વ્હાલાજી,
૧૭૨ રાજુલ કરજોડી વિનવે રે જાદવ ઉભા રહો રંગરસીઆ,
૧૭૩ શ્રીગુરૂ ચરણેરે નમીએ,
૧૭૪ પાર્શ્વ જિનેશ્વરરે સ્વામિ,
૧૭૫ તમને કહેવાય કેમ? કાળા હો નેમ રાજ રઢિયાળા,
૧૭૬ સમુદ્ર વિજય કુલચંદ, શિવાદેવીના નંદ,
૧૭૭ પરમ કૃપાળુ પ્રભુજી દીધાં દર્શન પ્રેમથીરે,

## ૧૩-સાત વાર, પંદર તિથિ, બાર માસ.

૧૭૮ આદિત્ય વારે આત્મશુદ્ધિ કરીએ રે,
૧૭૯ સખી આદિત્યે આદિસકારીરે,
૧૮૦ સખી સોમે સૂણો સંત વાણીરે,
૧૮૧ રવિવારે રસે જ્ઞાન ધરજોરે,
૧૮૨ સખી આદિતે અરિહંત નામકે સ્મરણ કરીએ રે,
૧૮૩ આદિત વારે અબલા આળસ મેલીને,
૧૮૪ આદિત વારે દેવદર્શન કીજે રે,
૧૮૫ સખી પડવે પરમ ગુરૂ દેવરે,
૧૮૬ પડવે પ્રીતે પ્રભુ ધ્યાનજ ધરીએ,
૧૮૭ સખી પડવે પરમેશ્વર ભજીએ રે,
૧૮૮ પ્રણમું આદીશ્વર ઉલ્લાસે રે,
૧૮૯ દ્વાદસ માસ મનોહર મનરંગે,
૧૯૦ બ્હેની આવેલો કાર્તિક માસ બારે વ્રત આદરો,
૧૯૧ સખી કાર્તિકે કરોને વિચાર આપણ ક્યાંથી આવિયાં,
૧૯૨ સખી કાર્તિક માસે કામ રૂડાં કરજો રે,

૧૯૩ સોળ સતિનાં ચિત્રો ધ્યાને ધારજો,

## ૧૪-દીક્ષામહોત્સવ પ્રસંગે ગાવાનાં

૧૯૪ સંયમ લે છે નેમિનાથ હર્ષ હૈડે ધરીરે લોલ,
૧૯૫ મહાવીર દીક્ષા લે છે, ત્યાં ચોસઠ ઇંદ્ર મળે છે,
૧૯૬ આજે ઘર ઘર આનંદ મંગળ ગીત ગવાય છે રે,
૧૯૭ સંયમ લેવા સંચર્યો રે, સાથે સહુ પરિવાર સંયમ રંગ લાગ્યો,
૧૯૮ સંયમી થશે દીક્ષિત પંથ દીપાવજોરે,
૧૯૯ દશા સુણજો દીક્ષા લેનારની,

## ૧૫-પવિત્ર પર્યુષણ મહાપર્વની અઠ્ઠાઈ આરાધના વિષે

૨૦૦ નિત્ય નિત્ય નમીએ દેવ ગુરૂને ભાવથીરે,
૨૦૧ અનુપમ દિવસ અઠ્ઠાઈના,
૨૦૨ શુભ પર્યુષણ છે પ્રબલ યત્ને પાપ તાપ પતાવવા,
૨૦૩ સહિયર આજે, આનંદ મારા અંતરમાં ઉભરાય છે,
૨૦૪ પર્વ પર્યુષણ આવીયાં રૂડા મંગળ દિન જો,
૨૦૫ આવો બ્હેનો આનંદ મંગળ આજેરે,
૨૦૬ સુણો સ્નેહે સકલ નરનારીઓ,
૨૦૭ નર નારી સહુ સ્નેહ ધરીને,

## ૧૬-દિવાળી પર્વ વિષે

૨૦૮ મહાવીર સ્વામી રે મોટકા,
૨૦૯ સુર સુખ ભોગવી ત્રિશલા કુંખે
૨૧૦ સુણ સખી મુજ આજે રે ઉત્તમ દિન દિવાળી,

## ૧૭-સાત શોભા

૨૧૧ સિદ્ધ જગત શિર શોભતા,
૨૧૨ ભરત કહે સુણો માવડી,
૨૧૩ વંદુ સિદ્ધ ભગવંતને,
૨૧૪ વંદી જિન પ્રભુ વીરજી,

૨૧૫ બાલ બ્રહ્મચારી પ્રભુ નેમજી,
૨૧૬ પહેલા ગૌતમ ગણધર,
૨૧૭ દેશ મુલકને પરગણે,

## ૧૮-શિયળનીં સોળ કળા

૨૧૮ ધર્મના છેજી અનેક પ્રકાર,

## ૧૯-શિયળ વિષે

૨૧૯ એક અનુપમ શિખામણ ખરી,
૨૨૦ સૂણ સૂણ કંથરે શિખ સોહામણી,
૨૨૧ નિસૂણો સકળ સોહાગણ નારી,
૨૨૨ સરસ્વતીને શીર નમાવી,
૨૨૩ સૂણો સમજુ સકળ નરનારીઓ,
૨૨૪ બ્હેની શિયળ સલુણી સંસારમાં,
૨૨૫ સૂણો સોહાગણ નરનારીઓ,
૨૨૬ નિજ ધર્મ હૃદયમાં ધારો બેન,
૨૨૭ સજીઆ જે શણગાર, શિયળ નિર્મળ નહિ તો,
૨૨૮ સર્વથી સરસ શણગાર, શોભા શિયળની,
૨૨૯ સૈયર સુખકર સંસાર, શિયળ ભૂષણ સજીએ,
૨૩૦ બ્હેની સુખદ સંસારની માંય; શિયળ પાળો સ્નેહથી,
૨૩૧ સુંદર સુખને કરનાર, સત્ય ભૂષણ સજીએ,
૨૩૨ બ્હેનો શિયળની સાડીરે, સજીયે સ્નેહ ધરી,
૨૩૩ બ્હેનો શિયળરૂપી શણગાર, સદા સંભાળજોરે,

## ૨૦-શ્રાવિકા બ્હેનોને શિખામણ

૨૩૪ સાંભળો શ્રાવિકા ચોપડી ધારી,
૨૩૫ આશ્રવ-થકી આ જીવ ભમીઓ,
૨૩૬ સૂણો જૈન કુટુંબની કામિની,
૨૩૭ દેવ ગુરૂને નમન કરીને,

૨૩૮ બ્હેનો સહુ આ સાંભળો,
૨૩૯ શ્રાવિકા ધરીએ જે નામ,
૨૪૦ ભણજો ભણજો ભણજો રે બ્હેની,
૨૪૧ વિચારજો વિચારજો વિચારજો રે બ્હેની,
૨૪૨ ધરો બ્હેની ધર્મની ટેક સારીરે,
૨૪૩ દીયો વાતો મિથ્યાત્વની મેલીરે,
૨૪૪ સુણ સાહેલી, સુમતિ સખી માયાળુ મુજ મનમાં ગમે,
૨૪૫ ધન્ય ધન્ય તે જગમાં સદ્‌ગુણી શ્રાવિકા.

### ૨૧-પતિવ્રતાના ધર્મો વિષે

૨૪૬ નાથ કહે તુ સુણને નારી,
૨૪૭ ઘરનારી ગણીને નર શિખ દે ખરી,
૨૪૮ પ્રભુ તુલ્ય પતિને ગણે,
૨૪૯ ભગિનીઓ ભાવ ધરી,
૨૫૦ સુદર શિયળ તણા આભૂષણ સજીએ સ્નેહથી રે,
૨૫૧ સાભગ સખી આ સદ્‌ગુરૂ સમજાવેરે,
૨૫૨ સખી દયા ધર્મની વાત ધ્યાને ધરીએ રે,
૨૫૩ કહુ એક શિખામણ સારી રાજ, સાંભળજો બ્હેની ભાવે,
૨૫૪ સમજો શિખામણ સાર, સજની સમજોનેરે,
૨૫૫ સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભારીએરે,
૨૫૬ બ્હેનો સદ્‌ગુણ સાડી સ્નેહ ધરીને પહેરજોરે,
૨૫૭ સાભળજો સખીઓ શિખામણ સારી જો,
૨૫૮ કોલેજમાં ખુબ ભણી આવ્યાં, હો બ્હેન! શું શિખી આવ્યા?

### ૨૨-સુભાર્યા અને કુભાર્યા વિષે

૨૫૯ પુત્રી તુલ્ય રાખે વહુને પ્રેમથી,
૨૬૦ પરતંત્ર વધુ પુરા પાપથી,
૨૬૧ કજીઆ ક્લેશ કરે છે કુભારજા,

૨૬૨ સખી સદ્દગુણ વિના સર્વ શૂન્ય છે રે લોલ,
૨૬૩ સદાચારી નારી પામે માનને,
૨૬૪ સૂણો સુશીલા બ્હેની માહરી.
૨૬૫ રે ધિક્કાર તમને નગણી નારીઓ,
૨૬૬ રહે સાચ વડેથી સાફ, સુંદરી સારીરે,
૨૬૭ નારી શું ના કરે, નદ્દારીરે,

## ૨૩–સાસરે જતી પુત્રીને શિખામણ

૨૬૮ આજે છો આપણા દેશમાં,
૨૬૯ માતા હેત ધરીને પુત્રીને કહે,
૨૭૦ બ્હેની વ્હેલી પ્રભાતમાં ઉઠજે,
૨૭૧ વ્હાલી પુત્રી દાન દયા પુણ્ય કરજેરે,
૨૭૨ સાસરે સારી રીતથી ચાલવું,
૨૭૩ ધીર ધર ધીર ધર બ્હેનડી,

## ૨૪–માતાપિતાના મહાન ઉપકારો વિષે

૨૭૨ સુખ દાતા માતાજી જીવો ઘણું,
૨૭૩ હતો હું સૂતો પારણે પુત્ર નાનો,
૨૭૪ છડો હું હતો છોકરો છેક છોટો,
૨૭૫ મા બાપ જે કરતા હુકમ તે હાથ જોડી સાંભળે,

## ૨૫–મહા સતી સીતાજી વિષે

૨૭૬ રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં,
૨૭૭ એવું સાંભળીને સીતાજી કહે,
૨૭૮ જનક સુતા હું નામ ધરાવું,
૨૭૯ લંકા ભૂપ મતિમુઢ રાવણ,

## ૨૬–વિધવા બ્હેનો વિષે

૨૮૦ દેવગુરૂને વંદન કરીને
૨૮૧ વિધવાઓનું, વર્તન હોય વિનય વિવેક ભરેલું,
૨૮૨ મારી રાંકડી વિધવા બ્હેનો, સૂણો એક વાતડી,

## ૨૭-ઝેર વેર તથા ક્રોધ કુસંપ ત્યાગવા વિષે

૨૮૩ ઝટપટ ઝેર નિવારીએ હે કે,
૨૮૪ ક્ષમા કરો ક્રોધ દૂરે ટાળી,
૨૮૫ હારે ક્રોધ ટાળો રે ક્રોધ ટાળો,
૨૮૬ સુણો શિખ શાણી તમે એક વિવેક ધરી અતિ,
૨૮૭ શિખ શાણી માનો મારી બેન,
૨૮૮ વેર ન કરીએ રે વ્હાલા,

## ૨૮-સદ્‌બોધ વિષે

૨૮૯ ઉત્તમ જન ગુણ આદરેરે,
૨૯૦ થાળે ભર્યું દુધ ચોરનુંરે,
૨૯૧ ડુંગર દૂર થકી રળિયામણારે,
૨૯૨ શ્રવણ કરોને આ સદ્‌બોધનેરે,
૨૯૩ જેવાં કરશો તેવાં પામશોરે,
૨૯૪ અરિહંત તણા ગુણ ગાઓ કે પંથી પ્રાણીરે,
૨૯૫ કહું છુ કર્મ તણી એક કહાણી,
૨૯૬ ધીરજ ધરને અરે અધીરા,
૨૯૭ અલ્પ ઉમરમાં દુરિત કર્મ કરો નહિ રે,
૨૯૮ ધર્મ કરવાને ધોળ બનાવીયું,
૨૯૯ દેવ ગુરૂધર્મ જેણે ઓળખ્યા,
૩૦૦ જડ જીવ હવે, જાગ જરા જુવાની ચાલી જાયે,
૩૦૧ જાગો જાગો, જૈન ધર્મીઓ જુગાન કરી આ વારે,
૩૦૨ એક દયા વિના, ધર્મ ક્રિયા તો સફળ કદિ નવ થાય,
૩૦૩ સજી ઘર બાર સારૂં,
૩૦૪ જેને તું પારણું જોવાં,
૩૦૫ બાલપણામાં ઉમંગે,
૩૦૬ પુદ્‌ગલના પરમાણું,

૩૦૭ માન મૂકી દેને મૂરખા,
૩૦૮ જોને વિચારી તું જીવડા,
૩૦૯ પ્રાણી બગડયો તારો પાક,
૩૧૦ મરવાને ટાણે, હોય રાજા કે ભલે રંકરે,
૩૧૧ જીવ જાણે છે મારે મરવું નથી જો,
૩૧૨ માથા ઉપર મોત ભમે છે, પડાક પકડી જાશે રે,
૩૧૩ માયા માયા કરતો મૂરખ, ઠામ ઠરી નવ બેઠો રે,

## ૨૯–વિચિત્ર વિષય.

૩૧૪ આઠે નારી આવી જંબુ પાસ જો,
૩૧૫ આવો આવો અમારે ઘેર સ્વામિ,
૩૧૬ વીર પ્રભુજી પધારો નાથ, વીર,
૩૧૭ પુત્ર સાધ્વી ઝુલાવે તારૂં પારણું,
૩૧૮ રજની ભોજન સજની કયારે નવિ કરો,
૩૧૯ અરે ચંડાલણી તું ચા, હવે તો હિંદમાંથી જા,
૩૨૦ રહ્યા રહ્યા તને જગતમાં સહુએ સ્વિકારે,
૩૨૧ હવે તો ચેતો સજ્જનો, ચૌફેર ચાએ ઘર ઘાલ્યું,
૩૨૨ દયાળુ પડસુદી જીવનો પોકાર સૂણો તમેરે,
૩૨૩ નિંદા કરતી રે નારી,
૩૨૪ તારૂં નામ લોકાકાશ જાણીયેરે,
૩૨૫ કર્મ લાગ્યાં છે મારે કેડલે,

## ૩૦–કન્યાવિક્રય નિષેધ વિષે

૩૨૬ રે દુષ્ટ પિતા, દીકરી વેચી ધનાઢય થવું તુજ ધ્યાનમાં,
૩૨૭ જન જુઓ જગતના સહુ, ઘેલો લાડડોરે,
૩૨૮ ઓ પાપી પિતા, મુજને વેચી માયા મૂર્ખા લીધી,
૩૨૯ ઓ ધર્મી બાપ, દીકરીઓનાં દુઃખડાં દીલમાં ધારજો,
૩૩૦ વ્હાલા વીર પુત્રો કહું વાતડી,
૩૩૧ સાંભળ સજની મારા દુઃખની વાતડી,

## ૨૭–ઝેર વેર તથા ક્રોધ કુસંપ ત્યાગવા વિષે

૨૮૩ ઝટપટ ઝેર નિવારીએ હે કે,
૨૮૪ ક્ષમા કરો ક્રોધ દૂરે ટાળી,
૨૮૫ હારે ક્રોધ કાળો રે ક્રોધ કાળો,
૨૮૬ સુણો શિખ શાણી તમે એક વિવેક ધરી અતિ,
૨૮૭ શિખ શાણી માનો મારી બેન,
૨૮૮ વેર ન કરીએ રે વ્હાલા,

## ૨૮–સદ્બોધ વિષે

૨૮૯ ઉત્તમ જન ગુણ આદરેરે,
૨૯૦ થાળે ભર્યું દુધ થોરનુંરે,
૨૯૧ ડુંગર દૂર થકી રળિયામણારે,
૨૯૨ શ્રવણ કરોને આ સદ્બોધનેરે,
૨૯૩ જેવાં કરશો તેવાં પામશોરે,
૨૯૪ અરિહંત તણા ગુણ ગાઓ કે પંથી પ્રાણીરે,
૨૯૫ કહું છુ કર્મ તણી એક કહાણી,
૨૯૬ ધીરજ ધરને અરે અધીરા,
૨૯૭ અલ્પ ઉમરમાં દુષ્કિત કર્મ કરો નહિ રે,
૨૯૮ ધર્મ કરવાને ઘોળ બનાવીયું,
૨૯૯ દેવ ગુરૂધર્મ જેણે ઓળખ્યા,
૩૦૦ જડ જીવ હવે, જાગ જરા જુવાની ચાલી જાયે,
૩૦૧ જાગો જાગો, જૈન ધર્મીઓ જુગત કરી આ વારે,
૩૦૨ એક દયા વિના, ધર્મ ક્રિયા તો સફળ કદિ નવ થાય,
૩૦૩ સજી ઘર બાર સારૂં,
૩૦૪ જોને તું પાટણ જેવાં,
૩૦૫ બાલપણામાં ઉમંગી,
૩૦૬ પુદ્ગલના પરમાણુ,

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨ | ૨ | ધાયક | જ્ઞાયક |
| ૭ | ૪ | સંપદ | સંપદા |
| ૧૪ | ૧૯ | ધરો | ધરે |
| ૧૬ | ૭ | પાંગળાં | પાંગળા |
| ૪૩ | ૧૩ | ગિરિ પરહાવે | ગિરિપર હાવે |
| ૪૬ | ૫ | કલ્યાણક | કલ્યાણિક |
| ૬૧ | ૧ | હિંચકા | ટાચકા |
| ૬૧ | ૧૨ | ધવરાવજો | ધ્વરાવજો |
| ૬૪ | ૩ | ઇંદ્રા | ઇંદ્રી |
| ૬૪ | ૧૭ | તત્વને | તત્વતે |
| ૬૪ | ૨૧ | જોજો | જોઈ |
| ૬૭ | ૧૮ | માગે | માગેં |
| ૭૩ | ૨૦ | પત્ર | પંચ |
| ૮૩ | ૧૪ | સાભરેરે | સાંભળેરે |
| ૮૪ | ૧૮ | પોપોમાહી | પોપામાંહી |
| ૯૮ | ૧૧ | હુંતે | હુંતો |
| ૯૮ | ૧૬ | ધ્યાનમાંરે | ધ્યાનરે |
| ૧૦૦ | ૧૭ | દીધાં | દીધાં |
| ૧૦૮ | ૧૭ | આગાર | આગર |
| ૧૦૯ | ૪ | સરછ | અરછ |
| ૧૧૫ | ૫ | સોહેરો | સેહરો |
| ૧૨૦ | ૧૬ | પ્રણેમે | પ્રણમે |
| ૧૨૯ | ૧ | પસરી | પ્રસરી |
| ૧૩૯ | ૨ | નિધારજો | નિર્ધારજો |

## ૩૧-ફટાણા વિષે

૩૩૨ ગાય છે ગાય છે ગાય છે રે, આજે ગોરી ફટાણા ગાય છ,
૩૩૩ ગોરી ફટાણાં ગાય છે રે, મરો લાજી ગેમાર,

## ૩૨-કુરૂઢીઓ વિષે

૩૩૪ ઓ અણુસમજુ, અધમુવાને કાં મારી પૂરો કરો,
૩૩૫ જડસા જડ ભૂત, મડદાને જકડી બાંધો કાં જોરથી,
૩૩૬ માનવીઓ મરનારને નવ રોશોરે,
૩૩૭ વ્હાલાંની વાંસે રાગ તાંણી નવ રોવું,
૩૩૮ સુઘડ નાર સાર વાત આ વિચારીએરે લોલ,
૩૩૯ શાણી બ્હેનો ' ચોરે ચૌટે શાને લ્યો છો છાજીયાં ?
૩૪૦ શાને રડો કુટો છો સુદરી ?
૩૪૧ જાનાર તો જાતા રહ્યા, સદ્‌ગુણ તેના સાંભળે,
૩૪૨ કુલણજી તમે કેમ કરીને કુટ્યા રે કુલણજી,

## ૩૩-વ્હેમ તજવા વિષે

૩૪૩ સુણો શિખવા વિવેક એક વાતડીરે લોલ,
૩૪૪ હૈયા ફૂટી, હીંડે રોજ કામણ ટોમણ કરાવતી,
૩૪૫ ભોળી ભામા, ભડકી શુ ભાગે ભયરાખી ભૂતનો,
૩૪૬ અમ ટાઢું જમે શીળ સાતમેરે,
૩૪૭ વ્હેમ તજોને વેલા વ્હાલથીરે,

## ૩૪-વૃદ્ધાવસ્થા વિષે

૩૪૮ ઘડપણ કોણે મોકલ્યું ?
૩૪૯ જરા જન્મ મરણ જીવને સદા,
૩૫૦ જીરે સુરે ઉઘે છે અજ્ઞાનમાં,
૩૫૧ ઘડપણ મારે નથી જોતું એલા જીવડા,
૩૫૨ ઘડપણ ક્યાંથી આવશે !
૩૫૩ ઘડપણ ત્યારે પાંખતા,

| | | | |
|---|---|---|---|
| ૨૩૨ | ૨૩ | કરી | કરવી |
| ૨૩૫ | ૧૯ | રાસડાં | રાસડા |
| ૨૩૫ | ૨૨ | કરી | કેરા |
| ૨૩૬ | ૧ | ઋદ્ધ | ઋદ્ધિ |
| ૨૩૬ | ૭ | નમન | નમ્ર |
| ૨૪૭ | ૨ | દુર્ગુણું | દુર્ગુણ |
| ૨૪૭ | ૩ | બોલીએ | બોલીએરે |
| ૨૫૫ | ૪ | આવ્ય | આવ્યાં |
| ૨૬૪ | ૨ | પડતાલ્યો | પડતાલો |
| ૨૬૫ | ૧ | સ્વામ | સ્વામિ |
| ૨૬૮ | ૭ | વેલી | વિષયની વેલી |
| ૨૬૯ | ૪ | પરદેશમે | પરદેશજો |
| ૨૭૮ | ૩ | દીધો દંડ | કીધો દંડ આં |
| ૨૮૧ | ૨૧ | ધરશો | ધારશો |
| ૨૮૫ | ૨૨ | કરીઅજીરે | કરીએજીરે |
| ૨૮૬ | ૬ | ઘૂતીના | ધૂતીના |
| ૨૮૬ | ૨૧ | સસરા | સાસરા |
| ૨૮૮ | ૧ | દુબોધિ | દુર્બોધિ |
| ૨૮૯ | ૧૭ | સુદરં | સુંદર |
| ૨૯૯ | ૭ | પિતા | પીતાં |
| ૩૨૮ | ૯ | મૂકા | મૂકી |
| ૩૨૫ | ૧૯ | પરહરજો | પરિહરોજો |
| ૩૩૦ | ૧૦ | પધારા | પધારો |
| ૩૩૩ | ૨૨ | સુણા | સુણી |
| ૩૩૫ | ૨૧ | તુભ્યો | તુભ્યં |
| ૩૪૨ | ૧૧ | મડાં | મડા |
| ૩૪૩ | ૭ | પરણ્યાં | પરણ્યા |

| | | | |
|---|---|---|---|
| ૧૪૧ | ૩ | પ્યારી | પ્યારીરે |
| ૧૪૪ | ૩ | રહોનો | રહોને |
| ૧૫૦ | ૧૪ | વાનોરે | વાતો |
| ૧૫૩ | ૯ | થાનવારે | થનિવારે |
| ૧૬૩ | ૧૮ | જોરે | રે |
| ૧૬૩ | ૨૦ | સવે | અવે' |
| ૧૬૬ | ૧ | ઘટજો | ઘડજો |
| ૧૭૫ | ૧૯ | ચિરજો | વિચરજો |
| ૧૯૭ | ૨૨ | ચકી | ચક્રી |
| ૧૯૮ | ૨૨ | વખાણુરે | વખાણુરે |
| ૧૯૯ | ૩ | ગણધાર | ગણધર |
| ૨૦૦ | ૧૭ | ચરિત્ર | ચારિત્ર |
| ૨૦૨ | ૧૯ | એણુ | એહ |
| ૨૦૩ | ૧૫ | મુાનની | મુનિના |
| ૨૦૮ | ૫ | કીધા ઘણાં | કીયા ઘણા |
| ૨૦૮ | ૯ | મૃગવતી | મૃગાવતી |
| ૨૦૮ | ૧૬ | આપની | અગ્નની |
| ૨૦૯ | ૫ | ધ્રુજવે | ધ્રુજવે |
| ૨૧૦ | ૨૨ | કુડું | કુંડું |
| ૨૧૨ | ૮ | પવનજયેરે | પવનજીયેરે |
| ૨૧૬ | ૧૭ | કામનાઓ | કામિનીઓ |
| ૨૨૦ | ૧૪ | દરે | દૂરે |
| ૨૨૫ | ૧૧ | કામ | કાંઈ |
| ૨૨૮ | ૧૧ | ધૂણાઓ | ધૂણાઓ |
| ૨૨૯ | ૨ | તણે | તાણે |
| ૨૨૯ | ૩ | ધૂળ | ધૂળ |
| ૨૯ | ૧૯ | તતા | તણા |

# મારી જૈન બ્હેનોને શુભ સંદેશ



હે શ્રીમંત જૈન બ્હેનો! તમારી કીંમતીમાં કીંમતી રેશમી સોનેરી સાડીઓ, હીરા મોતિના હાર, અને હીરાની બંગડીઓની શોભા કરતાં પણ આ **સદ્‌બોધ મંગળમાળાનું** પુસ્તક તમારા જીવનને અતિશય શોભાવે તેવું છે.

આ **સદ્‌બોધ મંગળમાળા** સદ્‌ગુણનો ખજાનો છે, સદ્‌ગુણ રૂપી અમૃતનો સાગર છે, માટે આ પુસ્તક તમારી પાસે રાખી કાયમના માટે દરરોજ ખાસ વખત મેળવી થોડું થોડું વાંચો, તમારા ઘરમાં નાના મ્હોટાં બીજાં બ્હેનોને સંભળાવો, તેમાંના કાવ્યો તમે મોઢે કરો અને તમારી પુત્રીઓને મોઢે કરાવો.

**બ્હેનો !**

**આ સદ્‌બોધ મંગળમાળા** તમારી જ્ઞાન ગીતા છે.
**આ સદ્‌બોધ મંગળમાળા** તમારી મંગળ પોથી છે.
**આ સદ્‌બોધ મંગળમાળા** તમારૂં આનંદ વન છે.
**આ સદ્‌બોધ મંગળમાળા** તમારૂં અમૃત સરોવર છે.

માટે—

વાંચો બ્હેનો! વાંચો, પહેલેથી છેલ્લા સુધી અનુક્રમે વાંચો, હંમેશાં વાંચો, બીજી બ્હેનોને વંચાવો, નાનાં તેમજ મોટાં વાંચો, સર્વ બ્હેનો વાંચો, વાંચીને વિચારો! ધારો! અને આચારમાં ઉતારો!

| | | | |
|---|---|---|---|
| ૩૪૫ | ૬ | સુખ સંપત્ત મંપે હરી કેશે | સુખ સંપત્તિમાં હરજો કેશે |
| ૩૫૧ | ૫ | ધીંગાણે | ધીંગાણે |
| ૩૫૨ | ૯ | મેલા | મેલી |
| ૩૫૪ | ૭ | કાંઈક | કોઈક |
| ૩૫૫ | ૬ | માતહિણુને | મતિહિણુને |
| ૩૫૫ | ૧૧ | કુદી | કુદી |
| ૩૫૮ | ૫ | રહ્યુ | રહ્યું |
| ૩૬૩ | ૧૩ | ભાવ | ભાય |
| ૩૬૬ | ૧૩ | વ્હાલા | વ્હાલ |
| ૩૬૮ | ૧૯ | ગયારે | થયારે |
| ૩૬૮ | ૧૩ | વખાય | વિખાય |
| ૩૬૮ | ૧૭ | ક્રુંજ | ક્રુંજ |

---

# મારી જૈન બ્હેનોને શુભ સંદેશ



હે શ્રીમંત જૈન બ્હેનો! તમારી કીંમતીમાં કીંમતી રેશમી સોનેરી સાડીઓ, હીરા મોતિના હાર, અને હીરાની બંગડીઓની શોભા કરતાં પણ આ **સદ્બોધ મંગળમાળાનું** પુસ્તક તમારા જીવનને અતિશય શોભાવે તેવું છે.

આ **સદ્બોધ મંગળમાળા** સદ્ગુણનો ખજાનો છે, સદ્ગુણ રૂપી અમૃતનો સાગર છે, માટે આ પુસ્તક તમારી પાસે રાખી કાયમના માટે દરરોજ ખાસ વખત મેળવી થોડું વાંચો, તમારા ઘરમાં નાના મ્હોટાં બીજાં બ્હેનોને સંભળાવો, તેમાંના કાવ્યો તમે મોઢે કરો અને તમારી પુત્રીઓને મોઢે કરાવો.

બ્હેનો !

**આ સદ્બોધ મંગળમાળા** તમારી જ્ઞાન ગીતા છે.
**આ સદ્બોધ મંગળમાળા** તમારી મંગળ પોથી છે.
**આ સદ્બોધ મંગળમાળા** તમારૂં આનંદ વન છે.
**આ સદ્બોધ મંગળમાળા** તમારૂં અમૃત સરોવર છે.

માટે—

વાંચો બ્હેનો! વાંચો, પહેલેથી છેલ્લા સુધી અનુક્રમે વાંચો, હંમેશાં વાંચો, બીજી બ્હેનોને વંચાવો, નાનાં તેમજ મોટાં વાંચો, સર્વ બ્હેનો વાંચો, વાંચીને વિચારો! ધારો! અને આચારમાં ઉતારો!

સોરઠા.

ઝટપટ વાંચી જાય, વગર વિચાર્યે વસ્તુને,
લેશ લાભ ન થાય, કહો વાંચ્યું શું કામનું ? ૧
વાંચ્યુ ધરી વિચાર, આણ્યું નવ આચારમાં,
અહણુ કર્યો ન સાર, કહો વાંચ્યું શું કામનું ? ૨

માટે—

બ્હેનો શાંતિથી વાંચો ! વાંચીને વિચારો !
વિચારીને ધારો ! ધારીને આચારમાં ઉતારો !

**લિ. મુનિ શામજી.**

---

પુસ્તક મળવાનું ઠેકાણું:—
વ્યવસ્થાપકઃ—શાહ શીવલાલ પુરષોત્તમ, ઑ. સેક્રેટરી
ઠે. શ્રી સ્થાનકવાસી જૈન પૌષધશાળા : ઘાટકોપર
[ જી. આઇ. પી. રેલ્વે જી. થાણા ]

લીંબડી નિવાસી શેઠ રમણિકલાલ છોટાભાઈએ
પોતાના સ્વર્ગસ્થ પૂજ્ય માતુશ્રીને આપેલ

# અર્પણ પત્રિકા

હે તીર્થસ્વરૂપ મ્હારાં પૂજ્ય માતુશ્રી !

આપનાં સ્નેહભર્યા નયનો, આપની અમૃત વાણી, આપના કોમળ કર કમળનો સ્પર્શ, આપની સુકોમળ ગોદ શય્યા, આપે મારા પ્રત્યે ઉચ્ચ સંસ્કારોનું નિરંતર કરેલ સિંચન, અને આપે મારા માટે ઊઠાવેલા અથાગ પરિશ્રમો એ સર્વે નિરંતર મારી નજર સામે તાજાં ને તાજાં અનુભવાય છે.

હે માતુશ્રી ! મારા હૃદયમાં જે કાંઈ સદ્‌વિચારો ઉદ્‌ભવે છે, મારા વર્તનમાં જે કાંઈ સદાચાર ટકી રહેલા છે, તે સાથે મને જે કાંઈ સુખ સાધનો પ્રાપ્ત થયાં છે, તે સર્વે આપશ્રીની શુભાશિષનું જ પરિણામ છે.

હે મારાં માયાળુ માતુશ્રી ! આપના મહાન ઉપકારનો બદલો હું કાંઈપણ આપને આપી શકવા સમર્થ નથી જેથી હું આપનો કાયમના માટે ઋણિ છું. તે ઋણમાંથી યત્કિંચિત્ પણ મુક્ત થવા આપની જૈન બ્હેનોના જીવનમાં સદાના માટે ઉપયોગી થાય તેવું આ સદ્‌બોધ મંગળ માળા નામનું પવિત્ર પુસ્તક આપશ્રીને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું

લી : આપશ્રીના સ્નેહસાગરમાં ઉછરેલો,
આપનો રમણિક.



લીંબડીવાળા શેઠ રમણીકલાલ છોટાલાલના પરમપૂજ્ય
માતુશ્રી નાનીબાઈ.

દેહોત્સર્ગ
સંવત્ ૧૯૭૭ ના આસો વદી ૨.

॥ ॐ अर्हं श्री आउसाय नमः ॥

# श्री सद्‌बोध मंगळमाळा.

## १—स्वाध्याय मंगळ.

### पद १– नमोकार महामंत्र सज्झाय.

नमो अरिहंताणं, नमो सिद्धाणं नमो आयरियाणं ।
नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं १
अरिहंताणं नमोकारो, सव्व पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं २
सिद्धाणं नमोकारो, सव्व पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, बितियं हवइ मंगलं ३
आयरियाणं नमोकारो, सव्व पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, तईयं हवइ मंगलं ४
उवज्झायाणं नमोकारो, सव्व पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, चउत्थं हवइ मंगलं ५
सव्व साहूणं नमोकारो, सव्व पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पंचमं हवइ मंगलं ६
एसो पंच नमोकारो, सव्व पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, आदि हवइ मंगलं ७

### पद २—नमोकार महिमा सज्झाय.

जिण सासणस्स सारो, चउद्दसपुव्वाणं जो समुद्धारो ।
जस्समणे नवकारो, संसारो तस्स किं कुणइ १
एसो मंगल निलओ, भवविलओ सयल संघ सुहजणय ।
नवकार परम मंतो, चिंतिअमित्तं सुहं देइ २

अपुव्वो कप्पतरु चिंतामणि, कामकुम्भ कामगवी ।
जो घायइ सयल काउ, सो पावइ सिवसुह विउलं ३
हरइ दुहं कुणइ सुहं, जणइ जस सोसए भवसमुद्दं ।
इहलोए परलोए, सुहाण मूल नवकारो ४
भोयण समये सयणे, सुहकम्मे पयाणपवेसण वसणे ।
पंच नमुक्कार खलु, समरिज्जा सव्वकालंमि ५

## पद ३–पंचपद सज्झाय

अरिहंता मम मंगलं, अरिहंता मम देवया ।
अरिहंता कित्तिअताण, वोसिरामि मे पावकम्म १
सिद्धाय मम मंगलं, सिद्धाय मम देवया ।
सिद्धाय कित्तिअताण, वोसिरामि मे पावकम्म २
आयरिया मम मंगलं, आयरिया मम देवया ।
आयरिया कित्तिअताण, वोसिरामि मे पावकम्म ३
उवज्झाया मम मंगलं, उवज्झाया मम देवया ।
उवज्झाया कित्तिअताण, वोसिरामि मे पावकम्म ४
सव्व साहू मम मंगलं, सव्व साहू मम देवया ।
सव्व साहू कित्तिअताण, वोसिरामि मे पावकम्मं ५
एए पंच मम मंगलं, एए पंच मम देवया ।
एए पंच कित्तिअताण, वोसिरामि मे पावकम्म ६

## पद ४–देवगुरु सज्झाय.

तित्थयरा मम मंगलं, तित्थयरा मम देवया ।
तित्थयरा कित्तिअताण, वोसिरामि मे पावकम्म १
केवलि मम मंगलं, केवलि मम देवया ।
केवलि कित्तिअताण, वोसिरामि मे पावकम्म २
गणहरा मम मंगलं, गणहरा मम देवया ।
गणहरा कित्तिअताण, वोसिरामि मे पावकम्म ३

गोयम मम मंगलं, गोयम मम देवया।
गोयम कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ४
सुहम्म मम मंगलं, सुहम्म मम देवया।
सुहम्म कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ५
बहुस्सुया मम मंगलं, बहुस्सुया मम देवया।
बहुस्सुया कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ६
तवस्सि मम मंगलं, तवस्सि मम देवया।
तवस्सि कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ७

## पद ५—विनयादि द्वादस गुण सज्झाय.

विणय मम मंगलं, विणय मम देवया।
विणय कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं १
पवयणं मम मंगलं, पवयणं मम देवया।
पवयणं कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं २
दंसणं मम मंगलं, दंसणं मम देवया।
दंसणं कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ३
पव्वज्जा मम मंगलं, पव्वज्जा मम देवया।
पव्वज्जा कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ४
अहिंसा मम मंगलं, अहिंसा मम देवया।
अहिंसा कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ५
सच्चवयं मम मंगलं, सच्चवयं मम देवया।
सच्चवयं कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ६
दत्तवयं मम मंगलं, दत्तवयं मम देवया।
दत्तवयं कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ७
सीलवयं मम मंगलं, सीलवयं मम देवया।
सीलवयं कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ८
अकिंचणं मम मंगलं, अकिंचणं मम देवया।
अकिंचणं कित्तिअताणं, वोसिरामि मे पावकम्मं ९

जिणआणा मम मगलं, जिणआणा मम देवया ।
जिणआणा किरितअताणं, वोसिरामि मे पावकम्म १०
उवसम मम मगल, उवसम मम देवया ।
उवसम किरितअताणं, वोसिरामि मे पावकम्म ११
समाहि मम मगल, समाहि मम देवया ।
समाहि किरितअताण, वोसिरामि मे पावकम्म १२

# ૨–સ્તુતિ મંગળ.

## પદ ૬–પંચપરમેષ્ટિ નમસ્કાર.

[ રાગ–લાવણી ]

નમસ્કાર હો અરિહંતોને, અંતર શત્રુ તણા હરનાર,
નમસ્કાર હો સિદ્ધ સકળને, અજરામર પદના ધરનાર ૧
નમસ્કાર હો આચાર્યોને, પાળે પળાવે પચાચાર,
નમસ્કાર હો ઉપાધ્યાયોને, ભણે ભણાવે આગમ સાર ૨
નમો લોકમા સર્વ સાધુને, પંચ મહાવ્રત પાળણહાર,
એ પાચે નમસ્કાર સર્વથા, સર્વ દુરિતોને હરનાર ૩
સર્વ મગળ માહે એ મગળ, પ્રથમ સર્વમા ઉત્તમ એહ,
**દુર્લભ** ભવસાયરનો તારક, મત્રરાજ મનમોહક તેહ ૪

## પદ ૭–પંચપરમેષ્ટિ નમસ્કાર.

[ રાગ–ગઝલ ]

સકલ મગલ મહીં મગલ, મહા મગલ ગણું જેને,
પ્રભુ તે પચ પરમેષ્ઠિ, નમુ છુ પ્રેમથી તેને. ૧
અરિહંતો જિનેશ્વર જે, છતીને રાગ દ્વેષોને,
વર્યા છે જ્ઞાન કેવળને, નમું છુ પ્રેમથી તેને ૨
બીજા છે સિદ્ધ પરમાત્મા, કરીને ભસ્મ પાપોને,
વિરાજે મુક્તિ પદમા જે, નમુ છુ પ્રેમથી તેને. ૩

ધરી ચારિત્ર આચાર્યો, ધરાવે ભવ્ય જીવોને,
વિદારે કર્મના મળને, નમું છું પ્રેમથી તેને. ૪
ભણાવે જે ઉપાધ્યાયો, સકળ સિદ્ધાંત સમજીને,
રમે છે જ્ઞાનના દાને, નમું છું પ્રેમથી તેને. ૫
સકળ લોકે મુનિરાજો, જગતના મોહ મારીને,
ગુંથાયા આત્મશુદ્ધિમાં, નમું છું પ્રેમથી તેને. ૬
અમારી આત્મશુદ્ધિનો, વ્હાલો મંત્ર બોલીને,
લેવાને અમર પદને, નમું છું પ્રેમથી તેને. ૭

## પદ ૮—દેવગુરૂવંદન વિધિ.

[ રાગ ગઝલ ]

વિધિથી વંદના કરવા, વિનયથી ધ્યાન ધારૂં છું,
દયાળુ પંચ પરમેષ્ટિ, તમોને પાય લાગું છું. ૧
પ્રદક્ષિણા કરૂં જમણી, હવે હું હાથ જોડીને,
કરીને નાથ સ્તુતિ હું, તમોને પાય લાગું છું. ૨
કરીને વંદના તમને, સકલ સત્કાર અર્પું છું,
વધાવી ખુબ માનેથી, તમોને પાય લાગું છું. ૩
તમે તો પંચ પરમેષ્ટિ, અતિ કલ્યાણકારી છો,
મહા મંગલ તણા દાતા, તમોને પાય લાગું છું. ૪
દીપો છો દેવ સરખા ને, અતિશય જ્ઞાનવંતા છો,
ખરે મનવાણી કાયાથી, તમોને પાય લાગું છું. ૫

## પદ ૯—નવકારમંત્ર મંગળ સ્તુતિ.

[ પ્રીયતમ પ્રભુ નમીયે આપને—એ રાગ ]

નમું નમું મહાપદ નવકારને, પ્રભુ મંત્ર મહા સુખકારને. નમું.એ ટેક
પ્રથમ પદે અરિહંત જિનેશ્વર, નમું ભવિ તારણહારને. નમું. ૧

બીજે પદે નમું સિદ્ધ નિરંજન, ભવજળ પાર ઉતારને. નમું ૨
ત્રીજે પદ આચાર્યજી ઉત્તમ, પાળે પંચાચારને. „
ઉપાધ્યાય પદ ચોથે નમીએ, ભણે ભણાવે સારને. „ ૪
પંચમ પદ નમું મુનિ ગુણુનરી, પંચ મહાવ્રતધારને. „ ૫
પંચ પદ એ જગમાં જયકારી, પાપ મિટાવણહારને. „ ૬
ભાવ ધરી જપતા સુખ પામે, નિત્ય નિત્ય મંગળમાળને. „ ૭
રોગ શોક સંતાપ સમાવે, વિઘ્ન નિવારણહારને. „ ૮
કહે વિનય મુનિ કર જોડી, નમો નમો નવકારને પ્રભુ. „ ૯

## પદ ૧૦–મહાવીરપ્રભુજીની સ્તુતિ.

[ પ્રિયતમ પ્રભુ નમીએ આપને—એ રાગ ]

નમું નમું મહાવીર ભગવાનને, શાસન નાયક ગુણવાનને. ટેક
ચોવિસમા જિનવર જયકારી, ત્રિશલાનંદ અભિરામને. નમું ૧
ચાર કર્મ ઘન ઘાતિ ખપાવ્યા, પામ્યા કેવળજ્ઞાનને. નમું ૨
પર ઉપકારી સહુ સુખકારી, ધારી નિર્મળ ધ્યાનને. નમું ૩
શાસ્ત્રબોધ અવિરોધ સુણાવ્યા, તજી ક્રોધ ભયમાનને. નમું ૪
ધૈર્ય ધરી બહુ અધમ ઉધાર્યા, તાર્યા દઈ શુભ જ્ઞાનને. નમું ૫
ગુણ અનંત ભગવંત તમારા, ગાવે ગુણી ગુણ જ્ઞાનને. નમું ૬
ભવસાગર અમ પાર ઉતારો, અર્જ ધરો એહ ધ્યાનને. નમું ૭
મોહ માન માયા અમ ટાળો, ટાળો અમ અજ્ઞાનને. નમું ૮
કહે વિનય મુનિ કર જોડી, નમો વીર વર્દ્ધમાનને. નમું ૯

## પદ ૧૧–પંચ પરમેષ્ટિ સ્તવન.

[બિડવે ભાર ધર્યો છે રાજ, વાતો કેમ કરો છો—એ દેશી ]

કેવળ નાણ ને દરશન પામી, ચઉ વિધ ધર્મ પ્રકાશ્યો,
ચાર તીર્થ પ્રભુ થાપી પ્રીતે, મોક્ષ માર્ગ ચિત્ત વાસ્યો,
વદુ પ્રેમ ધરીને રાગ, અરિહંતજી જયકારી. ૧

અષ્ટ કર્મ ક્ષય કરીને વરીયા, આઠે ગુણ સુવિશાળ,
લોકાંતે વસી અવિચળ સુખમાં, દેખી રહ્યા જગ ખ્યાલ,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, સિદ્ધ પ્રભુ જયકારી. ૨
છત્રીશ ગુણ જગમાંહી ગાવા, ચોસઠ સંપદ ધારી,
ગચ્છ નાયક ભવ ત્રીજે પામે, મોક્ષ ગતિ સુખકારી,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, આચાર્ય જયકારી. ૩
પચવીશ ગુણના પૂર્ણ ભરીયા, સંઘ સકળ સુખદાયી,
ભણે ભણાવે ગચ્છ સુધારે, જ્ઞાન દર્શન ચિત્તઠાઇ,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, પાઠકજી જયકારી. ૪
પંચ મહાવ્રત સુધા પાળે, દુષણ સઘળા વારે;
નિજ આત્મા પર આત્મા તારે, ગુણ સત્તાવીશ ધારે,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, સાધુ સકળ જયકારી. ૫
પંચ પરમેષ્ટિ ધર્મની ધુરે, ભાખે શ્રી જિનરાય,
સકળ મંત્રમાં મંત્ર એ મોટો, જપતા પાતક જાય,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, મંત્ર પ્રથમ જયકારી. ૬
ચિત્ત ચંચળ છાંડી શુભ ભાવે, જે ધ્યાશે પરમેષ્ટિ,
**વીર મુનિ** કહે તે નર લેશે, નિર્મલ અનુભવ દ્રષ્ટિ,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, પરમેષ્ટિ જયકારી. ૭

## પદ ૧૨-પંચ પરમેષ્ટિ સ્તવન.

[ રાગ ધોળ, રામલક્ષ્મણ વનમાં સીધાવીયાં—એ રાગ. ]

પ્રથમ પદે અરિહંત નમું સદા, જેહ બાર ગુણે કરી યુક્ત,
અઢાર દોષ મૂકત, સ્મરણ શ્રી નવકારનું. એ ટેક. ૧
જઘન્યપદે તીર્થંકર વીશ છે, ઉત્કૃષ્ટા એકસો સીંતેર,
જેમાં નહિ ફેર, સ્મરણ શ્રી નવકારનું. ૨

બાર પ્રખદામાં ઉપદેશ આપના, ચોત્રીશ અતિશય જેહની પાસ,
પાંત્રીશ વાણી ખાસ, સ્મરણ શ્રી નવકારનું. ૩
દોય ક્રોડ કેવળી બિરાજતા, ઉત્કૃષ્ટા હોય તો નવ ક્રોડ,
દીધાં કર્મ ત્રોડ, સ્મરણ શ્રી નવકારનું. ૪
ઘાતી કર્મ ટાળી કેવળ પામીયા, થયા મૂક્તિ તણા વરનાર,
અનંત સુખસાર, સ્મરણ શ્રી નવકારનું. ૫
એવા અરિહંતને નમીએ સદા, જેહ તર્યા અપાર સંસાર,
ભવિ તારણહાર, સ્મરણ શ્રી નવકારનું. ૬
બીજે પદે સિદ્ધ ભગવંતજી, આપ આઠ ગુણો ધરનાર,
પામ્યા ભવપાર, સ્મરણ શ્રી નવકારનું. ૭
જેહ પન્નર ભેદે કરી સિદ્ધ હુવા, એકમાંહી અનેકજ હોય,
અનેકે એક જોય, સ્મરણ શ્રી નવકારનું. ૮
પ્રભુ અજર અમર અકલ વિભુ, શીવ નિરંજન નિરાકાર,
નામ છે અપાર, સ્મરણ શ્રી નવકારનું. ૯
ત્રીજે પદે આચાર્યજી ઓપના, જિનશાસનના શણગાર,
છત્રીશ ગુણધાર, સ્મરણ શ્રી નવકારનું. ૧૦
ગુણી ગણધર બાવન ગુણે નીલા, ગુરૂ આદિ વાણી ઝીલનાર,
દીધો ઉપકાર, સ્મરણ શ્રી નવકારનું. ૧૧
ચોથે પદે ઉપાધ્યાય સેવીએ, જ્ઞાન દાન તણા જે દાતાર,
નમો વારંવાર, સ્મરણ શ્રી નવકારનું. ૧૨
ગુણ પચવીશ સ્વામિજી આપણા, ભણો ભણાવો સહુ નરનાર,
ધન્ય બલીહાર, સ્મરણ શ્રી નવકારનું. ૧૩
મુનિવર નમું પદ પાંચમે, શોભે સત્યાવીશ ગુણે જેહ,
ટાળે કર્મ એહ, સ્મરણ શ્રી નવકારરનું. ૧૪

**મુનિ શામ** કહે સ્મરણુ કીજીયે, પંચ પરમેષ્ટિ મંત્ર પ્રધાન,
સુખોનું નિધાન, સ્મરણુ શ્રી નવકારનું. ૧૫

## પદ ૧૩-પંચ પરમેષ્ટિની આરતિ.

[ રાગ-આરતિ ]

આનંદ મંગળ કરૂં આરતિ, સંતચરણુની સેવા. ટેક.
શિવ સુખકારણુ વિઘ્ન નિવારણુ, પંચ પરમેષ્ટિ દેવા. આ૦ ૧
પ્રથમ આરતિ અરિહંત દેવા, કર્મ ખપે તત્‌ખેવા,
ચોસઠ ઈંદ્ર કરે તુમ સેવા, વાણી અમૃત મેવા. આ૦ ૨
બીજી આરતિ સિદ્ધ નિરંજન, ભંજન ભવ ભય કેરા,
ચિદાનંદ સુખકંદ અખંડ, મિટે ભવોભવ ફેરા. આ૦ ૩
ત્રીજી આરતિ શ્રી આચાર્યજી, છત્રીશ ગુણ ગંભીરા,
સંઘ શિરોમણી શોભે દિનમણિ, દાતા બોધ અનેરા. આ૦ ૪
ચોથી આરતિ ઉપાધ્યાયજી, ભણે ભણાવે એવા,
સૂત્ર અર્થ કરે તત્‌ખેવા, સેવા કરે તસ દેવા. આ૦ ૫
પંચમી આરતિ સર્વ સાધુજી, ભારંડ પંખી જેવા,
મહાવ્રત પાળે દૂષણુ ટાળે, અવિચળ શિવ સુખ લેવા. આ૦ ૬
ગાય શીખે ને સૂણે આરતી, ભવિજન ભાવે એવા,
તેહ તણા પાતક દૂર જાએ, નિત્ય નિત્ય મંગળ મેવા. આ૦ ૭
ભાવ ધરીને ગાવે આરતિ, પંચ પરમેષ્ટિ દેવા,
**વિનયચંદ્ર** મુનિ ગુણ ગાવે, લેવા શિવ સુખ સેવા. આ૦ ૮

## પદ ૧૪-નવપદજી સ્તવન.

[ હું તુંજ સાથે ન બોલું ઋષભજી, તેં મુજને વિસારીજી. એ દેશી ]
જય જય જિનવર વંદુ ભાવે, વંદુ સિદ્ધ અનંતાજી,
ગુણવંતા ગણુધરને વંદુ, શાસનમાં જયવંતાજી. ૧

આયરિયા ઉવઝ્ઝાયને વંદુ, મુનિવર જે ગુણવંતાજી,
પાંચે પદને પ્રેમે વંદુ, ગુણ અનંત ધરંતાજી ૨
અનંત પ્રકાશક નાણને વંદુ, વંદુ દર્શન દિન કરજી,
આત્મ રમણ ચારિત્રને વંદુ, વંદુ તપ પદ સુખકરજી ૩
પંચ પરમેષ્ટિ પદને ધ્યાતા, જ્ઞાનાદિક ગુણ ધરીયેજી,
**શામમુનિ** નવ પદને સેવી, અવિચલ સુખડા વરીયેજી ૪

## પદ ૧૫–ચાર મંગળ સ્તવન ✓

[ રાગ–ઉપર પ્રમાણે ]

પ્રથમ અરિહંત મંગલ મોટું, બીજે સિદ્ધ ભગવાનજી,
ત્રીજું મુનિ મંગલ મન ધરીયે, તુર્ય મંગલ ધર્મ ધ્યાનજી ૧
એ ચારે મંગલ જગ મોટા, ચારે મુખ્ય પ્રધાનજી,
એ ચારે શરણા નિત્ય સેવું, આત્મિક શાંતિ નિધાનજી ૨
મહાવીર મંગલ નિત્ય મહારે, મંગલ ગૌતમ સ્વામિજી,
**શામમુનિ** સર્વે મુનિવરને, વંદન કરે શિર નામીજી ૩

## પદ ૧૬–મંગળ સદા મારે હજો. ✓

[ રાગ–ભૈરવી ગઝલ ]

ચોત્રિશ અતિશય યુક્ત છે, જે સર્વ દોષ વિમુક્ત છે,
એવા જિનેશ્વર દેવનું, મંગળ સદા મારે હજો ૧
જે મોક્ષ લક્ષ્મી વરેલ છે, જે અચળ ઠામ ઠરેલ છે,
એવા નિરંજન સિદ્ધનું, મંગળ સદા મારે હજો ૨
પાળે મહાવ્રતો, ભલા, જે છે વિચારે નિર્મળા,
એવા પ્રવર મુનિરાજનું, મંગળ સદા મારે હજો. ૩
જે સકળ સુખ દાતાર છે, જેનો પ્રતાપ અપાર છે,
એવા જિનોક્ત સુધર્મનું, મંગળ સદા મારે હજો ૪

મંગળ સદા મારે હજો, શરણું સદા મારે હજો,
**મુનિ વિનય** એ ચારે-તણું, મંગળ સદા મારે હજો. ૫

## પદ ૧૭-મંગળ સ્તવન.

[ રાગ-ગઝલ ]

અરિહંત મંગળ સત્ય છે, શ્રી સિદ્ધ મંગલ સત્ય છે,
સત્સાધુ મંગળ સત્ય છે, સદ્ધર્મ મંગલ સત્ય છે. ૧
અરિહંત ઉત્તમ સત્ય છે, શ્રી સિદ્ધ ઉત્તમ સત્ય છે,
સત્સાધુ ઉત્તમ સત્ય છે, સત્ધર્મ ઉત્તમ સત્ય છે. ૨
અરિહંત શરણું સત્ય છે, શ્રી સિદ્ધ શરણું સત્ય છે,
સત્સાધુ શરણું સત્ય છે, સદ્ધર્મ શરણું સત્ય છે. ૩
એ ચાર મંગળ સત્ય છે, એ ચાર ઉત્તમ સત્ય છે,
એ ચાર શરણાં સત્ય છે, **મુનિવિનય** એ શુભ કૃત્ય છે. ૪

## પદ ૧૮-ચત્તારી શરણ સાચાં છે.

[ રાગ-કવાલી ગઝલ ]

સમજ તું જીવ સદ્‌ભાગી, સંસારી રાહ ખોટો છે,
ધરી લે ધ્યાનમાં એ તું, ચત્તારી શરણુ સાચાં છે. ૧
ગણે ધન ધામ તું તારા, સંબંધી સૂત ને દારા,
અલગ એ સર્વ થાનારા, ચત્તારી શરણુ સાચાં છે. ૨
તદન તકલાદી તુજ કાયા, ચલિત છે તેહના પાયા,
ખરે ધરવી વૃથા માયા, ચત્તારી શરણુ સાચાં છે. ૩
મળ્યા અધિકાર પર મોહી, ફૂલે છે શું અરે ભાઈ !
કદીયે સ્થાયી નહિ કોઈ, ચત્તારી શરણુ સાચાં છે. ૪
અસ્થિરતા જગતની જાણી, ચેતવવા વિશ્વના પ્રાણી,
ઉચ્ચારી જ્ઞાનિએ વાણી, ચત્તારી શરણુ સાચાં છે. ૫

કહે છે કીર દીલ દાગ, સંકટમાં સાથ કરનારાં,
મહા સુખ શાંતિ દેનારાં, અતારી શરણુ સાચાં છે. ૬
[ કર્તા પોપટલાલ કેવળચંદ શાહ રાજકોટ. ]

## પદ ૧૯–ચાર માંગલિક વિષે.

[ મારા વ્હાલાજી કેરીના દહાડારે જાવમ જોર છે. એ–રાગ ]
સાહેલીરે માગલિક વાણી વરએ, અતર ચોકમાં,
વટ ભગવા દે વહેલી થા તું, પરવશ થઈ મને રોકમાં. ટેક.
આ માગલિક પહેલુ ઉત્તમ ટાણુ,ગુણુ બાર જિનેશ્વરના જાણું,
નિત્ય પ્રત્યે હરખે ઉર આણુ સાહેલી રે ઘટ ભરવા દે. ૧
આ માગલિક બીજુ સુખકારી, ગુણુ આઠ ભણુ સિદ્ધના ધારી,
જેણે ચાર ગતિને નિવારી સાહેલી રે ૨
આ માગલિક ત્રીજુ ગુણકારી, જે મળીયા મુનિવર વ્રતધારી,
તે તરીને તારે ભવ પારી સાહેલી રે ૩
ગુણ તેના છત્રીશ પંચવીશે, વળી ગાવું ગુણ મુનિ સતવીશે,
જેમ કહ્યુ જિનેશ્વર જગદીશે સાહેલી રે ૪
આ માગલિક ચોથું જે કરીએ, જિન ધર્મ સદા ઉરમાં ધરીએ,
જેમ વ્હેલા વ્હેલા શિવ વરીએ. સાહેલી રે. ૫
એ માંગલિક ઉત્તમ ચારે છે, ખરૂં સગપણુ તેથી મારે છે,
તે વિના સર્વે વ્યવહારે છે સાહેલી રે. ૬

## પદ ૨૦–ધર્મમંગળ વિષે.

[ મારે ચાદલીયો ઉગ્યો ને હરણ્યાં આથમ્યાંરે. એ–રાગ ]
મહિમા મોટુ મગળ ધર્મ તણુ ધારવું રે,
અન્ય મંગળ અમંગળરૂપ થાયરે, સ્નેહથી ધર્મ સેવીએરે. ટેક
સાચી શાંતિ પણુ એહ થકી સંભવે રે,
એના વિના અશાન્તિઓ ઉભરાય રે સ્નેહથી૦ ૧

ન્યાય નીતિ એહ વૃક્ષ તણાં મૂળ છે રે,
મહાવ્રત જેની શાખાઓ મનાય રે. સ્નેહથી૦ ૨
આધિ વ્યાધિ ઉપાધિ અલગાં રહે રે,
આની ભૂમિકામાં ભય ન ભરાય રે. સ્નેહથી૦ ૩
જેણે એહ સાચાં મંગળને ઓળખ્યું રે,
તેહ અન્ય સ્થળે નવ અટૂળાય રે. સ્નેહથી૦ ૪
એહ રસાયણ હૃદયમાં રેડીએ રે,
શોક સંકટોના સમૂહો સમાય રે. સ્નેહથી૦ ૫
એનું અંજન જો આંજે ગુરૂ આંખમાં રે.
આખી દુનિયાનાં નિધાન દેખાય રે. સ્નેહથી૦ ૬
એહ મંદિરમાં મહાનંદ માલીએ રે,
ગંદી ગટરોમાં કોણ ગોથાં ખાય રે. સ્નેહથી૦ ૭
**સંતશિષ્ય** શુધ્ધ ધર્મને સેવ્યા થકી રે,
જન્મ મરણનાં સર્વ દુઃખો જાય રે. સ્નેહથી૦ ૮

## પદ ૨૧ મંગળ સ્તવન.

[પહેલુ તે માંગલિક જે ધરે જીવનાં જતન કરેજી. એ દેશી.]

પહેલું તે માંગલિક, અરિહંત દેવ મારે મન વસ્યાજી,
બીજું તે માંગલિક, સિદ્ધ પ્રભુ દેખી મન ઉલસ્યાંજી,
ત્રીજું તે માંગલિક, મુનિવરા નિત્ય નમું નેહથીજી,
ચોથું તે માંગલિક, જિનવર ધર્મ ધરૂં સ્નેહથીજી. ૧
પાંચમું માંગલિક, પંચપદ પરમેષ્ટિ ધ્યાઈએજી,
છટ્ઠું તે માંગલિક, સોળ સતી ગુણ નિત્ય ગાઇએજી,
સાતમું માંગલિક, જ્ઞાનરૂપી દીવો દીલમાં ધરોજી,
આઠમું માંગલિક, સમકિત સૂર્ય પ્રગટે ખરોજી. ૨

નવમુ તે માંગલિક, નવ વાડે શુદ્ધ શીલ સાદરોજી,
દશમુ તે માંગલિક, દશવિધ યતિધર્મ આદરોજી,
અગીયારમુ માંગલિક, અંગ અગીયારે ધન્ય જે ભણેજી,
બાર્મુ તે માંગલિક, બાર ભેદે તપ તપી કર્મ હણેજી ૩
તે ઘરે માંગલિક, જે ઘરે દયા દેવી દીલ વસ્યાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સત્યશીલ ઉલસ્યાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સંપી સર્વે ચાલતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે વિનય ગુણે મ્હાલતાજી ૪
તે ઘરે માંગલિક, જે ઘરે વીર વાણી વર પઢેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે મીઠી વાણી સુખ વદેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સેવાધર્મે શોભતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે જ્ઞાન ગુણે દીપતાજી ૫
તે ઘરે માંગલિક, જે ઘરે રાત્રી ભોજન નવ કરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે નિત્ય નવા વ્રત ધરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે જ્ઞાનગુણે ખીલતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે ધર્મ ધ્યાને ઝીલતાજી ૬
તે ઘરે માંગલિક, જે ઘરે પરનિંદા નવ કરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સદ્ગુણો શીર ધરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરો કદી નવ કોપતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરો સ્વર્ગસમા ઓપતાજી ૭
તે ઘરે માંગલિક, જે ઘરે મંગલ મન રાખતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે મંગલ વાણી ભાખતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે મંગલ કામો નિત્ય કરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે **શામ મુનિ** શિવ વરેજી ૮

## પદ ૨૨-મંગલ સ્તવન.

[ રાગ ઉપર પ્રમાણે ]

તે ઘરે માંગલિક, જે ઘરે માત સેવા સૂત કરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે પિતા ચરણે પુત્ર પડેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સાસુ સેવા વહુ કરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે વહુ પુત્રી સમ ઠરેજી. ૧

તે ઘરે માંગલિક, જે ઘરે પતિ સેવા સતી કરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે શીલ ગુણ સહુ ધરેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સમોવડીઆં સંપી રહેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે કડવાં વેણ નવ કહેજી. ૨

તે ઘરે માંગલિક, જે ઘરે આવ્યાંને આદર દીએજી,
તે ઘરે માંગલિક, જે ઘરે લ્હાવો લાખેણો લીએજી,
તે ઘરે માંગલિક, જે ઘરે જિનવર ગુણ સ્તવેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે જુઠું કોઇ નવ લવેજી. ૩

તે ઘરે માંગલિક, જે ઘરે સર્વતણું હિત ઇચ્છેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે સર્વતણું સુખ વાંછેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે વ્યસન માત્ર ન હોવેજી,
તે ઘરે માંગલિક, જે ઘરે કોઈ પણ નવ રોવેજી. ૪

તે ઘરે માંગલિક, જે ઘરો સ્વચ્છપણે શોભતાંજી,
તે ઘરે માંગલિક, જે ઘરે રોગ નવિ થોભતાજી,
તે ઘરે માંગલિક, જે ઘરે મંગલ ગીતો ગાજતાંજી,
ધન્ય તે **શામમુનિ**, જે ઘરે સર્વ મંગલ રાજતાંજી. ૫

## પદ ૨૩–જિનરાજભાવિત આગમની આશાતના વિષે.

[ વીર કુવરની વાતડી કોને કહીએ –એ દેશી ] ✓

આગમની આશાતના નવ કરીયે, હારે નવિ કરીયે રે, નવિ કરીયે,
હારે સૂત્ર ભક્તિ સદા દીલ ધરીયે, હારે વીર વાણી અનુસાર આ૦ ૧
જ્ઞાન વિરાધક, પ્રાણિયા મતિહીના, હારે તે તો પરભવે, દુ ખિયા દીના,
હારે ભરે પેટ પર આધીના, હારે નીચ ઘરે અવતાર આ૦ ૨
અંધા લુલા પાગળા પિંડરોગી, હારે જન્મ્યા તે માત વિયોગી,
હારે સતાપ ઘણો ને શોગી, હારે વિયોગી અવતાર આ૦ ૩
મુગા ને વળી બોબડા ધનહીના, હારે ત્રીયા પુત્ર વિયોગે ખીના,
હારે મતિ મૂઢ વિવેક વિહીના, હારે જેવુ રણુનું રોઝ આ૦ ૪
જ્ઞાન તણી આશાતના કરી દૂર, હારે સૂત્રભક્તિ કરો ભરપૂર,
હારે રહો શ્રી **શુભવીર** હજૂર, હારે નિર્મળ જ્ઞાન પમાય. આ૦ ૫

## પદ ૨૪–પ્રવચનની પ્રભાવના વિષે

[ રાગ ઉપર પ્રમાણે ]

પ્રવચનની પ્રભાવના નિત્ય કરીએ, હારે મન નિશ્ચલ એહવુ ધરીયે,
હારે જેથી શુભગુણ સ્થાને ચડીયે, હારે ભવતારિણી નાવ પ્ર૦ ૧
પ્રવચનની પ્રભાવના હિતકારી, હારે પાર પામ્યા કઈ નરનારી,
હારે ઘણા થયા ઓછા અવતારી, હારે તેનો જન્મ કૃતાર્થ પ્ર૦ ૨
થાવરચ્ચા પુત્ર પગવડા ઋદ્ધી ભારી, હારે હુવા સયમ લેવા તૈયારી,
હારે આવ્યા કૃષ્ણ કરી અશ્વારી, હારે લીધો ગોદ બોલાય. પ્ર૦ ૩
મસ્તક ચુબી પૂછીને મન જોયું, હારે જેનું નેમ ચરણે ચિત્ત મોહ્યુ,
હારે જેણે જન્મ મરણ દુ ખ ખોયુ, હારે કૃષ્ણે પુરી બહુ સાજ પ્ર૦ ૪
પડહ બજડાવ્યો સહસને સોડાડી, હારે નીજ સૈન્ય સકલ શણગારી,
હારે મોટો મહોચ્છવ કીધો મોરારી, હારે સોપ્યા પ્રભુજીને હાથ. પ્ર૦ ૫

જિનમત દીપાવતાં ગુણ વાધ્યો, હાંરે ધન્ય માનવનો ભવ લાધ્યો,
તેથી તીર્થંકર પદ બાંધ્યો, હાંરે હોશે બારમા દેવ. પ્ર૦ ૬
રને વારે જાણીયે મગધેશ, હાંરે જેનો પુણ્ય પ્રભાવ વિશેષ,
ફળીયો ગુણસુંદર ઉપદેશ, હાંરે વીરભક્ત નરેશ. પ્ર૦ ૭
તીર્થંકર બાંધીયું હિતકારી, હાંરે હોશે પદ્મનાભ અવતારી,
પ્રથમ શાસનમાં સીરદારી, હાંરે લેશે શીવપુરી વાસ. પ્ર૦ ૮
રૂદેવ પસાયથી ગુણ ગાયા, હાંરે જેનાં ચરણ કમળ સુખદાયા,
સેવ્યા ઉલટ અંગ સવાયા, હાંરે પ્રણમે **જિનવરદાસ**. પ્ર૦ ૯

## પદ ૨૫–જંગમ તીર્થ વિષે.

[ સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઈ અલબેલી–એ દેશી. ]

વારૂ રે તીરથ ચાર, જંગમ હિતકારી,
ય ધન્ય એ યાત્રા સાર, કરજો નરનારી. ટેક૦
લું તીર્થ પુંડરિક ગણધર, ગૌતમાદિક અણગારજો,
વ ધરીને નિત્ય ગુરૂ વંદો, તીરથમાં સરદાર. જંગમ. ૧
જું તીરથ બ્રાહ્મી સુંદરી, આદિ ચંદન બાલ જો,
ુવંતા ગુરૂણી ગુણ ગાઓ, તીરથ મંગળ માળ. જંગમ. ૨
જુ તીરથ શ્રાવક જાણો, ગુણ એકવીશ પ્રમાણ જો,
ખ પોખલી આનંદ આદિ, તત્ત્વ તણા ગુણ જાણ. જંગમ. ૩
થું તીરથ જગમાં ઉત્તમ, જિનવરે કર્યા વખાણ જો,
વિકા સોળસા જયંતિ, સતીઓ ચતુર સુજાણ. જંગમ. ૪
રે તીરથ ભાવ ધરીને, કરીએ આત્મ કાજ જો,
ર ગતિનાં દુઃખ નિવારે, ઉમેદ કરી મહારાજ. જંગમ. ૫

## પદ ૨૬—ચાર તીર્થનો મહિમા.

[ આગમની આશાતના નવ કરીએ—એ રાગ ]

જગમ તીર્થ સુસેવીયે સુખદાતા, હારે અષ્ટ પ્રવચન જેહના માતા,
હારે ગુણ સુરનર તેહના ગાતા, હારે વદન વાગ હજાર જ૦ ૧
બાવન ગુણે ગણધરા સુરિ છત્રીસ, હારે ઉપાધ્યાય ગુણે પચવીશ,
હારે મુનિ ગુણ ગાયા સત્યાવીશ, હારે ભાવે નમાવુ શીશ જ૦ ૨
તીર્થ બીજુ સુસાધવી મહારાજ, હારે સતી શીલગુણે શિરતાજ,
હારે જેણે પુણ્યની બાધી છે પાજ, હારે નમીયે નેહથી આજ જ૦ ૩
તીર્થ ત્રીજુ સુશ્રાવક વ્રતધારી, હારે ગુણ એકવીસ જાઉ બલીહારી,
હારે ત્રણ મનોરથ ચિતવે જારી, હારે દેવ ગતિમા વાસ જ૦ ૪
તીર્થ ચોથુ સુશ્રાવિકા શીનવતા, હારે ત્રીજા તીર્થના ગુણને ધરતા,
હારે ચારે તીર્થની સેવા કરતા, હારે નમીયે વિનય ભડાર. જ૦ ૫
ચાર મગળના મડળે જેનો વાસ, હારે પચ પદમા પણ છે નિવાસ,
હારે તેનો જાપ જપો શ્વાનોશ્વાસ, હારે ગુણનો નહિ પાર. જ૦ ૬
ભવ ઉતકૃષ્ટા ચારેના ચિત્ત ધારો, હારે પન્નર ભવે પામે ભવ પારો,
હારે વૈમાનિકમા એનો ઉતારો, હારે અમર પદ વરનાર. જ૦ ૭
જ્ઞાતા અગે ભાખીયા વીસ નામ, હારે તીર્થંકરપણું પામે આમ,
હારે જેહ કરે તીર્થ ગુણગ્રામ, હારે બાધે જિનવર ગોત્ર. જ૦ ૮
ભગવતી શતક વીશમા વીરે ભાખ્યા, હારે ચારૂ ચારેને તીર્થ દાખ્યાં,
હારે ચારે શ્રમણ સઘ નામ રાખ્યા, હારે કરીયે તેહનુ સ્તોત્ર જ૦ ૯
શતક સોળમે સાભળો તીર્થ કેવા, હારે ચારે રત્નોની માળા જેવા,
હારે એનો માથે ચઢાવી લેવા, હારે અતર જાણો પવિત્ર. જ૦ ૧૦
નદીસૂત્રમા ઉપમા આઠ આપી, હારે નગર ચક્ર રથ પદ્મ થાપી,
હારે શશિ સૂર્ય સમુદ્રને માપી, હારે મેરૂસમ સઘ સાર. જ૦ ૧૧

તીર્થ નામ પવિત્ર છે મંગળકારી, હાંરે ચારે આત્મિક ગુણ ભંડારી,
હાંરે તેના ચરણ સેવો નરનારી, હાંરે થાય કર્મનો નાશ. જં૦ ૫
સંસાર સાગરે તારતી ધર્મ નાવા, હાંરે ચારે બેઠાં મુક્તિપુર જાવા,
હાંરે શુદ્ધભાવે તેના ગુણ ગાવા, હાંરે **મુનિમંગળ** ગાય. જં૦ ૬
ઓગણીસે એકતાલીશમાં માસઆશુ, હાંરે વઢવાણકેમ્પમાં રહી ચોમા
હાંરે સ્તવન તીર્થ તણું રચ્યું ખાશું, હાંરે સ્વપર કલ્યાણકાજ. જં૦૭

[ કર્તા-લીંબડી સંઘાડાના સ્વર્ગસ્થ ગુરૂદેવ મંગલજી સ્વામી. ]

## પદ ૨૭-ભાવધર્મનો મહિમા.

[ રાગ ઉપર પ્રમાણે ]

ભાવ વડો છે સંસારમાં સૈયર મારી, હાંરે એમ બોલે સુમતિ નરનારી
હાંરે ભલા ભાવ તણી બલીહારી, હાંરે વારી વાર હજાર. ભાવ૦
ભાવ વિના દાન શીલ ને તપ જાણું, હાંરે જેવું લુણ વિના રસ ખાણું,
હાંરે જેમ કંઠ વિના ગાવે ગાણું, હાંરે શોભે નહિ લગાર. ભાવ૦
દાન શિયળ તપ ભાવથી સેવો બેની, હાંરે ટેક રાખવા શીખજો એની,
હાંરે બીજી આશા ન રાખજો કેની, હાંરે ભલો ભાવ આધાર. ભાવ૦
ભાવથી ભરતેશ્વર મુનિ શીવગામી, હાંરે કાચભુવનમાં કેવલ પામી,
હાંરે જાણો જગમાં અવિચલ નામી, હાંરે કર્યો આત્મ ઉદ્ધાર. ભાવ૦
બેસી ગજ અંબાડીએ વંદન જાતાં, હાંરે ભાવે ચઢીઆ મારૂદેવી માતા,
હાંરે પામ્યા કેવળ જગત વિખ્યાતા, હાંરે તોડયા મોહના તાર. ભાવ૦

## પદ ૨૮-ભાવ આરતિ.

[ રાગ ઉપર પ્રમાણે ]

ભાવ આરતિ કીજીએ મન ભાવે, હાંરે જેથી અજરામર પદ પાવે;
હાંરે તેથી જન્મ મરણ દૂર જાવે, હાંરે આપે શિવપુર વાસ. ભા.ટેક. ૧
આરતિ પહેલી જ્ઞાનની સુખકારી, હાંરે મતિ શ્રુત અવધિ ભારી;
હાંરે મનઃપર્યવ કેવલ ધારી, હાંરે થાયે અજ્ઞાન દૂર. ભાવ૦ ૨

આરતિ બીજી દર્શન અઘહારી, હારે પાચ ભેદ કહ્યા છે ભારી,
હારે તેને સેવો શ્રદ્ધા ધારી, હારે જગમાહી સાર ભાવ૦ ૩
આરતિ ત્રીજી ચરણની ચિત્તઆણું, હારે પાચ ભેદે શુદ્ધ વખાણું,
હારે રોકે આશ્રવ આવતુ જાણુ, હારે ગુણ અનતની માળ ભાવ૦ ૪
આરતિ ચોથી તપથી ધરો પ્યાર, હારે તપ તપીએ બાર પ્રકાર,
હારે ક્ષય કરે કર્મ ચાર ચાર, હારે જેથી અવિચન સુખ. ભાવ૦ ૫
**વીરમુનિ** ભાવ આરતિ કહી ઉ નાસે, હારે રહી જેતપુર ચોમાસે,
હારે નરનારી જે ભાવથી ગાશે, હારે જાણો જય જયકાર. ભાવ૦ ૬

## પદ ૨૯—મહાસતી રાજિમતિના ભાવ શણગાર વિષે.

[ રાગ-ઉપર પ્રમાણે ]

ચરણ કમળ જિનરાજના નમુ ભાવે,
હારે નમુ ભાવે રે નમુ ભાવે,
હારે જેથી સરસ ભાવના રસ આવે,
હારે ધન્ય પ્રભુ ઉપકાર ચરણ૦ ટેક ૧
સતી રે શિરોમણિ રાજુલ મન માન,
હારે કરી સમભાવ રૂપી સ્નાન,
હારે સમકીત આડ લલાટમા તાણુ,
હારે જિનવર નામ સાર. ચરણ૦ ૨
અંબોડો મહાવ્રતનો શિરપર રાજે,
હારે કાને સજ્ઝાય ઝાલ બિરાજે,
હારે ધર્મધ્યાન ઝુમણા છાજે,
હારે શુકલ ધ્યાનનો હાર ચરણ૦૩
ક્ષમા કકણ કર ચુડલો પ્હેરે ભાવે,
હારે શિયલ કટિ મેખલા ખલકાવે,

હાંરે પુણ્યરૂપી નુપૂર સોહાવે,
હાંરે શોભે સકલ દેદાર. ચરણ૦ ૪
ભાવના પચવીશ જાણજો મત સાર,
હાંરે તેને માનજો ઘુઘરાકાર,
હાંરે શોભે તેથી નુપૂર ઝણકાર,
હાંરે ભાવ ભૂષણહાર. ચરણ૦ ૫
શુદ્ધ ક્રિયાનો કંચવો કસ્યો તનશું,
હાંરે હેડે હામ ધરી શુદ્ધ મનશું,
હાંરે સતી શોભે સદા સોહાગણશું,
હાંરે રતિ નહિ વિકાર. ચરણ૦ ૬
ધર્મ પ્રેમ રંગ લાલની રે પટોળી,
હાંરે ઉપશમ રસ રંગમાં ઝબોળી,
હાંરે પ્હેરી ચાલ્યાં સુમતિ સખી ટોળી,
હાંરે જિનવર દરબાર. ચરણ૦ ૭
નાણ દંસણ ગીત ગાવતાં વડભાગી,
હાંરે નેમ પ્રભુજીને પાય લાગી,
હાંરે ફળ અમર પદવીનાં માગી,
હાંરે આપી કરો ઉપકાર. ચરણ૦ ૮
અમરફળ રત્નત્રયનાં પ્રભુ આપે,
હાંરે જેથી સકલ કર્મ દળ કાપે,
હાંરે આત્મશુદ્ધ કરે જિન જાપે,
હાંરે પહોંચ્યા મુક્તિ મોઝાર. ચરણ૦ ૯
બાવીસમા જિન નેમનાં એહ પત્ની,
હાંરે સતીએ રાખી ટેક સત્યવ્રતની,

હાંરે એવી સતીઓ અનેક જૈન મતની,
હાંરે વંદો નર ને નાર. ચરણ૦ ૧૦
માતા જન્મ પ્રમાણુ છે એવી નારી,
હાંરે સતી સદા અખંડ બ્રહ્મચારી,
હાંરે ઉમેદચંદ તેહની બલિહારી,
હાંરે વંદે વારંવાર. ચરણ૦ ૧૧

## પદ ૩૦–શ્રી સંઘ મહિમા વિષે. √

[ રાગ–હરિગીત છંદ ]

શ્રી સંઘ તીર્થક્ષેત્ર છે, શ્રી સંઘ સાચાં નેત્ર છે,
શ્રી સંઘ ગંગા માત છે, એ દેવતા સાક્ષાત્ છે. ૧
શ્રી સંઘ ભવજળ તીર છે, શ્રી સંઘ ઝરણાં નીર છે,
અમૃત અનુપમ ક્ષીર છે, જ્યાં વડીલ નાયક વીર છે. ૨
શ્રી સંઘ સેવા જે કરે, નર તેજ શિવ રમણી વરે,
દર્શન થતાં નયનો ઠરે, સૌ પાપ તાપ હરે ખરે. ૩
જ્યાં સંઘ પર નહિ પ્યાર ત્યાં, ધિક્ માનવી અવતાર ત્યાં,
સદ્‌ગુણ તણો સંહાર ત્યાં, અઘ દરદ દુઃખ અંધાર ત્યાં. ૪
જ્ઞાતિ સગાં સ્નેહી થકી, શ્રી ધર્મ પ્રેમ વધે નક્કી,
એ ધારણા ધરવી પક્કી, તો સંપત્તિ રહેશે ટકી. ૫

[ કર્તા–માસ્તર પ્રાણજીવન મોરારજી દોઢીવાળા રાજકોટ. ]

## પદ ૩૧–ક્ષેમાપના. √

[ રાગ કવાલી ગઝલ ]

પ્રથમ શ્રી દેવ અરિહંતો, અને શ્રી સિદ્ધ ભગવંતો,
કેવલ પદ પ્રાપ્ત મહંતો, ખરા દીલથી ખમાવું છું. ૧

આચાર્ય શુદ્ધ આચારી, અને ઉવજ્ઝાય ઉપકારી,
વિનયના ધર્મને ધારી, ખરા દીલથી ખમાવું છું. ૨
સાધુ જે લોકની માંહી, ગિરાજે મહા સતી ત્યાંહી,
પરમ ભક્તિ ચિત્તે ચાહી, ખરા દીલથી ખમાવું છું. ૩
જગતના સર્વ પ્રાણીને, આત્મવત્ સત્ય જાણીને,
વિશેષે વ્હાલ આણીને, ખરા દીલથી ખમાવું છું. ૪
દષ્ટિ સહુ વેરની છોડી, અંતરથી માનને મોડી,
જુગલ કર આજ હું જોડી, ખરા દીલથી ખમાવું છું. ૫

## પદ ૩૨–ઉગ્ર વ્રતધારી આત્માઓને ત્રિકાલવંદન.

[ રાગ–ગિઝાસ ]

જુઓરે જુઓરે જેનો, કેવાં વ્રતધારી,
કેવાં વ્રતધારી આગે, થયાં નરનારી. જુઓરે૦ ટેક
જુઓ જુઓ જંબુસ્વામી, બાલવયે બોધ પામી,
તજી રાજઋદ્ધિ જેણે, તજી આઠ નારી,
તજી આઠ નારી તેને, વંદના હમારી. જુઓરે૦ ૧
ગજ સુકુમાળ મુનિ, ધગે શીર પર ધુનિ,
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી,
ડગ્યા ન લગારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૨
કોશ્યાના મંદિર મધ્યે, રહ્યા મુનિ સ્થુલિભદ્ર,
વેશ્યા સંગ વાસો તોયે, થયા ન વિકારી,
થયા ન વિકારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૩
સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,
પતિવ્રતા માટે કન્યા, રહી તે કુમારી,
રહી તે કુંવારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૪

જનક સુતા જે સીતા, વર્ષ તો બારે વીત્યાં,
ઘણું દુઃખ વેઠ્યું તોયે, ડગ્યાં ન લગારી,
ડગ્યાં ન લગારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૫
સતી કળાવતી નામે, થયાં શંખપુર ગામે,
કર નિજ કાપ્યા તોયે, રહ્યાં ટેક ધારી,
રહ્યાં ટેક ધારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૬
દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એ તો કામ દેવે,
ઘણું દુઃખ વેઠ્યું તોયે, ડગ્યા ન લગારી,
ડગ્યા ન લગારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૭
ધન્ય ધન્ય તે નરનારી, એવી દ્રઢ ટેક ધારી,
જીવીત સુધાર્યું જેણે, પામ્યાં ભવ પારી,
પામ્યાં ભવ પારી, તેને વંદના હમારી. જુઓરે૦ ૮

## ૩—જિનરાજદેવનાં સ્તવનો.

### પદ ૩૩—ઋષભજિન સ્તવન.

[ વારકુંવરની વાતડી કોને કહીયે—એ દેશી. ]

અપ્સરા કરતી આરતિ જિન આગે, હાંરે જિન આગે, રે જિન આગે,
હાંરે એ તો અવિચળ સુખડાં માગે, હાંરે નાભિનંદન પાસ. અ૦ ૧
તાથૈ નાટક નાચતી પાય ઠમકે, હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે,
હાંરે સોવન ઘુઘરીયા ઘમકે, હાંરે લેતી ફૂદડી બાલ. અપ્સરા૦ ૨
તાલ મૃદંગને વાંસળી ડફ વેણા, હાંરે રૂડાં ગાવતી સ્વર ઝીણા,
હાંરે મધુર સુરાસુર નયણાં, હાંરે જોતી સુખડાં નિહાળ. અ૦ ૩
ધન્ય મરૂદેવા માતને પ્રભુ જાયા, હાંરે તોરી કંચન વરણી કાયા,
હાંરે મેં તો પૂરણ પુણ્યે પાયા, હાંરે દેખ્યો તારો દેદાર. અ૦ ૪

પ્રાણજીવન પરમેશ્વર પ્રભુ પ્યારો, હાંરે પ્રભુ સેવક હું છું તારો,
હાંરે ભવોભવના દુઃખડાં વારો, હાંરે તમે દીનદયાળ. અપ્સરા૦ ૫
સેવક જાણી આપનો ચિત્ત ધરજો,હાંરે મોરી આપદા સઘળી હરજો,
હાંરે **મુનિ માણેક** સુખીઓ કરજો,હાંરે જાણી પોતાનો બાળ. અ૦ ૬

## પદ ૩૪—અજિતજિન સ્તવન.

[ તુમે પિતાંબર પહેરોજી, મુખને મરકલડે—એ દેશી ]

અજિત જિણંદ ઉર ધારોજીરે, અમચી વિનતડી,
હું છું દાસ તમારો જીરે, રાખો કર પકડી;
પ્યારા મોહન ગારાજીરે, સુરત ચિત્ત ચડી,
અહો પ્રભુ પ્રાણ આધારજીરે, ન મૂકું અર્ધ ઘડી. ૧
તુમ ચરણે લય લીનજીરે, ભીનો જીવડલો,
હૃદયે પ્રગટ્યો જિનજીરે, જ્ઞાનનો દીવડલો;
ભાગ્ય દિશા અબ જાગીજીરે, ભાંગી ભૂખડલી,
દાડે મુજને લાધીજીરે, સમકીત સુખડલી. ૨
તુમ મુખડાંને મટકેજીરે, અટકી આંખડલી,
ભ્રમર કમળ જેમ ભટકેજીરે, પસારી પાંખડલી;
નીસૂણી તુમચી વાણીજીરે, આત્મા ઉલસીઓ,
નિરૂપમ નિર્મળ નાણીજીરે, મુજ મનડે વસીઓ. ૩
દેવ અનેક ઉવેખ્યાજીરે, જુઠા જાણીને,
પ્રત્યક્ષ પ્રભુ મેં પેખ્યાજીરે, કેવળ નાણીને;
ભવ અટવી અડવડીઓજીરે, મિથ્યા સંગ થકી,
ચિંતામણિ કર ચડિયોજીરે, પુણ્ય પ્રસંગથી. ૪
છોડું નહિ હવે છેડાજીરે, કેડા નવિ તજુ,
લાગ્યો તુમચો હેડાજીરે, નેડા રહી ભજુ;

અંતરજામી સ્વામીજીરે, અજિત જિનેશ્વર,
ખોડીદાસ શિર નામીજીરે, સેવે સુખ કરૂ ૫

## પદ ૩૫–શાંતિજિન સ્તવન

[પાણી ભરવાને ગઈતી રે સાહેલીની સંગે–એ રાગ]

શાંતિમય કરવારે, શાંતિ તણું નામ સદા,
રટશું રાજી થઈનેરે, કરશું નહિ અળગું કદા શાંતિ૰ ટેક

સાખી—શાંતિનાથના સ્મરણથી, શાંતિ થાય સદાય,
પ્રલય થાય પડ પાપના, સઘળા રોગ સમાય,
અંગજ અચિરાનારે, અતૂલ બળ ધરનાર,
કૃપામૃત સાગરરે, મંગળમય કરનાર. શાંતિ૰ ૧

સાખી—વૈદ્ય અનાદિ વિશ્વના, પીડા પરિ હરનાર,
ત્રાણ શરણ ત્રિભુવન વિષે, સર્વજ્ઞાનના સાર,
આનંદ કરનારારે, અવનિમાં એજ ખરા,
જરૂર પ્રભુ નામેરે, મટી જાય જન્મ જરા શાંતિ૰ ૨

સાખી—દેવ પરીક્ષા દેખવા, પૂર્વભવે પ્રભુપાસ,
પ્રવેશ પક્ષીમાં કરી, વિધવિધ કર્યાં વિલાસ,
શરણાગત જાણીરે, કપોતની કરૂણા કરી,
સીંચાણાની સારૂરે, કાપી નિજ કાયા ધરી. શાંતિ૰ ૩

સાખી—વિશ્વસેનના વંશમાં, દીપક દીનાનાથ,
**સંતશિષ્ય** નિત્યે નમે, હેતે જોડી હાથ,
સચ્ચિદાનંદ સાચારે, મુગટમણિ છો મારા,
સુખદ વર સદ્‌ગુણરે, કદી નહિ દૂર ન્યારા. શાંતિ૰ ૪

## પદ ૩૬—મહાવીરજિન સ્તવન.

[ આવોને નંદના લાલ રમવા આવોનેરે—એ દેશી ]

વીર પ્રભુ જન્મ્યા જયકારી, તે સમે આવી છપ્પન કુમારી,
જન્મ મહોત્સવ કરનારી, ઉરમાં આવોનેરે. ટેક ૧
મેરૂગિરિ પર જઈ નવરાવે, અમરી મળી ગીત મંગળ ગાવે,
સૂણતા શબ્દ સોહાવે. ઉરમાં આવોનેરે૦ ૨
ચોસઠ ઈંદ્ર સુરાસુર કોડી, સહુ પ્રભુ આગે રહે કરજોડી,
સેવા કરે મદ મોડી. ઉરમાં આવોનેરે૦ ૩
માતા રમાવે હેતે હુલરાવે, મનના મનોરથ પુરા કરાવે,
ક્રીડા કારણ વન જાવે. ઉરમાં આવોનેરે૦ ૪
ઈંદ્ર ભુવને વીર ગુણ ગાયો, સૂણતા સહુમન હર્ષ ઉમાયો,
સુર એક તિહાં આયો. ઉરમાં આવોનેરે૦ ૫
લાખ યોજનનું રૂપ કરીને, પ્રભુ છળવા મન હર્ષ ધરીને,
પણ હાર્યો પાછો ફરીને. ઉરમાં આવોનેરે૦ ૬
ત્રીસ વરસ રહ્યા ઘરવાસે, સંયમ લઈ વ્રત પાળે ઉલ્લાસે,
કર્મ રિપુ દળ ત્રાસે. ઉરમાં આવોનેરે૦ ૭
બળ પામી બહુ ગુણ ધામી, ભવિજન તારી કર્યા નિષ્કામી,
દુખિત જન વિશરામી. ઉરમાં આવોનેરે૦ ૮
પર ઉપકારી જગહિતકારી, વાણી સૂણી હરખે નરનારી,
જ્ઞાન ગુણના ભંડારી. ઉરમાં આવોનેરે૦ ૯
ત્રિવિધ તાપ નિવારણહારા, જન્મ જરા દુઃખ દૂર કરનારા;
દયા રસ અમૃત ક્યારા. ઉરમાં આવોનેરે૦ ૧૦
ભવ ભમતાં પ્રભુ હીરલો લાધ્યો, પ્રેમ સુધારસ તેહથી વાધ્યો;
તુજ ગુણે મન બાંધ્યો. ઉરમાં આવોનેરે૦

કેવળ જ્ઞાન અખૂટ ખજાનો, નહિ જગમાહિ તુજથકી છાનો,
તેમાથી દીજીએ આનો ઉરમા આવોનેરે૦ ૧૨
માતાપિતા નિજ તુજથી પે'લા, કેવળ દઈ શિવ મંદિર મેલ્યા,
મુજ વખતે કેમ વેળા ઉરમા આવોનેરે૦ ૧૩
સેવક નિજ પોકાર કરે છે, ભવ ભય દેખીને નીર ઝરે છે,
કરૂણાથી કાજ સરે છે ઉરમા આવોનેરે૦ ૧૪
વીતરાગ વાત્યમ આતમપ્યારા, તારે નથી કોઈ મારા ને તારા,
વિશ્વ થકી રહ્યા ન્યારા ઉરમા આવોનેરે૦ ૧૫
બાળ આડો થઈ અર્જ ગુજારે, માતપિતા મન રીસ ન ધારે,
તેહનુ કારજ સારે ઉરમા આવોનેરે૦ ૧૬
ભૂલોને માફ કરો મુજ સ્વામી, તાર તાર મુજ અંતરજામી,
અવિચળ સુખનો કામી ઉરમા આવોનેરે૦ ૧૭
મુક્તિ ગયા લઈ જ્ઞાનમણિને, **ગિરધર** ઋષિ કહેત ગણીને,
સેવોને વીર ધણીને ઉરમાં આવોનેરે૦ ૧૮

## પદ ૩૭–વ્હાલા વીરપ્રભુ વિષે

[ રાગ–કાફી ]

વ્હાલા શ્રી મહાવીર, બેનીરે અમને વ્હાલા શ્રી મહાવીર ૧
સિદ્ધાર્થ નંદન નવલો નગીનો, ગરવો ગુણ ગંભીર બેની. ૨
સાડાબાર વર્ષ છદ્મસ્થ રહ્યા, ઉપર પન્નર દિન ધીર બેની ૩
કર્મ ખપાવી પ્રભુ કેવળ પામ્યા, છકાયના હુવા પીર બેની ૪
ચારે તીર્થને શિવ સુખ આપ્યા, ફાડયા કર્મના ચીર બેની. ૫
બારે પ્રખદામા પ્રભુ પ્રતિબોધે, વાણી મીઠી ખીર બેની ૬
સિંહ લછન મહારાજ બિરાજે, સોવન વર્ણ શરીર. બેની. ૭
રાગ દ્વેષ દોનુ નિવારી, માર્યો મોહ અમીર બેની. ૮
**ખોડીદાસના** સાહેબ સાચા, જ્ઞાને નિર્મળ નીર. બેની. ૯

## પદ ૩૮–મહાવીરજિન સ્તવન.

[ આવો મારા નટવર નાનડીયા–એ રાગ. ]

મહાવીર મનગમતા મારા, પૂર્ણ પ્રભુ પ્રાણ થકી પ્યારા. ટેક.
નહિ કરૂં અંતરથી ન્યારા, સર્વે થકી લાગે મને સારા;
આંખલડીના તત્ત્વરૂપી તારા, મહાવીર મનગમતા મારા. ૧
કૃપા સિંધુ કરૂણાને કરજો, પામરની પીડાને હરજો;
પ્રકાશનાં કીરણો પાથરજો, મહાવીર મનગમતા મારા. ૨
ભૂલો કરી ભવભવમાં ભમીયો, ખોટી રીતે દુઃખ બહુ ખમીયો;
નિર્મળ ચિત્તે નાથને નવ નમીયો, મહાવીર મનગમતા મારા. ૩
ભજન હવે આપતણું ભાવે, અંતરમાં અવર ન આવે;
વિણસે ત્યાં જઇ કોણ વાવે, મહાવીર મનગમતા મારા. ૪
સાચા શચ્ચિદાનંદ તમે સ્વામી, અખંડાનંદ અચળ ધામી;
**સંતશિષ્ય** કરૂણા તણો કામી, મહાવીર મનગમતા મારા. ૫

## પદ ૩૯–મહાવીરજિન સ્તવન.

[ રેલ્યો રેલ્યો રે રૂડો અવનીમાં આજ–એ રાગ. ]

ચાલો ચાલો રે સર્વે સખીઓ સંગાત, ભજીએ ભગવાનને રે;
ચલતી:—ગણધર છે ગુણવંત ગૌતમ જેવા રે,
જેની વાણી અમૃત સાર, મીઠા મેવારે,
છો ત્રણ ભુવનના નાથ, દેવાધિ દેવારે,
પ્રતિ દિવસ ધરીને પ્રેમ, કરીએ સેવારે.
સાખી:—ગુણ અનંતા ગુણ નિધિ, કેમ ગણું મતિમંદ,
ગણાય નહિ ગણવા થકી, ગુણ ભરીયારે,
માતા ત્રિશલાના નંદ, ભજીએ ભગવાનનેરે,
ચાલો ! ચાલો ! રે.

ચલતી—મ્હી અધમ તણો ઉદ્ધાર, દુઃખ હરનારારે,
મંગળ મય પ્રભુજી, મંગળના કરનારારે,
નિજ ભક્તો પર કરૂણામૃત ઝરનારારે,
અવિચળ આનંદાનંદમાં ધરનારારે.
સાખી.—ત્રાવદન જિનદેવ શ્રી, જગલોચન જગનાથ,
દયા કરી આ દીન તણો, લેવ ઉદ્ધધિથીરે,
નહીં નાખજે હાથ, ભજો ભગવાનને રે.
ચાલો ! ચાલો ! રે
ચલતી—હે નાથ ! તમારૂ નામ મનમ આણુ રે,
મન હર્ષ તણી ઝન્તિામા લય તણુજ્જુ રે,
છે નિર્મળ પ્રભુનું નામ, એ સુખ નાણુ રે,
એ પરમ સ્થાનનો પથ નક્કી, સમ જાણુ રે
સાખી.—અનેક ભાવે આપની, સંગત રહે સદાય,
પરમ પદને પામીએ,
એવી કરજોડે સતશિષ્ય ચ્હાય, ભજો ભગ૦
ચાલો ! ચાલો ! રે

## પદ ૪૦—ત્રિભુવન તારક વીરપ્રભુ વિષે.

[ આવોને નન્દલાલ રમવા આવોરે—એ રાગ ]

ભજીયે શ્રી મહાવીર, સુહૃદ જે જગ તારૂ,
નમીએ ધર્મ શરીર, સુહૃદ જે જગ તારૂ ટેક
ત્રિશલા નંદન છો જગવંદન, કર્મનિકંદન છો શીતચંદન,
કરીયે નિત્ય અભિવંદન સુહૃદ૦ ૧
જન્મથકી ત્રણ જ્ઞાન વર્યું છે, નામ રૂડું વર્દ્ધમાન ધર્યું છે,
અમૃત વચને ભર્યું છે સુહૃદ૦ ૨

માતપિતા સુખકાર થયા છે, સર્વ જીવો પ્રતિ નિત્ય દયા છે,
વડીલને વચને રહ્યા છે. સુંદર૦ ૩
જાણી સંસાર અસાર અકારો,અણુગાર થઈને તજ્યાં ઘરબારો,
તરીયા અમને તારો. સુંદર૦ ૪
વસમાં વરસો સાડાબારે, તપથી કાપ્યાં કર્મજ ભારે,
કેવળ જ્ઞાની જ્યારે. સુંદર૦ ૫
લોકહિતાર્થે ધારી ધારી, ઉત્તમ ધર્મ બતાવ્યો ભારી,
સિદ્ધપદે બલિહારી. સુંદર૦ ૬
ધર્મે જૈન રહીને તરવું, ધારી દયા શુભ સઘળું કરવું,
શુક સત્પંથે વિચરવું. સુંદર૦ ૭

[ કર્તા-પોપટલાલ કેવલચંદ શાહ રાજકોટ. ]

## પદ ૪૧-મહાવીર જિન સ્તવન.

[ કંકુ વરણીરે રજ ખરે-એ રાગ ]

નમીએ વીર મહાવીરને, પાતક દૂર પલાય,
ક્ષત્રિકુળમાં જનમીયા, પિતા સિદ્ધાર્થરાય. નમી૦ ૧
ત્રિશલા કુંખે રે અવતર્યા, કલ્પ દશમેથી આય,
ચૈત્ર શુદી ત્રયોદશી, જન્મ મહોત્સવ કરાય. નમી૦ ૨
પ્રિયદર્શના નામે અંગજા, પરણ્યા યશોમતિ નાર,
માગસર વદી ત્રયોદશે, છોડી નીકળ્યા ઘરબાર. નમી૦ ૩
ક્રિયા કરી બહુ આકરી, પામ્યા કૈવલ્યજ્ઞાન,
તિથિ દશમી વૈશાખની, શુકલ પક્ષે પ્રમાણ. નમી૦ ૪
ચારે તીર્થને તારીને, પામ્યા આપ નિર્વાણ,
કાર્તિક વદી અમાસની, છેલ્લી રાત્રી પ્રમાણ. નમી૦ ૫
આયુષ વર્ષ બોંતેરનું, ધરી ભોગવ્યું હર્ષ,
પ્રેમે પાળ્યાં રે વ્રતને, ચાળીશ ઉપર બે વર્ષ. નમી

દ્વિ કરજોડી, કરૂં વિનતિ, લળી લળી લાગું છું પાય,
પ્રભુજી કરજો રે પ્રેમથી, સિંહરાશીને સહાય. નમી. ૭

## પદ ૪૨–ચોવીસ જિનવર સ્તવન.

[ શિખ સાસુજી દે છે રે કે વહુને પ્રેમ ધરી–એ રાગ ]

આદિ જિનવરનેરે કે, કરૂં હું વિનતડી,
અજિતજિન સ્તુતિરે કે, ચોપે ચિત્ત ચડી ૧
સંભવ જિન સેવોરે કે, હર્ષની આજ ઘડી,
અભિનંદન ઉરમાંરે કે, પ્રીતે લો પકડી. ૨
સુમતિ જિન સાધોરે કે, ગતિ સારી મળવા,
પદ્મ જિન પેખોરે કે, ભવ ફેરા ટળવા. ૩
સુપાર્શ્વ પ્રીતેરે કે, ચિત્તે ધારીને,
ચંદ્રપ્રભ ચાહોરે કે, વિષય વિદારીને ૪
સુવિધિ જિન શરણેરે કે, સુખ શાતા પામો,
શીતળ જિન સમરેરે કે, વિકટ સંકટ વામો. ૫
શ્રેયાંસ આરાધનરે કે, ઉર વિષે આણો,
વાસુપૂજ્ય જિનજીરે કે, જગસુખદા જાણો. ૬
વિમળજિન વંદોરે કે, નક્કી નિર્મળ થઇએ,
અનંત આરાધ્યેરે કે, પરમસંપત્તિ પાઇયે. ૭
ધર્મજિન ધ્યાતાંરે કે, દુર્ગતિ દુઃખ ગળે,
શાંતિ કર શાંતિરે કે, પાતક દૂર ટળે. ૮
કુંથુ જિન કેરોરે કે, સુકોમાં કેડો,
અરનાથ ભજ્યા વિણુરે કે, નહિ આવે છેડો ૯
મલ્લી જિન મનમાંરે કે, ધીરજથી ધારો,
મુનિસુવ્રત જિનરે કે, વિપલ નવ વિસારો. ૧૦

નમી જિન નેહરે કે, નમોને નરનારી,
નેમનાથ પ્રભુજીરે કે, બાળથી બ્રહ્મચારી. ૧૧
પાર્શ્વ જિનવરનેરે કે, હૃદયમાં હ્યો ધારી,
મહાવીર જિન સમરોરે કે, સર્વથા સુખકારી. ૧૨
ચોવીશ જિન સ્તુતિરે કે, કોડે જે કરશે,
વદે છે **પોપટ**રે કે, તે ભવ જળ તરશે. ૧૩

## પદ ૪૩-ચાર ઢાળોમાં ચોવીસ જિનવરોનું સ્તવન.

### ઢાળ પહેલી.

[ કાનજી ચાખડીયેથી ચડી ખડયા તો ભલે પડયા રે લોલ–એ રાગ ]

પ્રભુજી આદિ જિનેશ્વર, નાભી નરેશ્વર નંદનારે લોલ,
મજરો માનજો મહારાજ.
ઋષભ જિણંદા કર્મ નિકંદા, લેજો વંદણારે લોલ. મ. ૧
બીજા અજિત જિનેશ્વર, જગત પરમેશ્વર જાણીએરે લોલ. મ.
ત્રિભુવન ત્રાતા જગત વિખ્યાતા, દેવ વખાણીયેરે લોલ. મ. ૨
સુરત પ્યારી મોહન ગારી, સંભવ સ્વામીયારે લોલ. મ.
મોહને ટાળી કર્મ પ્રજાળી, કેવળ પામીયારે લોલ. મ. ૩
અભિનંદન અવધારો, દેવ ઉગારો દાસનેરે લોલ. મ.
ભવબંધનથી છોડો, ત્રોડો મોહના પાસનેરે લોલ. મ. ૪
સુમતિ નગિના તુજ ગુણ, લીના દેવી દેવતારે લોલ. મ.
ચોસઠ ઈંદ્રા હર ગોવીંદા, ચરણ સેવતારે લોલ. મ. ૫
પરમ જીણંદા પ્રભુ અરવિંદા, અલી ઇંદા વસેરે લોલ. મ.
નાથ ત્રિલોકી વદન વિલોકી, તન મન ઉલ્લસેરે લોલ. મ. ૬
પહેલી ઢાળે રંગ રસાળે, જિન ગુણ ગાઈયારે લોલ. મ.
**ઋષિ ખોડીદાસે** અધિક ઉલ્લાસે, ધીરથી ધ્યાઇયારે લોલ. મ. ૭

## પદ ૪૪–ઢાળ બીજી

[ અચમે મચમે કારેની–એ રાગ ]

સુપાર્શ્વ સાતમા દેવારે, પ્રાણેશ્વર મુજ પ્યારા છો,
સુખદાયક તુમચી સેવારે, પ્રાણેશ્વર મુજ પ્યારા છો.
શુભ ચંદ્રપ્રભ મુખ ચંદોરે, પ્રા. શીતળ જાણે અમૃતકંદોરે પ્રા. ૧
તમે રંકને રાય બનાવોરે, પ્રા. નવી થાય તમારો દાવોરે પ્રા.
લોચન કરૂણાએ ભરીયારે, પ્રા. પ્રભુ ઉપશમ રસના દરીયારે પ્રા. ૨
સુવિધિ જિન સુબુદ્ધિ દાતારે, પ્રા. શરણાગતને દીયો શાતારે પ્રા.
પ્રભુ મહેર નજરે ફરમાવોરે, પ્રા. મુજ મન મંદિરીયે આવોરે પ્રા. ૩
શીતળ જિન શાતાકારીરે, પ્રા. તમે તાર્યા બહુ નરનારીરે પ્રા.
પ્રભુ સુરતરૂ શીતળ છાયારે, પ્રા. ષટ્કાયાને સુખદાયારે પ્રા. ૪
અગીઆરમા શ્રેયાંસ કહીજેરે, પ્રા. પ્રભુ દાસને દર્શન દીજેરે, પ્રા.
કિંકરપર કરૂણા કીજેરે, પ્રા. હવે હું નહિ વગર બીજેરે પ્રા. ૫
દ્વાદશમા દેવના દેવારે, પ્રા. કરૂ વાસુ પૂજ્યની સેવારે પ્રા.
તનુ રક્ત વરણ શુભ શોભેરે, પ્રા. દેખીને દુર્જન ક્ષોભેરે પ્રા. ૬
મને લાલ નિહાલ કરીજેર, પ્રા. કરૂણાથી કારજ સીજેરે પ્રા.
કહી બીજી ઢાળ રસાળરે, પ્રા. બોડીનામને મંગળ માળારે પ્રા. ૭

## પદ ૪૫–ઢાળ ત્રીજી.

[ આવોને નંદના લાલ રમવા આવોને–એ રાગ ]

તેરમા વિમળનાથ સૌભાગી, મોહ નિદ્રાથી મે જોયા જાગી,
પ્રીતિ પ્રભુસંગ લાગી, દીલમાં આવોનેરે.
આવોને જિનરાજ દીલમાં આવોનેરે૦ ટેક ૧
અનંત ગુણાલય અનંત જિનરાજે, ચઉદશ લોકને છોગલે છાજે,
જ્ઞાન ગગન માંહી ગાજે, દીલમા આવોનેરે૦ ૨

પંદરમા ધર્મ પરમ હિતકારી, કુમતિ કુભારજા દૂર નિવારી,
જઈ વરીયા શિવનારી, દીલમાં આવોનેરે૦ ૩
સોળમા શાંતિ જિણંદ છબીલા, આત્મ ધ્યાનમાં લીન રંગીલા,
અનુભવ જ્ઞાન અરવીલા, દીલમાં આવોનેરે૦ ૪
કુંથુ જિનેશ્વર જ્ઞાન ત્રિકાળી, પ્રભુ નામે નિત્ય મંગળ માળી,
દિન દિન પર્વ દીવાળી, દીલમાં આવોનેરે૦ ૫
અધમ ઉદ્ધારણ શ્રી અરનાથ, દુર્ગતિ પડતાં રાખે ગ્રહી હાથ,
સદ્‌ગુણ સ્વામીનો સાથ, દીલમાં આવોનેરે૦ ૬
ત્રીજી ઢાળ કહી સુખકારી, સાંભળી ચિત્તે ધરો નરનારી,
**ઋષિ ખોડીદાસને** પ્યારી, દીલમાં આવોનેરે૦ ૭

## પદ ૪૬-ઢાળ ચોથી.

[ પધારો પીયર ભણી-એ રાગ ]

મારા મનના મોહન મલ્લીનાથજી, તનુ નીલ વરણ સુકુમાળ,
વચન છે રસાળ, સુગુણ જિન સાહેબા. ૧
મુનિ સુવ્રત સ્વામી મુનિ તણા, પ્રભુ વીશમા જગત વિખ્યાત,
ભજું દિન રાત, સુગુણ જિન સાહેબા. ૨
નેમિનાથ નમું એકવીશમા, કરજોડી કરૂં અરદાસ,
ત્રોડો ભવપાશ, સુગુણ જિન સાહેબા. ૩
નેમિનાથ નંદન હરિવંશના, જેણે પરહરી રાજુલ નાર,
જાણે સહુ સંસાર, સુગુણ જિન સાહેબા. ૪
પાર્શ્વનાથ પાર્શ્વમણિ, સારીખા, અશ્વસેન રાજા કુળચંદ,
આરાધો આનંદ, સુગુણ જિન સાહેબા. ૫

જિન શાસનપતિ શ્રી મહાવીરજી, પ્રભુ ચોવીસમા અરિહંત,
ગુણ છે અનંત, સુગુણ જિન સાહિબા ૬
ચોથી ઢાળ રસાળ રાગે કરી, કરજોડી કહે **ખોડીદાસ,**
પુરો મુજ આશ, સુગુણ જિન સાહિબા ૭

કળશ —થાનવાસે મન ઉલ્લાસે, ઓગણીસે અષ્ટાદશે,
ચંદ્રવારે શુક્લ પક્ષે, ગાઈયા ગુણ તેરસે

## પદ ૪૭–ચોવીસ જિનસ્તવન.

[ હું તુજ સાથે ન બોલું ઋષભજી તેં મુજને વીસારીજી–એ દેશી ]

ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદ્મપ્રભ પ્યારાજી,
સુપાર્શ્વચંદ્રપ્રભ સુવિધિ શીતલ જિન, શ્રેયાંસ વાસુપૂજ્ય મ્હારાજી ૧
વિમલ અનંત ધર્મ શાંતિ કુંથુ અર, મલ્લિજિન જગદાધારાજી,
મુનિ સુવ્રત નમિ નેમી પાર્શ્વવીર, શાસનના સિરદારાજી ૨
ચોવીશ જિનવર જગત ઉદ્ધારક, અનંત ગુણ ભંડારાજી,
**શામ મુનિ** નિત્ય સ્મરણ કરતા, પામીયે ભવજળ પારાજી ૩

## પદ ૪૮–વીશ વિહરમાન જિનસ્તવન.

[ રાગ-ઉપર પ્રમાણે ]

સીમંધર યુગમંધર બાહુ, સુબાહુ સુજાત સ્મરીયેજી,
સ્વયં પ્રભ ઋષભાનન રટતા, અનંત વીર્ય ચિત્ત ધરીયેજી, ૧
સૂરપ્રભ સ્વામી વલી વિશાલ જિન, વજ્રધર જિનવર વરીયેજી,
ચંદ્રાનન ચંદ્રબાહુ ભુયંગજી, ઈશ્વર નેમ નમી તરીયેજી ૨
વીરસેન મહાભદ્ર દેવયશ, અજિતસેન અવધરીયેજી,
વિહરમાન જિન વિષે વદી, **શામ મુનિ** શિવ વરીયેજી ૩

## પદ ૪૯–વીશ વિહરમાન જિનસ્તવન.

[ એક અનોપમ શિખામણ ખરી રે–એ દેશી. ]

વિહરમાન જિન વંદુ ભાવશું રે, વીશે જિનવર નિત્ય પ્રત્યે ધ્યાવશું,
ધ્યાવશું નિત્ય પ્રેમ ધરીને, ગુણ પ્રભુના ગાવતાં,
ભાવ પ્રગટે જેહને તે, તીર્થપતિ પદ પામતા,
જ્ઞાતા અધ્યયન આઠમે, વીશ સ્થાનકે જિનવર કહે,
અરિહંત પદ ગુણ ગાવતાં, શાસન પતિનું પદ લહે. ૧
પ્રથમ જિનેશ્વર સીમંધર સ્વામી રે, યુગમંધર જિન મુજ અંતરજામી,
અંતરજામી બાહુ પ્રભુજી, સુબાહુ શાસન પતિ,
એ ચાર જિનવર જંબુદ્વીપના, મહા વિદેહે જગપતિ,
સુજાત સ્વયંપ્રભ ઋષભાનનજિન, અનંતવીર્ય વખાણીયે,
સૂરપ્રભ વિશાલ વજ્રધર, ચંદ્રાનન ચિત્ત આણીએ. ૨
ધાતકી ખંડનારે દોય વિદેહમાંરે, આઠે જિનવર વિચરે જેહમાં,
વિચરે જિનવર ચંદ્રબાહુ, ભુયંગ ઈશ્વર અતિ બલી,
નેમપ્રભ વીરસેન સ્વામી, મહાભદ્ર મતિ નિર્મલી,
દેવયશ અને અજિત વીસમા, એ આઠે જિન જગપ્રભુ,
પુષ્કરાર્ધ દ્વીપના દોય વિદેહે, વિચરતા નમીયે વિભુ. ૩
વિશે જિનનીરે કાયા વખાણીએરે, ધનુષ્ય પાંચશેરે કનક સમ જાણીયે,
કનકવર્ણી અતિ સુગંધા, શાંત પરમાણું તણી,
એક સહસ્રને આઠ જાણો, ઉત્તમ લક્ષણના ધણી,
અનંતકાંતિ બલ અનંત, આદિ સંઘયણ જેહનું,
સંસ્થાન સમ ચઉરંશ સુંદર, પુણ્ય અનંત તેહનું. ૪
પુણ્ય પ્રગટયુંરે અહો અનંતગણુંરે, આયુ ચોરાશીરે લાખ પૂર્વતણું,
પૂર્વ ત્યાંશી લાખ સેવ્યું, રાજ સુખ ઘરમાં રહી,
એક લાખ પૂર્વ સંયમ સાથે, તીર્થપતિ પદવી લહી,

જિન શાસનપતિ શ્રી મહાવીરજી, પ્રભુ ચોવીસમા અરિહંત,
ગુણ છે અનંત, સુગુણ જિન સાહેબા. ૬
ચોથી ઢાળ રસાળ રાગે કરી, કરજોડી કહે **ખોડીદાસ**,
પુરો મુજ આશ, સુગુણ જિન સાહેબા ૭

કળશ—થાનવાસે મન ઉલ્લાસે, ઓગણીસે અષ્ટાદશે,
ચંદ્રવારે શુકલ પક્ષે, ગાઈયા ગુણ તેરસે.

## ૫૬ ૪૭–ચોવીસ જિનસ્તવન.

[ હું તુજ સાથે ન બોલુ ઋષભજી તે મુજને વીસારીજી–એ દેશી ]

ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદ્મપ્રભ પ્યારાજી,
સુપાર્શ્વચંદ્ર પ્રભ સુવિધિ શીતલ જિન, શ્રેયાંસ વાસુપૂજ્ય મ્હારાજી. ૧
વિમલ અનંત ધર્મ શાંતિ કુંથુ અર, મલ્લિજિન જગદાધારાજી,
મુનિ સુવ્રત નમિ નેમી પાર્શ્વવીર, શાસનના સિરદારાજી ૨
ચોવીશ જિનવર જગત ઉદ્ધારક, અનંત ગુણ ભંડારાજી,
**શામ મુનિ** નિત્ય સ્મરણ કરતાં, પામીયે ભવજળ પારાજી ૩

## ૫૬ ૪૮–વીશ વિહરમાન જિનસ્તવન.

[ રાગ–ઉપર પ્રમાણે ]

સીમંધર યુગમંધર બાહુ, સુબાહુ સુજાત સ્મરીયેજી,
સ્વયં પ્રભ ઋષભાનન રટતા, અનંત વીર્ય ચિત્ત ધરીયેજી, ૧
સૂરપ્રભ સ્વામી વલી વિશાલ જિન, વજ્રધર જિનવર વરીયેજી,
ચંદ્રાનન ચંદ્રબાહુ ભુયંગજી, ઇશ્વર નેમ નમી તરીયેજી ૨
વીરસેન મહાભદ્ર દેવયશ, અજિતસેન અવધારીયેજી,
વિહરમાન જિન વિષે વદી, **શામ મુનિ** શિવ વરીયેજી ૩

## પદ ૪૯—વીશ વિહરમાન જિનસ્તવન.

[ એક અનોપમ શિખામણ ખરી રે–એ દેશી. ]

વિહરમાન જિન વંદુ ભાવશું રે, વીશે જિનવર નિત્ય પ્રત્યે ધ્યાવશું,
ધ્યાવશું નિત્ય પ્રેમ ધરીને, ગુણ પ્રભુના ગાવતાં,
ભાવ પ્રગટે જેહને તે, તીર્થપતિ પદ પામતા,
જ્ઞાતા અધ્યયન આઠમે, વીશ સ્થાનકે જિનવર કહે,
અરિહંત પદ ગુણ ગાવતાં, શાસન પતિનું પદ લહે. ૧

પ્રથમ જિનેશ્વર સીમંધર સ્વામી રે, યુગમંધર જિન મુજ અંતરજામી,
અંતરજામી બાહુ પ્રભુજી, સુબાહુ શાસન પતિ,
એ ચાર જિનવર જંબુદ્વીપના, મહા વિદેહે જગપતિ,
સુજાત સ્વયંપ્રભ ઋષભાનનજિન, અનંતવીર્ય વખાણીયે,
સૂરપ્રભ વિશાલ વજ્રધર, ચંદ્રાનન ચિત્ત આણીએ. ૨

ધાતકી ખંડનારે દોય વિદેહમાં રે, આઠે જિનવર વિચરે જેહમાં,
વિચરે જિનવર ચંદ્રબાહુ, ભુયંગ ઈશ્વર અતિ બલી,
નેમપ્રભ વીરસેન સ્વામી, મહાભદ્ર મતિ નિર્મલી,
દેવયશ અને અજિત વીસમા, એ આઠે જિન જગપ્રભુ,
પુષ્કરાર્ધ દ્વીપના દોય વિદેહે, વિચરતા નમીયે વિભુ. ૩

વિશે જિનનીરે કાયા વખાણીએરે, ધનુષ્ય પાંચશેરે કનક સમ જાણીયે,
કનકવર્ણી અતિ સુગંધા, શાંત પરમાણું તણી,
એક સહસ્રને આઠ જાણો, ઉત્તમ લક્ષણના ધણી,
અનંતકાંતિ બલ અનંત, આદિ સંઘયણ જેહનું,
સંસ્થાન સમ ચઉરંશ સુંદર, પુણ્ય અનંત તેહનું. ૪

પુણ્ય પ્રગટયું રે અહો અનંતગણું રે, આયુ ચોરાશી રે લાખ પૂર્વતણું,
પૂર્વ ત્યાંશી લાખ સેવ્યું, રાજ સુખ ઘરમાં રહી,
એક લાખ પૂર્વ સંયમ સાથે, તીર્થપતિ પદવી લહી,

અઢાર દોષ રહિત સ્વામી, દ્વાદશ ગુણયુક્ત છો સહી,
પ્રતિહાર્ય અષ્ટ સહિત પ્રભુજી, પ્રગટ પણે વિચરો મહીં ૫
ધન્ય પ્રભુજીરે વીશે જિનવરારે, પંચ વિદેહેરે વિચરો દિનકરા,
દેવ દિનકરે દેશના દઈ, તીર્થ ચારે સ્થાપીયા,
નાણ દંસણ ચરિત્ત આદિ, અપૂર્વ ફલને આપીયા,
અસુરેંદ્ર ઈંદ્ર નરેંદ્ર સર્વે, પ્રભુ ચરણે આવી પડે,
યોજન પચીસમાં ઈતીઓ, સ્વચક્ર પરચક્ર નવ નડે ૬
ચોત્રીશ અતિશય જિનવરના સહીરે, વાણી પ્રકાશેરે પાંત્રીશ ગુણ ગ્રહી
ગુણ ગ્રહી પાંત્રીશ દેશના દે, સમવસરણે બિરાજીને,
યોજન ગામિની વાણી વર્ષે, મધુર મેઘ સમ ગાજીને,
દ્વાદશ પરિષદ્ પ્રેમથી, વાણી સૂણે સાકર સમી,
પ્રભુ આપના ચરણો કમલમાં, વંદન કરતી નમી નમી. ૭
સંવત્ નભ નિધિ ખંડ શશિ વર્ષમારે, શ્રાવણ શુક્લારે પંચમી હર્ષમાં,
હર્ષ ગાયા ગુણ વીશે, વિહરમાન જિનજી તણા,
મુજ ભાગ્ય ફળીયા ચિત્તે ચડીયા, લાભ લેખું નહીં મણા,
ગુરૂ મંગલજી સ્વામી કેરો શિષ્ય કહે મુનિ શામજી,
રહી ચોમાસું લીંબડીપુરીમાં, ગાયા પ્રભુ ગુણ આમજી ૮

## પદ ૫૦–જિનરાજપ્રભુ પ્રત્યે પ્રાર્થના.

[ કુંવરી કુંવર મારા લાડકા–એ રાગ ]

તારો વ્હાલા પ્રભુ મુજને કૃપાનાથ આધાર,
તમ શરણે હવે આવીયો, તારો તારણહાર તારો ટેક ૧
પૃથ્વી પાણી તેઉ વાયુમાં, ભમીયો કાલ અનંત,
તરૂમાં તરૂકાલ કાઢીઓ, નાવ્યો દુઃખનો અંત તારો ૨
એમ વિગલેંદ્રી આદિ દઈ, ભવ કર્યા અપરંપાર,
પાંચે ઈંદ્રિ હું પામીયો, પુણ્ય તણેરે પ્રકાર તારો ૩

નરક તિર્યંચમાં ભટકતાં, આવ્યો મનુષ્યનો દેહ,
ઉચ્ચકુળ ધર્મ પામીયો, નાવ્યો સમકીત ગેહ. તારો. ૪
તાવનું જોર છે જ્યાં લગે, ભાવે નહિ કાંઈ આહાર,
તેમ કર્મ વશે જીવડો, ન કરે ધર્મમાં પ્યાર. તારો. ૫
અજ્ઞાની થઈ આથડ્યો, નાવ્યો દુઃખનો પાર,
રહેમની રાખો મુજ પરે, તો તરૂં ભવોદધિ પાર. તારો. ૬
**મંગળ સ્વામીનો** શિષ્ય કહે, **શામ મુનિ** કર જોડ,
કિંકર છું હું આપનો, નાખો કર્મને તોડ. તારો. ૭

## પદ ૫૧–સીમંધર સ્વામી પ્રત્યે વિનતિ.

[ રૂપીયો તે આલું રોકડો મારા વ્હાલાજી–એ દેશી. ]

મનડું તે મારૂં મોકલે, મારા વ્હાલાજીરે;
શશધર સાથે સંદેશ, જઈને કેજો મારા વ્હાલાજીરે.
ભરતના ભક્તને તારવા મા૦, એકવાર આવોને આ દેશ. જઈ. ૧
પ્રભુજી વસો પુષ્કલાવતી મા૦, મહા વિદેહ ક્ષેત્ર મોઝાર, જઈ.
પુરી રાજે પુંડર ગીરી મા૦, જીહાં પ્રભુનો અવતાર. જઈ. ૨
શ્રી સીમંધર સાહેબા મા૦, વિચરંતા વિતરાગ, જઈ.
પ્રતિબોધો બહુ પ્રાણીને મા૦, તેહનો પામે કોણ તાગ. જઈ. ૩
મન જાણે ઉડી મળું મા૦, પણ પોતે નહિ પાસ, જઈ.
ભગવંત તમ જોવા ભણી મા૦, **અલજા** ધરે છે બેઉ આંખ. જઈ. ૪
દુર્ગમ મોટા ડુંગરા મા૦, નદી નાળાનો નહિ પાર, જઈ.
ઘાટીની આંટી ઘણી મા૦, અટવી પંથ અપાર. જઈ. ૫
કોડી સોનૈયે કાસીદું મા૦, કરનારો નહિ કોઇ, જઇ.
કાગળીઓ કેમ મોકલું મા૦, હોંશ તો નિત્ય નવલી હોય. જઈ. ૬
લખું જે જે લેખમાં મા૦, લાખ ગમે અભિલાખ, જઇ.
તમેં ભેજામાં તે લહો મા૦, સમય પૂરે છે સાખ. જઈ. ૭

લોકાલોક સ્વરૂપના મા૦, જગમા તમે છો જાણ, જઈ
જાણ આગે શું જણાવીએ મા૦, આખર અમે અજાણ જઈ ૮
**વાચક ઉદયની** વિનતિ મા૦, શશધરે કહ્યા સંદેશ, જઈ
માની લેજો માહેરી મા૦, વસતા દૂર વિશેષ જઈ ૯

## પદ ૫૨–સીમધર સ્વામીને કાગળ.

[ રાગ-ધોળ ]

સ્વસ્તિ શ્રી મહાવિદેહ ક્ષેત્રમા, જીહા રાજે તીર્થંકર વીશ,
તેને નામુ શીશ, કાગળ લખુ કોડથી. ટેક ૧
સ્વામી જઘન્ય તીર્થંકર વીશ છે, ઉત્કૃષ્ટા એકસો સતરે,
એમા નહિ ફેર, કાગળ લખુ કોડથી ૨
સ્વામી બાર ગુણે કરી યુક્ત છો, અંગે લક્ષણ એક હજાર,
ઉપર આઠ સાર, કાગળ લખુ કોડથી ૩
સ્વામી ચોત્રીશ અતિશય દીપતા, વાણી પાત્રીશ વચન રસાલ,
ગુણો તણી માળ, કાગળ લખુ કોડથી ૪
સ્વામી ગંધ હસ્તિસમ ગાજતા, ત્રણ લોક તણા પ્રતિપાળ,
છો દીન દયાળ, કાગળ લખુ કોડથી ૫
સ્વામી કાયા સુકોમળ શોભતી, શોભે સુંદર સોવન વાન,
કરૂ પરણામ, કાગળ લખુ કોડથી ૬
સ્વામી ગુણ અનંતા છે આપના, એક જીભે કહ્યા કેમ જાય?
લખ્યા ન લખાય, કાગળ લખુ કોડથી ૭
ભરતક્ષેત્રથી લખીતંગ જાણજો, આપ દર્શન ઈચ્છક દાસ,
રાખુ તુમ આશ, કાગળ લખુ કોડથી ૮
મેં તો પૂર્વે પાપ કીધા ઘણા, જેથી તમ દર્શન રહ્યા દૂર,
ન પોચ્યુ હજુર, કાગળ લખુ કોડથી ૯

મારા મનમાં સંદેહ અતિ ઘણા, આપ વિના કહું કિહાં જાય ?
અંતર અકળાય, કાગળ લખું કોડથી. ૧૦
આડા પહાડ પર્વતો ને ડુંગરા, જેથી નજર નાખી નવ જાય,
દર્શન કેમ થાય ?, કાગળ લખું કોડથી. ૧૧
સ્વામી કાગળ પણ પહોંચે નહિ, નહિ પહોંચે સંદેશો કે સાંચ,
હું તો રહી આંચ, કાગળ લખું કોડથી. ૧૨
દૈવે પાંખ આપી હોયે પીંડમાં, ઊડી આવું દેશાવર દૂર,
તો પહોંચું હજૂર, કાગળ લખું કોડથી. ૧૩
સ્વામી કેવળ જ્ઞાને કરી દેખજો, મારા આતમના છો આધાર,
ઉતારો ભવપાર, કાગળ લખું કોડથી. ૧૪
ઓછું અધિકને વિપરિત જે લખ્યું, માફ કરજો જરૂર જિનરાય,
લાગું તમ પાય, કાગળ લખું કોડથી. ૧૫
સંવત ઓગણીશ ત્રેપન શાલમાં, **હરકુંવર** હર્ષે ગુણ ગાય,
પ્રણમી પ્રભુ પાય, કાગળ લખું કોડથી. ૧૬

## પદ ૫૩—સોળ સતીનું સ્તવન.

[ હું તુજ સાથે ન બોલું ઋષભજી, તેં મુજને વીસારીજી—એ રાગ ]

બ્રાહ્મી સુંદરી ચંદન બાલા, રાજિમતિ ગુણવંતાંજી,
ચારે સતીયો બાલકુમારાં, સંયમ ગુણ ધરંતાંજી,
કૌશલ્યા સીતા સતી વંદું, કુંતા દ્રૌપદી સાથેજી,
ચારે સાસુ વહુની જોડી, શિયળ મુકુટમણિ માથેજી,
પ્રભાવતી પદ્માવતી શીવા, મૃગાવતી સતી મોહોટાંજી,
ચારે બેનો જગ જયવંતા, સતીગુણમાં નહિ છોટાંજી,
સતી સુભદ્રા સુલસા ચુલા, દયિતા નળનાં રાણીજી,
સોળ સતીને વંદું પ્રેમે, સર્વે ગુણના ખાંણીજી,
જિનવર ચક્રી હરી બલદેવનાં, જનની વંદું ભાવેજી,
અવર અનંતા સતીઓ વંદી, **શામ મુનિ** ગુણ ગાવેજી.

# ૪-તીર્થંકરભગવાનના જન્મ-મહોત્સવ વિષે.

## પદ ૫૪-પાર્શ્વપ્રભુનો જન્મમહોત્સવ.

[ ચિત્ત ચોખે ચોરી નવ કરીયે એ દેશી ]

રમતી ગમતી સકળ સાહેલી, બેઉ મલી લીજીએ એક તાલી રે,
સખી આજ અનુપમ દીવાળી. ટેક
લીલ વિલાસે પૂરણુ માસે, પોષ દશમ નિશી રઢિયાળીરે. સખી ૧
પશુ પખી વનીયા વનવાસી, તે પણ સુખીયા સમકાલીરે,
એણી રીતે ઘરઘર ઓચ્છવ થાવે, સુખીયા જગત નરનારીરે સ ૨
ઉત્તમ ગ્રહ વિશાખા જોગે, જન્મ્યા પ્રભુજી જયકારીરે,
સાતે નર્કે થયા અજવાળા, સ્થાવરને પણ સુખકારી રે. સ ૩
માત નમી આઠે દીગ્ કુવરી, અધો લોકની વસનારીરે,
સુતિકાગૃહ ઈશાને કરતી, યોજન એક અશુચી ટાળીરે સ ૪
ઉર્ધ્વલોકની આઠ કુમારી, વરસાવે જલ કુસુમાલીરે,
પૂર્વ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષિણની અષ્ટ કળશારીરે સ ૫
આઠ પશ્ચિમની પખા ધરતી, ઉત્તમ આઠ ચમર ઢાળીરે,
વિદિશીની ચો દીપ ધરતી, રૂચક દ્વીપની ચો બાલીરે. સ. ૬
કેલી તણા ઘર ત્રણ કરીને, મર્દન સ્નાન અલંકારીરે,
રક્ષા પોટલી બાંધી બેઉને, મંદિર મેલ્યા શણગારીરે. સ. ૭
પ્રભુ મુખ કમળે અમરી ભમરી, રાસ રમતી લટકાળીરે,
પ્રભુ માતા તું જગતની માતા, જગ દીપકની ધરનારીરે. સ. ૮
માજી તુજ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપકારીરે,
છપ્પન દિક્ કુમારી ગુણ ગાતી, **શુભવીર** વચન રસાલીરે. સ. ૯

## પદ ૫૫–મહાવીરપ્રભુના જન્મમહોત્સવ વિષે.

[ શ્રાવણ વરસે રે સજની–એ દેશી. ]

આજ વધાવો રે સજની, ચૈતર સુદી તેરશની રજની;
જન્મ્યા જિનવર જગ ઉપકારી, હું જાઉં તેહની બલિહારી.
આજ વધાવોરે સજની. ટેક. ૧
છપ્પન દિશા કુમરી તિંહા આવે, પૂજી શુચિ જલસુ ન્હવરાવે,
જીવો મહીધર લગેં જિનરાયા,
અવિચલ રહેજો ત્રીશલાના જાયા. આજ. ૨
ગિરૂઆ પ્રભુનું વદન નિહાલી, ચાલી ચાંપે ચતુરા બાલી,
હરખ્યો સુરપતિ સોહમ સ્વામી,
જાણી જન્મ્યા જગવિશ્રામી. આજ. ૩
ઘોષા ઘંટા તવ વજડાવે, તત્ક્ષણ દેવ સહુ તિહાં આવે,
પ્રભુ ગ્રહી કંચન ગિરિ પરઠાવે,
સ્નાન કરી જિનને ન્હવરાવે. આજ. ૪
એક ક્રોડ વળી ઉપર જાણો, સાઠ લાખ સંખ્યા પરમાણો,
સહુ કલશા શુચિ જલશું ભરિયા,
તત્ક્ષણ સોહમ સંશય ધરીયા. આજ. ૫
ચિંતે લઘુવય છે પ્રભુ વીર, કેમ સહેશે જલધારા નીર;
વીરે તસ્સ મન સંશય જાણી,
કરવા વિસ્મિત અતિશય નાણી. આજ. ૬
વીરે નિજ અંગુઠે ચંપ્યો, તત્ક્ષણ મેરૂ થરહર કંપ્યો;
માનું નિત્ય કરે છે રસીયો,
પ્રભુપદ ફરસે થઇ ઉલ્લસીયો. આજ. ૭

ઇંદ્રે સર્વે વૃત્તાંત, બોલે કરજોડી ભગવંત;
સેવકનો એ સહેજે,
મિથ્યા દુષ્કૃત એહનું દેજો. આજ. ૮
કરી માતાને સમર્પે, ઠવિ પહોંતા નંદીશ્વર દ્વીપે;
લાવો સુરપતિ લેવા,
અઠાઈ મહોત્સવ તિંહા કરેવા. આજ. ૯
ધાઈ નિસૂણી રાજા, પંચશબ્દ વજડાવે વાજાં,
રિકર સંતોષી વારૂ, વર્દ્ધમાન નામ ઠવે ઉદારૂ. આજ. ૧૦
રે યોવન વય જવ થાવે, નૃપતિ રાજપુત્રી પરણાવે;
પ્રભુ સાંસારિક ભોગ, **દીપ** કહે મન પ્રગટયો જોગ. ૧૧

## પદ ૫૬–વીરકુંવરના જન્મમહોત્સવ વિષે.

[ શ્રી ગુરૂ ચરણે રે નમીયે–એ દેશી.]

સ્વર્ગનોરે સ્વામી, આસન કંપે અચરજ પામી,
જ્ઞાનથીરે દીઠા, વીર કુંવર મનમોહન મીઠા. પહેલા. ૧
વંદનરે વિધિ, રીત વિનયની સર્વે કીધી,
વ કરવારે આવ્યા, દેવદેવી જોડે બહુ લાવ્યા. પહેલા. ૨
રે શિખરરે જાજો, મારી સાથે કોઈ મત આજો,
આદેશ રે દઈને, કુંડલપુર જાય સુરપતિ લઈને પહેલા. ૩
। માને રે વંદે, કીર્તિ ગાય છે ઈંદ્ર આનંદે,
મેલીરે માને, ઉંચકી લઈ ગયો બાલ રાજાને. પહેલા. ૪
રે શિખર રે પહોંચે, નાવણ કરતાં સુરમન શોચે,
સમયનારે સ્વામી, કેમ ખમશે જળધારા નામી.પહેલા. ૫

સુરમન જાણ્યું રે દાવે, અંગુઠે દાબી ગિરિ ડોલાવે,
હરખ્યો સુરપતિરે ભાવે, દેવ દેવી મળી મંગળ ગાવે પહેલા. ૬
દુંદુભી વાજાંરે વાજે, ગગન મંડળ ગણુ ગહેરો ગાજે,
ગોરડીઓ હર્ષેરે આવે, થાળ ભરી મોતીડે વધાવે. પહેલા. ૭
મૃગા નયણીરે નીરખે, વીર કુમાર મુખડું જોઇ હરખે,
વારણાં લેતીરે વ્હાલા, ચિરંજીવો ત્રિશલાના લાલા. પહેલા. ૮
નાવણુ મહોત્સવરે કીધા, ઇંદ્રકુમાર યત્ને કરી લીધા,
માજી પાસેરે મેલે, દ્વીપ નંદીસર પહોંચ્યા છેલ્લે. પહેલાં. ૯

## પદ ૫૭-વીર જન્મોત્સવ વિષે.

[ હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે-એ રાગ ]

સહિયર આજે આનંદ મારા અંતરમાં ઉભરાય છે. ટેક.
આ દિવસ નિર્મળ થાવાનો, છે આત્મિક લક્ષ્મી કમાવાનો,
પ્રભુ સ્મરણે પાપ સમાવાનો, સહિયર૦ ૧
સદ્ગુણની સરિતામાં નાશું, બોધામૃત મનડાંને પાશું,
ગીત ગાન મહાવીરના ગાશું, સહિયર૦ ૨
આજ જ્ઞાન બગીચામાં રમશું, વળી દુષ્ટ દોષ સઘળા દમશું,
ત્યાં અપૂર્વ ભોજનિયાં જમશું, સહિયર૦ ૩
ભવભાર બધો હળવો કરશું, શુભ ધ્યાન જિનેશ્વરનું ધરશું,
પરિતાપ બધાં અમાપ હરશું, સહિયર૦ ૪
આવો સહિયર અહિં આવોને, પ્રભુ ધ્યાનની ધૂન મચાવોને,
અક્કલ એમાં અજમાવોને, સહિયર૦ ૫
આજે પ્રેમ વિશુદ્ધ પ્રગટાવોને, સંગે મળી પ્રભુ ગુણ ગાવોને,
જય જયનો ખેલ જમાવોને, સહિયર૦ ૬
ભવ મટશે ભજવાથી જેને, તન મન આપી દેશું તેને,
કહે **સંતશિષ્ય** મળવું એને, સહિયર૦ ૭

## પદ ૫૮–વીરપ્રભુના જન્મમહોત્સવ વિષે.

[ રાગ પુનમ ચાંદની ]

જગમાં જન્મ્યા જિનવર, ચોવીસમા પ્રભુ વીરજીરે,
કરવા વિશ્વજનોના, પરમ પવિત્ર કલ્યાણ,
પ્રભુનું જન્મ કલ્યાણક, પર્વ આજ અજવાળીએરે ટેક
સાખી—સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, પ્રસરી રહ્યો પ્રકાશ,
ધવલ બધી ધરણી બની, દિગ્ વિભાગે ઉજાશ,
જન્મ્યા જગતના સ્તંભ, પ્રભા તેથી ત્રણ લોકમાંરે,
માટે સુખકર દિવસ, આજ તણો સુહાય પ્રભુ૦ ૧
સાખી—નરક લોકના નારકી, હણાતા શસ્ત્ર પ્રહાર,
વિરામ પામ્યા દુઃખ થકી, અલ્પ સમય નિરધાર,
જિનવર જન્મ જાણીને, વિસ્મય તેઓ પામીયારે,
શુભ નિમિત્તે કોઈ જીવ, પામે ત્યાં સમકીત પ્રભુ૦ ૨
સાખી—અધો લોક વસનાર જે, દિશા કુમારી આઠ,
આવે પ્રભુની આગળે, પરિવાર તણો લહી ઠાઠ,
ત્રિશલામાતા માટે, કેલીગૃહ બનાવીયું રે,
યોજન પરિમાણે, ભુમંડલ કરીને સાફ પ્રભુ૦ ૩
સાખી—નંદનવનના કુટ વિષે, વસનારી છે આઠ,
તે પણ આવી હર્ષથી, પ્રભુ પુણ્યના ઠાઠ,
ત્રિશલામાને નમન, કરી લેતી ઓવારણા રે,
ઝરમર ઝરમર છાંટે, સુગંધી નિર્મળ નીર પ્રભુ૦ ૪
સાખી—રૂચક દ્વીપે પૂર્વમાં, આઠ વસે છે તેમ,
તે પણ આવી ત્યાં કણે, નમન કરે ધરી પ્રેમ,
દર્પણ ધરીને ઉભી, ત્રિશલામાતા આગળેરે,
દિગ્કુમારી ગાતી, મધુરા મનહર ગીત પ્રભુ૦ ૫

સાખી:—તેમજ રૂચક દ્વીપમાં, દક્ષિણ વિષે નગરાજ,
વસનારી ત્યાં આઠ તે, આવે ઉત્સવ કાજ,
જલભરી ઝારીથી, ન્હવડાવે પ્રભુનાં માયનેરે,
મધુરા સ્વરથી ગાતી, કરતી નાટારંભ. પ્રભુ૦ ૬
સાખી:—રૂચક દ્વીપે પશ્ચિમે, રહેતી પર્વતે આઠ,
તે પણ આવી તુરતમાં, સજી શૃંગારનો ઠાઠ,
નમતી ગમતી વીંઝે, આઠે લહીને વીંઝણારે,
ગાતી ગાતી માને, ઢોળે શીતળ સમીર. પ્રભુ૦ ૭
સાખી:—રૂચકની ઉત્તર દિશે, પર્વતમાં વસનાર,
આવી કુમારી આઠ તે, ધરતી હર્ષ અપાર,
ચામર હસ્તગ્રહીને, વીંઝે પ્રભુની માતનેરે,
ઉભય પાસે ઉભી, ચાર ચારની જોડ. પ્રભુ૦ ૮
સાખી:—રૂચક દ્વીપના પર્વતે, વિદેશે વસ્તી ચાર,
તે આવી પ્રભુજી કને, દીપકની ધરનાર,
તેમજ ત્યાં વસનારી, આવી ચારે સુંદરીરે,
પ્રભુની નાડ છેદનનું, કીધું મંગળ કામ. પ્રભુ૦ ૯
સાખી:—છપન્ન થઇ સર્વે મળી, દિશાકુમારી ત્યાંય,
જયજયકાર વર્તાવીઓ, હર્ષધરી મનમાંય,
પ્રભુ જન્મોત્સવ કરીને, ચાલી નિજ નિજ સ્થાનકેરે,
એહવો અનાદિ કાલનો, જાણી જિત વ્યવહાર. પ્રભુ૦ ૧૦
સાખી:—રત્નકુક્ષની ધારિણી, જિન વર કેરાં માય,
પુત્ર રત્નને જોઈને, માજી હર્ષ ન માય,
આજે ચૈત્ર સુદી, તેરસનો દિન રળીયામણોરે,
મુનિ **આંબાજી**, ઉજવવો આણી ઉમંગ. પ્રભુ૦ ૧૧

## પદ ૫૯—શાસનપતિ વીરપ્રભુની જયંતી.

[ રાગ—ગઝલ ]

હજારો સુરને ઇંદ્રો, નમ્યા છે વીરના ચરણે,
ઝીલાવ્યા વાણીના ઝરણે, જયતી તે પ્રભુની છે ટેક ૧
ચૈત્ર શુદી તેરસે જન્મ્યા, કૃપાળુ વીર સ્વામીજી,
પ્રભા પાડી ત્રણે લોકે, જયતિ તે પ્રભુની છે ૨
પ્રભુના જન્મ મહોત્સવમા, સર્વ ઇંદ્રો ઇહા આવ્યા,
ખુશાલીની નહિ ખામી, જયતી તે પ્રભુની છે ૩
યુવાવયે યોગને ધારી, ઉગ્ર પંથે પ્રભુ ચાલી,
પરાજય મોહનો કીધો, જયતી તે પ્રભુની છે ૪
પરિસહ ઉપસર્ગોને, શાતિથી સેવીયા જેણે,
કેવળ પદને પ્રભુ પામ્યા, જયતી તે પ્રભુની છે ૫
દેવો ઉમગથી આવ્યા, પ્રભુના જ્ઞાન મહોત્સવમા,
સૂણાવી ત્યા સુધા વાણી, જયતી તે પ્રભુની છે ૬
ગણધર ગૌતમાદિને, છાત્રોના વૃદની સાથે,
બનાવ્યા જૈનના યોગી, જયતી તે પ્રભુની છે ૭
મહાસતી ચદના હાથે, છમાસી પારણું વહોર્યા,
હજારોને લીધા તારી, જયતી તે પ્રભુની છે ૮
કહે **આંબાજી** આ જન્મ, ઝલકતા સૂર્યના જેવો,
વધાવી લ્યો હૃદય રગે, જયતી તે પ્રભુની છે ૯

## પદ ૬૦—મહાવીર જયંતી વિષે.

[ આજે દાદાજીના રાજમા, કાલે જવુ પરદેશ જો-એ રાગ ]

આજે હર્ષ વધામણા, આનંદ મગળ આજજો ટેક
જન્મ મહોત્સવ મહાવીરનો, જય મંગળ જિન રાજાજો આજ ૧

ધન્ય ત્રિશલા દેવી માતાને, ધન્ય ભાગ અપારજો,
રત્ન સમાન સુપુત્રને, આપ્યો અમૂલ્ય અવતારજો. આજે. ૨
સૂર્ય ઉગ્યો સોના તણો, મોતીડે વુઠયા રૂડા મેહજો,
ધન્ય જગતના જીવને, પુણ્ય પાવન હુવાં દેહજો. આજ. ૩
ચોસઠ ઇંદ્ર મળ્યા તીહાં, કરે મહોત્સવ સુખકારજો,
ગુણ ગાવે જિનરાજના, મંગળ ગીત નરનારજો. આજ. ૪
છપ્પન દિશા કુમારિકા, હર્ષે પ્રભુ ગુણ ગાયજો,
આશિષ દે દેવીઓ મળી, ચીરંજીવો જિનરાયજો. આજ. ૫
ધન્ય સિદ્ધાર્થરાયને, વધામણી સુખ કારજો,
સૂણી દીધાં બહુ દાનને, હૈયે હર્ષ અપારજો. આજ. ૬
ભવી જીવોનેરે તારવા, ધર્યો પ્રભુ અવતારજો,
ધન્ય ઘડી ધન્ય ભાગ્યને, ધન્ય ધન્ય નરનારજો. આજ. ૭
અજવાળાં થયાં ત્રણ લોકમાં, પ્રભુ જન્મ જયવંતજો,
ત્રણ જ્ઞાને કરી દીપતા, જય જય શ્રી ભગવંતજો. આજ. ૮
દેવ દેવીઓ ગગન મધ્યે, બોલે જય જય કારજો,
ધન્ય પ્રભુ, ધન્ય માતને, ધન્ય ધન્ય અવતારજો. આજ. ૯
ચૈત્ર સુદિ તેરશ દિને, વીર જન્મ મધ્ય રાતજો,
ત્રિશલા માતાજીના આંગણે, આનંદ મંગળ થાતજો. આજ. ૧૦
કરજોડી હર્ષે વંદે, **વિનયચંદ** મુનિ રાજજો,
'જય બોલો શ્રી મહાવીરનો, જય મંગળ જિન રાજજો. આજ. ૧૧

## પદ ૬૧-મહાવીરપ્રભુ જન્મમહોત્સવ વિષે.

[ મને રસ્તા વચ્ચે રોકીરે, છેલ છબીલા છોગાળા-એ રાગ ]

જય જય શ્રી મહાવીર જન્મ્યારે, આનંદ મંગળ દિવાળી,
દુઃખ દોહગ સર્વે વિસર્યારે, આનંદ મંગળ દિવાળી.

કંચન વરણી શુભ કાયારે, આનંદ મંગળ દિવાળી,
ચોવીસમા શ્રી જિનરાયારે, આનંદ મંગળ દિવાળી ૧
ધન્ય ધન્ય ત્રિશલાના જાયારે, આ૦ હરખ્યા સિદ્ધાર્થ રાયારે, આ
મળી છપ્પન દેવ કુમારીરે, આ૦ કરે મહોત્સવ હર્ષ વધારીરે આ ૨
મંગળ ગીત ગોરી ગાવેરે, આ૦ મંગળ કરી નિજ ઘર જાવેરે, આ.
ચોસઠ ઈંદ્રો ત્યાં આવેરે આ૦ મહોત્સવ કરવા મન ભાવેરે આ ૩
પ્રભુને લઈ મેરૂ શૃંગેરે, આ૦ કરે મહોત્સવ અતિ ઉછરંગેરે, આ
તીહાં ક્ષીરોદકે ન્હવરાવેરે, આ૦ કરી મહોત્સવ નિજ ઘર લાવેરે આ ૪
ત્રીશલામાતા ગુણ ગાવેરે આ૦ કરી વંદન સ્વર્ગ સિધાવેરે, આ
સૂણી વધામણી ત્યાં રાજારે, આ૦ વજડાવે મંગળ વાજા રે આ ૫
દીધા બહુ દાન ઉમંગેરે, આ૦ મહોત્સવ કીધો મન રંગેરે, આ.
ધન્ય ધન્યઘડી દિન આજેરે, આ૦ ઉછરંગ ગગન ઘન ગાજેરે આ ૬
રંગે ગોરી ગીત ગાવેરે, આ૦ પ્રભુ જન્મ સૂણી હરખાવેરે, આ
થયા ત્રિભુવનમાં અજવાળારે,આ૦ પ્રભુ જન્મ્યા દીન દયાળારે આ ૭
ત્રણ જ્ઞાની મહા ગુણવંતારે, આ૦નિંહુ જગમાં જય જય વંતારે, આ
ભવિજીવના સંકટ ટળીયારે, આ૦ શુભ સકળમનોરથ ફળીયારે આ. ૮
બોલો ધરી મન આણંદારે, આ૦ જય જય શ્રી વીર જીણંદારે, આ
વીર પ્રભુના જે ગુણ ગાશેરે, આ૦ તે વહેલો શિવપુર જાશેરે. આ ૯
કર જોડી નમે નરનારીરે, આ૦ વીર જન્મ્યા જય જય કારીરે, આ.
**મુનિવિનયચંદ** શુભ ભાવેરે, આ૦ પ્રભુજન્મમહોત્સવ ગાવેરે આ ૧૦

## પદ ૬૨–મહાવીરપ્રભુના જન્મદિવસ વિષે.

[ રાગ પુનમ ચાંદની ]

અનુપમ આજેરે ઓચ્છવ મહાવીર મંદિરેરે,
ચાનો જોવા જઇએ હેતે હળીમળી આજ,
વ્હાલા વીરનો જન્મ દિવસ આજનોરે. ટેક

સાખી:-ત્રિશલા કુંખે અવતર્યા, મહાવીર અવતાર,
ધન્ય ધન્ય દિવસ તે ઘડી, વર્ત્યો જયજયકાર,
થાળ ભરીને મોંઘાં મોતીડે વધાવતીરે,
છપ્પન કુમારિકા સજી શણગાર,
ઉભી આરસ પારસ મણિ ચોકમાંરે. ચાલો. ૧

સાખી:-જન મનરંજન પારણું, હીરાથી ઝલકાય,
પોઢયા છે માંહી મણિ, પૂનમ મુખ જણાય,
હેતે હીંચોળે છે કંચન વરણી દોરીએરે,
માતા ત્રિશલા દેવીને હર્ષ અપાર,
એવો ઉગ્યો છે દિવસ રળીયામણોરે. ચાલો. ૨

સાખી:-મોતી તોરણ બારણે, લાગે ઝાક ઝમાલ,
ઇંદ્રાણી આગળ રમે, રૂમઝુમ દઇ ચોતાલ,
ટહુકા કરતાં મેના કોયલ મધુરા કંઠથીરે,
વળી ગાવંતા બપૈયા રૂડા રાગ,
એવો અતિશય આનંદ વીર પારણેરે. ચાલો. ૩

## પદ ૬૩-વીરપ્રભુની જયંતી વિષે.

[ બોલમાં બોલમાં બોલમાં રે-એ રાગ ]

જન્મ્યા જન્મ્યા જન્મ્યારે, આજે વીર જિનેશ્વર જન્મ્યા. ટેક.
માતા ત્રિશલાદેવી પિતા સિદ્ધાર્થ, દેવ માનવ ઉછરંગમાંરે. આજે. ૧
જન્મ સમય શુભ ક્રિયા કરવાને,મળી છપ્પન કુમારી સંગમાંરે, આજે.
મેરૂ ગિરિપર મહોત્સવ કરવાને, ઇંદ્રો આવ્યા ઉમંગમાંરે. આજે. ૨
દેવ દુંદુભી કેરા નાદ કરીને, દેવ દેવી રમે રંગમાંરે, આજે.
શિશુવય સમજી ઈન્દ્ર મહારાજે, ધીરી જળધાર કરી સ્નાનમાંરે.આજે. ૩

મેરૂ કંપાવ્યો પગના અંગુઠે, જાણી ઈન્દ્રની શંકા જ્ઞાનમારે, આજે
ત્રીશ વર્ષે પ્રભુએ સંયમ લીધો, જિત્યા કર્મના જંગમારે આજે ૪
ભરવાડે કાનમાં ખિલારે ખોસ્યા, ભમરા વસ્યા પ્રભુ અંગમારે, આજે
તાર્યો ગોશાલો અને જમાલી, બૂઝવ્યો ચંડકોશી વનમારે. આજે ૫
અપકાર ઉપર ઉપકાર કીધો, ક્ષમા અનંત પ્રભુ મનમારે, આજે
કર્મ ખપાવી કેવલ પામ્યા, સાડાબાર વર્ષ એક પક્ષમારે, આજે
અહિંસાધર્મને જગમાં પ્રકાશી, વહ્લભવીર ગયા મોક્ષમારે આજે ૬

## પદ ૬૪–મહાવીરજયંતી વિષે. √

[ નોકરી મત જાના દીલદાર–એ રાગ ]

ધર્મમાં શૂર વીર ને ધીર, જન્મ્યા જયજય શ્રી મહાવીર. ટેક
ચૈત્ર માસના શુક્લ પક્ષમાં, તેરસનો શુભ દિન,
મહાપુણ્યવંતા બહુ બલવંતા, જન્મ્યા જગમાં જિન. ધર્મમાં ૧
ત્રણ લોકમાં વિજળી સરખો, પ્રગટયો અજબ પ્રકાશ,
પશુ દેવ દાનવ માનવમાં, બધો લોક ઉલ્લાસ ધર્મમાં ૨
ઓચ્છવ કરવા ચોસઠ ઇંદ્રો, પરિવાર લઈ આવ્યા,
મેરૂગિરિપર ઉત્સવ ઉજવી, વ્હાલ ધરીને વધાવ્યા ધર્મમાં ૩
ત્રીસ વર્ષ ગૃહવાસ વસીને, માતપિતાને તાર્યા,
વર્ષીદાન દીધા દીનાનાથે, દુખીયાના દુખ નિવાર્યા ધર્મમાં. ૪
કર્મ ખપાવ્યા કેવળ પામ્યા, સ્થાપ્યા તીર્થો ચાર,
ભવ્ય જીવોને ભવજળ તાર્યા, આણી મહેર અપાર. ધર્મમાં ૫
ભાવ ધરીને વીર પ્રભુના, ગાઉં સદા ગુણ જ્ઞાન,
સજ્જન સહુ વર પદવી વરવા, ધરો નિરંતર ધ્યાન. ધર્મમાં. ૬

## પદ ૬૫–મહાવીરજયંતી વિષે.

[ રાગ–ગઝલ ]

જગત ઉદ્ધાર કરનારા, પ્રભુનો જન્મ આજે છે,
તમારા કર્ણપટ ઉપર, પ્રભુનું નામ ગાજે છે. ૧
સુભાગી રાજરાણીના, ગૃહે ઋદ્ધિ વધી તેથી,
રખાયું વર્દ્ધમાન અહા, પ્રભુનું નામ હોંશેથી. ૨
પ્રભુની વીરતા જોતાં, પ્રભુના સત્વને માપ્યું,
પ્રભુનું નામ દેવોએ, મળીને વીર તો સ્થાપ્યું. ૩
બ્હેનો! વીરનું જીવન, વિચારો! શીખવે છે શું?,
વડિલ આજ્ઞા ધરો જો તો, પછી બાકી રહે છે શું? ૪
પ્રભુશ્રી વીરના પંથે, જનારી વીર માતાઓ,
વિચારી વીરનું જીવન, જીવીને ધન્યરે થાઓ. ૫
પ્રભુની ભક્ત શિષ્યાઓ, જયંતી રેવતી સુલશા,
પ્રભુની ત્યાગી શિષ્યાઓ, સતીશ્રી ચંદના સુજશા. ૬
જયંતી ઉજવે જેઓ, ન ભૂલે વીરના કામો,
જયંતી ઉજવે જેઓ, કરે તે વીરનાં કામો. ૭
ગુણો શ્રી વીરના ગાઈ, પ્રભુનો માર્ગ આરાધો,
જયંતી ઉજવી બ્હેનો, જીવન સાફલ્યને સાધો. ૮
પ્રભુશ્રી વીરનું શાસન, વિજયવંતુ રહો વિશ્વે,
જગત કલ્યાણને કરતું, સદાએ વ્યાપજો વિશ્વે. ૯

[ કર્તા–માવજી દામજી શાહ. ]

# ૫–મહાવીરપ્રભુનાં હાલરડાં.

## પદ ૬૬–મહાવીરસ્વામીનું હાલરડું.

[ માતા યશોદા ઝૂલાવે પુત્ર પારણે–એ રાગ. ]

માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે,
ગાવે હાલો હાલો હાલરડાંના ગીત રે,
સોના રૂપાને વળી રત્ને જડીયું પારણું,
રેશમ દોરી ઘુઘરી વાગે છુમછુમ રીતરે,
હાલો હાલો હાલો હાલો રે મ્હારા વીરને. ટેક. ૧
જિનજી પાર્શ્વપ્રભુથી વર્ષ અઢીસેં આંતરે,
હોશે ચોવીસમા તીર્થંકર જિત પરિણામ,
કેશી સ્વામિ મુખથી એહવી વાણી સાંભળી,
સાચી સાચી હુઈ તે મ્હારે અમૃત વાણરે. હાલો૦ ૨
ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ,
વીત્યા બારે ચક્રી નહિ હવે ચક્રી રાજ,
જિનજી પાર્શ્વપ્રભુજીના શ્રીકેશી ગણધાર,
તેહને વચને જાણ્યા ચોવીસમા જિનરાજ,
મ્હારી કુંખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ,
મ્હારી કુંખે આવ્યા તરણતારણ જહાજ,
હું તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઈ આજ રે. હાલો૦ ૩
મુજને દોહળા ઉપન્યા બેસું ગજ અંબાડીએ,
સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય,
સહુ લક્ષણ મુજને નંદન તારા તેજના,
તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માયરે. હાલો૦ ૪

કરતળ પગતળ લક્ષણ એક હજારને આઠ છે,
તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ,
નંદન જમણી જાંઘે લંછન સિંહ બિરાજતું,
મેં તે પહેલે સ્વપ્ને દીઠો વિશવા વિશરે. હાલો૦ ૫
નંદન નવલા બંધવ નંદી વર્દ્ધનના તમે,
નંદન ભોજાઈયોના દેવર છો સુકુમાર,
હસશે ભોજાઇઓ કહી દીયર મ્હારા લાડકા,
હસશે રમશે ને વળી ચુંટી ખણશે ગાલરે. હાલો૦ ૬
નંદન નવલા ચેડારાજાના ભાણેજ છો,
નંદન નવલી પાંચસે મામીના ભાણેજ,
નંદન મામલીયાના ભાણેજા સુકુમાર છો,
હસશે હાથે ઉછાળી કહી નાના ભાણેજ,
આંખો આંજીને વળી ટબકું કરશે ગાલરે. હાલો૦ ૭
નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં,
રત્ને જડીયાં ઝુલડાં મોતી કસબી કોર,
નીલાં પીળાંને વળી રાતાં સર્વે જાતિનાં,
પહેરાવશે મામી મ્હારા નંદકિશોર. હાલો૦ ૮
નંદન મામા મામી સુખડલી બહુ લાવશે,
નંદન ગજવે ભરશે લાડુ મોતી ચૂર,
નંદન મુખડાં જોઈને લેશે મામી ભામણાં,
નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર. હાલો૦ ૯
નંદન નવલા ચેડા મામાની સાતે સતી,
મ્હારી ભત્રીજીને બ્હેન તમારી નંદ,
તે પણ ગુંજે ભરવા લાખણ શાહી લાવશે,
તુમને જોઈ જોઈ હોસે અધિકો પરમાનંદ. હાલો૦ ૧૦

રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘૂઘરો,
વળી સુડા મેના પોપટ ને ગજરાજ,
સારસ કોયલ હસને તેતર ને વળી મોરજી,
મામી લાવશે રમવા નદ તમારે કાજ હાલો૦ ૧૧
છપ્પન કુમારી અમરી જળકળશે નવરાવિયા,
નદન તમને અમને કેળી ઘરની માહી,
ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને માડલે,
ચિરંજીવો આશિષ દીધી તમને ત્યાહી હાલો૦ ૧૨
તમને મેરૂગિરિ સુરપતિએ નવરાવિયા,
નિરખી નિરખી હરખી સુકૃત લાલ કમાય,
મુખડા ઉપર વારી કોટી કોટી ચદ્રમા,
વળી તન પર વારી ગ્રહગણનો સમુદાય હાલો૦ ૧૩
નદન નવલા ભણવા નિશાળે પણ મૂકીશું,
ગજપર અબાડી બેસાડી મ્હોટે સાજ,
પસલી ભરશુ શ્રીફળ ફોફળ નાગરવેલશું,
સુખડલી લેશુ નિશાળીયાને કાજ હાલો૦ ૧૪
નદન નવલા મ્હોટા થાશો ને પરણાવશું,
વહુ વર સરખી જોડી લાવશુ રાજકુમાર,
સરખે સરખી વેવાઈ વેવાણો પધરાવશું,
વર વહુ પોખી લેશુ દેખીને દેદાર. હાલો૦ ૧૫
પીયર સાસરા મ્હારા બેહુ પક્ષ નદન ઉજળા,
મ્હારી કુખે આવ્યા તાત પનોતા નદ,
મ્હારે આગણ વુઠયા અમૃત દુધ મેહલા,
મ્હારે આગણ ફળીયા સુરતરૂ સુખના કદ હાલો૦ ૧૬

ઇણી પરે ગાયું માતા ત્રિશલા સુતનું હાલરડું,
જે કોઈ ગાશે લેશે પુત્ર તણાં સામ્રાજ્ય,
બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરડું,
જય જય મંગળ હોજો **દીપવિજય** કવિરાજ. હાલો૦ ૧૭

## ૫૬ ૬૭-મહાવીરસ્વામીનું હાલરડું.

[ રાગ-ઉપર પ્રમાણે ]

માતા ત્રિશલાજીએ પુત્ર રત્ન જાઈઓ,
ચોસઠ ઇંદ્રોના તવ આસન કંપે સાર. ટેક.
અવધિજ્ઞાને જોઈ જાણ્યો જન્મ વીરનો,
આવે ક્ષત્રી કુંડ ગામ નગર મોઝાર. માતા૦ ૧
વીરનું પ્રતિબિંબ મૂકી માતાજી કને,
અવસ્થાપની નિંદ્રા દીએ તેણી વાર,
એમ મેરૂ શિખરે જિનને લાવે ભક્તિશું,
શક્ર ઈંદ્ર પંચ રૂપ કરી મનોહાર. માતા૦ ૨
એમ અસંખ્ય કોટાકોટિ મળ્યા દેવતા,
વીરને ઓચ્છવ મંડાણે લેઈ જાય,
પાંડુકવન શીલાયે જિનને લાવે ભક્તિથી,
હરિ અંકે થાપે ઇંદ્રપણું ઉઠાય. માતા૦ ૩
એક ક્રોડ સાઠ લાખ કળશે કરી,
વીરનો સ્નાત્ર મહોત્સવ કરે આણિ પ્યાર,
અનુક્રમે વીર કુંવરને લાવે જિન મંદિરે,
દાસી પ્રિયંવદા જાએ તેણી વાર. માતા૦ ૪
રાજા સિદ્ધાર્થને દીધી હર્ષ વધામણી,
દાસીને દાનનેં માન દીએ મનોહાર,

ક્ષત્રીકુંડ માહિ ઓચ્છવ મડાવીઓ,
પ્રજા લોકને તવ વાધ્યો હર્ષ અપાર માતા૦ ૫
ઘર ઘર શ્રીફળના તોરણ બાધ્યા બારણે,
ગોરી ગાવે ગીત અતિ મગળ રસાળ,
રાજા સિદ્ધાર્થ મહોત્સવ શ્રી વીરનો કરે,
માતા ત્રિશલાજી થયા છે અતિ ઉજમાળ. માતા૦ ૬
ઝૂલે લાડકવાયા પ્રભુજી આનદ ભર્યા,
વીરનુ દર્શન કરતા થાયે લીલા લ્હેર,
હરખી નિરખીને ઇદ્રાણીયુ જાયે વારણે,
આજે આનદ શ્રી વીર કુવરને ઘેર માતા૦ ૭
વીરના મુખડા ઉપર વારી કોટિ ચદ્રમા,
પકજ લોચન સુદર વિશાલ કપોળ,
શુક ચચુક સરિખી દીસે નિર્મળ નાસિકા,
વીરના કોમળ હોઠ લાલ રગ જ્યુ ચોલ માતા૦ ૮
વીરનુ સોવન મદિરે સોહે પારણુ,
નાજુક આભ્રણ સઘળા કચન મોતીહાર,
કર અગુઠો ધાવે વીર કુવર હર્ષે કરી,
કાઈ બોલાવતા કરે કીલ્લોલ અપાર માતા૦ ૯
વીરને નીલાડે કીધો છે કુકુમ ચાદલો,
શોભે જડીત મુગટ મણિ દીસે લાલ,
માતાએ જુગતે આજી બેઉ આખડી,
સુંદર કસ્તુરીનુ ટપકુ કીધુ ગાલ માતા૦ ૧૦
કચન સોળે જાતના રત્ને જડીયુ પારણું,
ઝૂલાવત ચેળા થાય ઘુઘરનો ઘમકાર,

ત્રિશલા વિવિધ વચને હર્ષી ગાવે હાલરાં,
ખેંચે ફોમકીયારી કંચન દોરી સાર. માતા૦ ૧૧
મારો લાડકવાયો સરખા સંગે રમવા જશે,
મનોહર સુખડલી હું આપીશ એને હાથ,
ભોજન વેળા રમઝમ રમઝમ કરતો આવશે,
હું તો પ્રેમે ભીડું હૃદય મારી સાથ. માતા૦ ૧૨
મારો વીરકુંવર નિશાળે ભણુવા મૂકશું,
સાથે લઇને સજન કુટુંબ સહુ પરિવાર,
હાથી ઘોડા રથ પાળા ભલા શોભતા,
જાતાં સરસ્વતિ મંદિરે શોભાનો નહિ પાર. માતા૦ ૧૩
મહાવીર સરખી કન્યા એહને લાવશું,
મારા વીર કુંવરને પરણાવીશ મોટા ઘેર,
મારા લાડકડાં વરરાજા ઘોડે બેસશે,
મારો વીર કરશે સદા લીલા લ્હેર. માતા૦ ૧૪
માતા ત્રિશલા ગાવે વીરકુંવરનું હાલરૂં,
મારો નંદન જીવજો સુખમાં ક્રોડ વરીસ,
ઈતો રાજ રાજેશ્વર થાસે ભલો દીપતો,
મારા મનના મનોરથ પૂરશે જગીશ. માતા૦ ૧૫
ધન્ય ધન્ય ક્ષત્રી કુંડન ગામ બહુ મનોહરૂ,
જીહાં વીરકુંવરનો જન્મ મંગળ ગવાય,
રાજા સિદ્ધાર્થના કુલમાંહે દિનમણિ,
ધન્ય ધન્ય ત્રિશલા રાણી જેહની માય. માતા૦ ૧૬
એમ સૈયર ટોળી મળી ગાવે વીર હાલરૂં,
પૂર્ણ થાશે મનના મનોરથ તસ્સ ઘેર,

અનુક્રમે રૂપવિજય મહોદય પદવી પામશે,
ગાતા **અમીવિજય** કહે થાશે લીલા લ્હેર માતા૦ ૧૭

## પદ ૬૮–મહાવીરસ્વામીનો વધાવો.

[ રાગ ઉપર પ્રમાણે ]

સૈયર લાવોરે વધાવો મારા વીરને,
મારા વીર કુવર છે જીવનપ્રાણ આધાર ટેક
કોઈ એક કલ્પતરૂથી અધિક ઓપમા જેહને,
નિશ્ચે જાણું છુ જે તુઠયો મુજ કીરતાર. સૈયર૦ ૧
દેખી પુત્ર પનોતો હર્ષ અતિશે વાધીયો,
માતા ત્રિશલા દેવી ગાયે ગીત રસાળ,
તે તો શ્રવણે સૂણતા આનદ અધિકો ઉપજે,
સૂણતા ભણતા લહિયે નિર્મળ મગળ માલ. સૈયર૦ ૨
પુત્ર પ્રેમ ધરીને ગોદ લહી ધવરાવીઆ,
મુહૂર્ત નીંદ કરીને મારા અમર કુમાર,
પુત્ર તાત તમારો ભોજનને પધારશે,
જો કદી રાજસભામા થાશે વધતી વાર. સૈયર૦ ૩
તો હું દોટ કરીને ખબર કરીશ સુત તાહેરી,
મારા પ્રાણ બધાણા તુજ સાથે નિરધાર,
પુત્ર તમ સમ સુત શ્રવણે પણ સૂણ્યો નહિ,
એવો દીઠો નહિ કોણે સ્વર્ગમૃત પાતાળ સૈયર૦ ૪
માતા એમ સમજાવી, પોઢાવીને ઉઠીયા,
માતા પ્રમાદને વશ લાગી અધકી વાર,
એટલે વીર કુવરજી આળસ મરડી જાગીઆ,
ઉચુ પારણીઆમા જુએ દ્રષ્ટી પસાર સૈયર૦ ૫

ઉપર ઇંદ્રે બાંધ્યા બે રત્નજડિત હિંચકા,
તેના રાગ રંગનો કેટલો કહું વિસ્તાર,
દેખી વીર કુંવરજી લાગ્યા રમવા રંગશું,
ત્યાં તો માતાજી ચાલી આવ્યાં તેણી પાર. સૈયર૦ ૬
નંદન રમતા દેખી માતા મન આનંદીઆં,
નયણે સનકારો કરી સખીઓને બોલાય,
જુઓ જુઓ રે મારા પુત્ર રમે છે પારણે,
કુંવર હસતા દેખી સખીઓ હર્ષિત થાય. સૈયર૦ ૭
સખીઓ લાવો બોલાવી પાડોસણનાં બાલુડાં,
જે જે રૂપે રૂડાં નાના ટાબર બાલ,
જેનાં હસતાં વદન ને રૂદનમાં સમજે નહિ,
જેના વદન ઉપર નહિ લેશ લીંટ ને લાળ. સૈયર૦ ૮
જે ધાવનાર તેની માતાને ધવરાવજો,
જે જમનાર તેને ભોજન દેશું સાર,
મહાવીર કુંવર શું રંગે રમાડો ખંતશું,
એહવો મારા મનમાં ઉપજ્યો અધિકો પ્યાર. સૈયર૦ ૯
ઇણુ વિધ ત્રિશલા માએ પુત્ર લાડ લડાવીઆં,
મહા ઉપકારી માતાપિતા છે જગમાં ખાસ,
શ્રી ગુરૂ અજરામરજી સ્વામિ પૂજ્ય પ્રતાપથી,
વીર વધાવો ગાયો આણી મન ઉલ્લાસ. સૈયર૦ ૧૦
શ્રી જૈન ધર્મનો મહિમા મોટો જગતમાં,
મોટો મોટો શ્રી ગુરૂદેવ તણો પ્રતાપ,
મોટા શાસન નાયક વીર જિનેશ્વર જગધણી,
એને ધ્યાતાં જાય ક્રોડ ભવોનાં પાપ. સૈયર૦ ૧૧

## પદ ૬૯–મહાવીરસ્વામીનું હાલરડું

[ માણેરા કુંવર ઝૂલે પારણીએ ઝૂલે–એ દેશી ]

રત્ને રૂડું જડીયું, પારણીયું પ્રીતે ઘડીયું,
માંહી સોના સાંકળની કડીયું,
મહાવીર પ્રભુ ઝૂલે પારણીયે ઝૂલે ટેક ૧
રેશમ દોરી રંગે, સતાર તાર સંગે,
કરી કારીગરી ઉમંગે. મહા૦ ૨
દેવાંગનાઓ આવે, હાલરડું હોંસે ગાવે,
માતા ત્રિશલાદેવી હરખાવે મહા૦ ૩
કુંવર મોટા થાશે, નિશાળે ભણવા જાશે,
માતાપિતાની હોંસ પુરાશે. મહા૦ ૪
કુંવર ચીરંજીવો, અમૃત પાન પીવો,
તું તો ત્રણ જગતનો દીવો. મહા૦ ૫
ચેડા મામા આવે, આંગલું ટોપી લાવે,
રૂડા અંગે આભૂષણ સુહાવે મહા૦ ૬
મામી સૈયર સાજે, પોપટ પ્રીતિ કાજે,
લઇ આવે નણદી કેરે નાજે મહા૦ ૭
સારસ હંસ મેના, કોકિલ કંઠ જેના,
બાંધી ઠરે મામીના નેના મહા૦ ૮
કુંવર રીસાઇ જાવે, માતાજી વાસે ધાવે,
જઈ વેગે મનાવી લાવે. મહા૦ ૯
પાય ઝાંઝર ઝમકે, ઘુઘરીયું રૂડી ઘમકે,
પ્રભુ ચાલે ચતુરાઈ ઠમકે મહા૦ ૧૦
હાલરડાં હોંસે ગાતી, રંગે ગજી થાતી,
ફરતી કુંદડીઓ લેવાતી. મહા૦ ૧૧

કુંવર મોટા થાશે, કેવળ નાણ પાશે,
પછી શિવપુરીમાં સીધાશે. મહા૦ ૧૨
સુરી સુખધામી, પ્રભુ શીરનામી,
ચાલી ગગન ગતિ ગજગામી. મહા૦ ૧૩
પારણીયું પ્રીતે કીધું, પ્રભુ ચરણે ચિત્ત દીધું,
**મુનિ મણિલાલે** સુખ લીધું. મહા૦ ૧૪

## પદ ૭૦ મહાવીરસ્વામીનું હાલરડું.

[ ખમાં વીરાને જાઉ વારણે રે લોલ—એ રાગ. ]

મહાવીર પ્રભુજી ઝૂલે પારણે રે લોલ. ટેક.
એક તો સોહાગી ગગન ચાંદલો રે લોલ,
બીજા સુહાગી મહાવીરજો. મહાવીર૦ ૧
ચંપો ખીલેલ શુભ વાડીમાં રે લોલ,
હૃદયે ખીલેલ મહાવીરજો. મહાવીર૦ ૨
આંગણે ઉજાસ મારે સૂર્યનો રે લોલ,
અંતરે ઉજાસ મહાવીરનો. મહાવીર૦ ૩
રાજતો બીરાજે મ્હારે મંદિરે રે લોલ,
પારણે બિરાજે મહાવીરજો. મહાવીર૦ ૪
એક તો આનંદ મારે બારણે રે લોલ,
અંતરે આનંદ મહાવીરજો. મહાવીર૦ ૫
પ્રીતે ઝૂલાવે માતા વીરને રે લોલ,
પારણે ઝૂલે મહાવીરજો. મહાવીર૦ ૬

## પદ ૭૧-મહાવીરપ્રભુનું હાલરડું.

[ પૈસાદારને પોષાય એવી મોજ મુંબઈની—એ રાગ. ]

માતા ત્રિશલાના નંદ, વીર ઝૂલે પારણીએ,
વ્હાલા સિદ્ધાર્થ કુળચંદ, વીર ઝૂલે પારણીએ.

ચૈત્ર તેરસ અજવાળી, રજની રૂડી રઢિયાળી,
જન્મ્યા જિનજી પુન્યશાળી વીર ઝૂલે પારણીએ. ૧
ઇંદ્રો ઉમંગે આવે, ઇંદ્રાણી ગીતડા ગાવે,
વંદે પ્રભુને ભાવે વીર ઝૂલે પારણીએ. ૨
રાજા હર્ષ મન ન માવે, મોતીના ચોક પૂરાવે,
તોરણીયા બહુ બંધાવે વીર ઝૂલે પારણીએ. ૩
હાલરડુ હીરાથી જડાવે, સોના રૂપાથી મઢાવે,
માતા ત્રિશલા હૂલરાવે વીર ઝૂલે પારણીએ. ૪
વીરનું હાલરડુ ભાવે, ગાતા આનંદ પ્રગટાવે,
સૂણતા હર્ષ ન માવે. વીર ઝૂલે પારણીએ ૫
ભાદરવા બીજે ભાવે, મંગળદિન મંગળ થાવે,
સહુ સંઘ મળીને ગાવે વીર ઝૂલે પારણીએ ૬

## પદ ૭૨–વીરકુંવર પ્રત્યે માતાજી કહે છે.

[ આછા ઘુંઘટ તે વહુને વાલેરા લાગે—એ દેશી ]

ાશાળે જઈને કુંવર શું ભણી આવ્યા ? શું ભણી આવ્યા શો ભેદ લાવ્યા,
ી રીતે શિક્ષકે સમજાવ્યા હો રાજવી ! નિશાળે. ટેક ૧
હો કુંવરજી તમને દાદીજી પૂછે, શાસ્ત્ર શીખ્યા તેમા તત્ત્વને શુ છે,
ાયક લેખે શું લખ્યું છે, હો રાજવી ! નિશાળે. ૨
હો રે કુંવર પૂછે ફૈબા પનોતા, શીખ્યા તેમાથી જડયો સાર શો જોતાં,
ામજે નહિ તો પોથાં થોથા, હો રાજવી ! નિશાળે. ૩
ાવથી પુત્ર તમે ભણવારે જાતા, જીવ અમારા જોઈ જોઈ હરખાતા,
ીરખતા તૃપ્તિ ન થાતા, હો રાજવી ! નિશાળે. ૪
ામે કુંવર અમ આંખોના તારા, તમ સાથે બંધાણા પ્રાણ અમારાં,
. કેમ વિસરે વિસાર્યા, હો રાજવી ! નિશાળે. ૫

જોયા અમે તમારા અક્ષરો જ્યારે, આનંદ પૂરણ પ્રગટ્યો ત્યારે,
આવું કુંવર ભણીયા ક્યારે, હો રાજવી ! નિશાળે. ૬
વિધ વિધ જ્ઞાન તમ પાસે હું દેખું, પુણ્ય પૂર્વનાં પ્રગટ્યાં હું પેખું,
લાભ અલૌકિક લેખું, હો રાજવી ! નિશાળે. ૭
વિદ્યા ભણ્યા તમે બાલુડે વેષે, લાયક બાલકો દાખલો લેશે,
**દલપત** આશિષ દેશે, હો રાજવી ! નિશાળે. ૮

## પદ ૭૩–વીરકુંવરનો માતાજી પ્રત્યે ઉત્તર.

[ રાગ ઉપર પ્રમાણે ]

સૂણી કુંવરજી મુખે ઉચર્યા કેવું, ભણતરનું તત્ત્વ જાણ્યું મેં એવું,
ન્યાય માર્ગે નિત્ય રહેવું,
માતાજી ! નિશાળે જઈને અમે એ ભણી આવ્યા. એ ટેક.
એ ભણી આવ્યા ને એ ભેદ લાવ્યા, શિક્ષકે એ રીતે સમજાવ્યા,
માતાજી ! નિશાળે જઈને અમે એ ભણી આવ્યા. ૧
માતા પિતા તણી સજવીરે સેવા, બાળપણના બદલા વાળીરે દેવા,
અર્થ અંતર ધર્યા એવા, માતાજી ! નિશાળે. ૨
સજ્જનનો સંગ સ્નેહથી કરવો, પાપી તણો સંગ તે પરિહરવો,
ધર્મ અંતર માંહી ધરવો, માતાજી ! નિશાળે. ૩
વગર વિચાર્યું કાંઈ કામ ન કરવું, ધીરજપણું ઘણું અંતરે ધરવું,
દોષ થકી તો દીલે ડરવું, માતાજી ! નિશાળે. ૪
ફૂલણજી થઈને ન ફૂલાવું, તેમ કદાપિ કોઈએ કંજુસ ન થાવું,
જુગારી સાથે નહિ જાવું, માતાજી ! નિશાળે, ૫
દયા રાખીને દીનને દાન દેવું, લોભે અન્યાયનું ધન ન લેવું,
જાણવું તે તો વિષ જેવું, માતાજી ! નિશાળે. ૬
સત્ય જ્ઞાન તમે મેળવ્યું જાયા, મુજ મને આનંદના ઉભરા આયા,
માંગલિક વચને વધાયા, કુંવરજી ! પૂર્વજન્મથી. ૭

જ્ઞાન સાથે રેલાયા, સાથેરે લાયા ને સહુને સમજાયા,
હોંશે જગતમા એવા જાયા, કુવરજી! પૂર્વજન્મથી ૮
સૂણી સ્વીકાર્યું સાચા ઉત્તર દે છે, વિનય સહિત વીર કુંવર કે છે,
**દલપત** કવિતા કહે છે, કુવરજી! પૂર્વજન્મથી ૯

## ૬—જૈન કન્યા તથા શ્રાવિકાશાળા વિષે.

### પદ ૭૪—જ્ઞાનાભ્યાસ કરવા વિષે.

[ ગરવા ગણપતને પાય લાગું રે—એ દેશી. ]

સહિયર આજ ભલો દિન દિવાળી રે, ચારે સ ઘમા મ ગળ માલી રે,
ભણી જ્ઞાન અ તર મેલ ટાળો રે, ઘટમા જ્ઞાન દીવા અજવાળો રે. ૧
જ્ઞાને પાચ ઇ દ્રિના મદ ગાળો રે, મમતા અહ કારના મુળ બાળો રે,
જ્ઞાન વિના સર્વે ક્રિયા ફીકી રે, જેવી તેજ વિના આખ કીકી રે ૨
જ્ઞાન વિના વાણી નહિ મીઠી રે, જેમ લગ્ન વિના ચોળે પીઠી રે,
જ્ઞાન વિના ન્યાય નહિ થાય રે, જેમ રાગ વિના ગીત ગાય રે ૩
જ્ઞાન વિના ધર્મ નહિ સૂઝે રે, ખાણુ વિના ધેનુ કેમ દુઝે રે,
જ્ઞાન વિના બોધ નહિ થાય રે, દળે આધળી કુતરા ખાય રે ૪
જ્ઞાન વિના તત્ત્વ નહિ જાણે રે, તેનું જીવન જાય કોરે ભાણે રે,
ભલે રૂપ રગે હોય ધોળા રે, પણ જ્ઞાન વિના બગ ટોળા રે. ૫
ભણજો જ્ઞાનને માન નિવારી રે, મારી શમશ્યાનો ભેદ વિચારી રે,
જ્ઞાન ભવ તરવાનો છે આરો રે, એમ જાણી કરો ઉમેદ વારો રે ૬

### પદ ૭૫—જૈન કન્યાઓને શિખામણ.

[ સુણજો સજનીજી રે—એ રાગ ]

આઠ વર્ષની ઉમર પામી, બાલપણુ તમે છોડીજી રે,
કન્યાશાળાએ નિયમિત જઈને, ભણતરમા ચિત્ત ચોડો
કુમારી બેનોજી રે. ટેક ૧

શરીરની સુંદર વસ્ત્રોથી, મર્યાદા સાચવીયેજી રે,
સારી સખીની સોબત કરીએ, જુઠ કદી નવ લવીએ રે. કુમા. ૨
પ્રભાતે ઉઠીને બેનો, માત પિતાને નમીએજી રે,
ઘર છોડીને શેરી પરઘર, કામ વિના નવ ભમીએ. કુમા. ૩
માતાજી શિખામણ આપે, તેમાં ધ્યાન જ દઈએજી રે,
સમય થાય ત્યાં જૈનશાળાએ, રજા લઈ નિત્ય જઈએ રે. કુમા. ૪
ભણાવનાર માસ્તરને બેનો, હાથ જોડીને નમીએજી રે,
જેથી વિદ્યા અધિક આવડે, વળી તે સહુને ગમીએ. કુમા. ૫
સામાયિક શીખો મન હોંશે, અર્થ હૈયામાં ધારીજી રે,
પડિકસણું પણ પૂરણ કરવા, શીખ ધરો આ સારી. કુમા. ૬
ગામ માંહી જો સાધુ સાધવી, બિરાજતાં તમે જાણોજી રે,
દર્શન કરવા કદી ન ચૂકો, શિખામણ એ આણો. કુમા. ૭
ધર્મ દિવસમાં ધર્મ પુસ્તકો, વાંચીને વીર ભજીએજી રે,
ગંજીપો, ચોપાટ નવ રમીએ, વળી જુગટું તજીએ. કુમા. ૮
પ્રભાતે ને રાતે સૂતાં, નવકાર સુખથી ગણીએજી રે,
દાતણ ને જમણ વેળાએ, તેજ મંત્રને ભણીએ. કુમા. ૯
રાત્રિભોજન કદી નવ કરીએ, કંદ મૂળને ત્યાગોજી રે,
**શ્યામ મુનિની** શીખ સૂણીને, ધર્મમાર્ગે લાગો. કુમા. ૧૦

## પદ ૭૬–જૈનશાળામાં જવા સબંધી શિખામણ.

[ રાગ ધોળ ]

નિત્ય ઉઠી પ્રભાતના પહોરમાં, જાવું જૈન શાળામાં જરૂર,
ભાવે ભરપુર, સૂણો! શીખ સ્નેહથી. ટેક. ૧
કજીઆ કોઈ સ્થળે કરવા નહિ, ધરવા નહિ ખોટા વિચાર,
ઘટે પ્રભુ પ્યાર, સૂણો! શીખ સ્નેહથી. ૨

ચોરી હિંસા ચાડી કરવી નહિ, ધરવી નહિ વ્યસનની ટેવ,
કરવી સત સેવ, સૂણો ! શીખ સ્નેહથી ૩
સામાયિક, પ્રતિક્રમણ પ્રીતથી, મહેનત લઈ શીખો તમે શુદ્ધ,
ગૃહી પ્રતિબોધ, સૂણો ! શીખ સ્નેહથી ૪
આવો અવસર ફરી ફરી નહિ મળે, વળી નહિ મળે ઉત્તમ ધર્મ,
જેથી તૂટે કર્મ, સૂણો ! શીખ સ્નેહથી ૫
માટે રઝળવુ કે રમવુ નહિ, બેસી એક સ્થળે કરવુ જ્ઞાન,
વધે જેમ માન, સૂણો ! શીખ સ્નેહથી ૬
ગુરૂ સમીપ આવે ઉઠી વદીએ, પૂછે પ્રશ્ન તો કરીએ પ્રકાશ,
વિનય રાખી ખાસ, સૂણો ! શીખ સ્નેહથી ૭
જ્ઞાન ભણવાથી ગુણો પ્રગટ થાશે, વધશે વિનય વિવેક વિચાર,
આગળ સુખસાર, સૂણો ! શીખ સ્નેહથી ૮
શીખ સઘળી શ્રવણ કરી ધારજો, જેથી પામશો નિર્મળ જ્ઞાન,
કહે મુનિ નાન, સૂણો ! શીખ સ્નેહથી ૯

## પદ ૭૭—જૈનશાળામાં આવવા આમંત્રણ.

[ બોલમા બોલમા બોલમા રે—એ રાગ ]

આવજો આવજો આવજો રે, જૈનશાળામા ભણવાને આવજો ટેક
શાળામા આવીને શિક્ષક આગળ, નમ્ર થઈ શિરને નમાવજોરે. જૈન. ૧
આપેલ પાઠને પાકા કરીને, બુદ્ધિ તમારી બતાવજોરે. જૈન. ૨
સદ્ વિદ્યાના સ્વાદિષ્ટ ભોજન, ખાતે બુદ્ધિને ખવરાવજોરે જૈન ૩
પોતે પોતાના ધર્મોને પાળવા, અક્કલને ખૂબ અજમાવજોરે જૈન ૪
સદ્ગુણના શણગાર સજીને, ડાહ્યા થઈ કૂળને દીપાવજોરે. જૈન. ૫
સંતશિષ્યની સર્વે શિખામણ, સમજી બીજાને સમજાવજોરે. જૈન. ૬
વિદ્યા ભણ્યાના લાભોને વર્ણવી, બીજી બ્હેનોને બોલાવજોરે. જૈન. ૭

## પદ ૭૮–વિદ્યાર્થીબ્હેનોને બોધવચન.

[ સુંદર શામળીયા—એ રાગ. ]

કહું તે ધર કાને, સખી ! સદ્‌ગુરૂની વાણી સમજી લે સાને,
અંતરઘટમાં આણી, કહું તે ધર કાને. સખી. ટેક.
સદ્ વિદ્યાથી શાંતિ મળે છે, અંધકાર અંતરથી ટળે છે,
ગ્રંથી હૃદયની ગળે છે, કહું તે ધર કાને. સખી. ૧
નમ્ર દશાથી એહ નમે છે, જ્ઞાન ધ્યાન ગુણ જેને ગમે છે,
વ્યાધિ વિષય વમે છે, કહું તે ધર કાને. સખી. ૨
શાસ્ત્ર ભણ્યામાં નવ શરમાવું, નિર્મળ લાભ મળ્યે ન લજાવું,
ગંભીર ગુણીયલ થાવું, કહું તે ધર કાને. સખી. ૩
નિંદકની નિંદા નવ ગણીએ, ભાવ ધરી શાસ્ત્રોને ભણીએ,
ચણતર સુખનું ચણીએ, કહું તે ધર કાને. સખી. ૪
આગળ સતીઓ હતી અભ્યાસી, કળા કુશળ ને વિદ્યા વિલાસી,
એવી બનો અભિલાષી, કહું તે ધર કાને. સખી. ૫
વિનય વિવેક ને ક્ષણ ન વિસરીએ, ભણતર સાથે સદ્‌ગુણ ભરીએ,
**સંતશિષ્ય** દુ:ખ હરીયે, કહું તે ધર કાને. સખી. ૬

## પદ ૭૯–વિદ્યાર્થીબ્હેનોને શિખામણ.

[ આવો મારા નટવર નાનડીયા—એ રાગ. ]

મધુરી વાતલડી મારી, બ્હેની ! લ્યો ધ્યાન વિષે ધારી, મધુરી. ટેક.
અનીતિ અંતર નવ ધરીએ, કલંકિત વિદ્યા નવ કરીએ,
ક્ષણે ક્ષણે બોલી ને નવ ફરીએ, મધુરી વાતલડી મારી. ૧
સહનશીલ સંતોષી થાવું, અયોગ્ય સ્થળોમાં નવ જાવું,
નિર્મળ નિત્ય જ્ઞાન જળે નાવું, મધુરી વાતલડી મારી. ૨
ભૂષણ ભારે સદ્‌ગુણના ધરવા, કપટ છળ કલેષ દૂરે કરવા,
હેતે દુ:ખ દુ:ખીઆના હરવા, મધુરી વાતલડી મારી. ૩

કેળવણીથી અંતર કેળવીએ, મનડાને જ્ઞાનથી મેળવીએ,
ભલા ભલા કાર્યોમાં ભેળવીએ, મધુરી વાતલડી મારી ૪
સાસરીયામાં સુજ્ઞ બની રહીએ, શાણા થઈ સુખ દુઃખને સહીએ,
અંતર વાત અવરને નવ કહીએ, મધુરી વાતલડી મારી ૫
સદા જેની સોબતમાં વસીએ, કસોટીથી પહેલા તેને કસીએ,
ફજેત થઇ પાછળ નવ ફસીએ, મધુરી વાતલડી મારી ૬
**સંતશિષ્ય** જીવન સફળ કરવા, વચન બધા અંતરમાં ધરવા,
વિશુદ્ધ થઇ વર પદવી વરવા, મધુરી વાતલડી મારી ૭

## પદ ૮૦–બાલિકાબ્હેનોને શિખામણ.

[ રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે—એ રાગ ]

સુણો બેની શીખ આ સુખકારી રે
ધરી લેજો તે હૃદય મોઝારી રે, સુણો ટેક
નિત્ય ઉઠી પ્રભાતમાં વ્હેલા રે, નામ લીજે પ્રભુ તણું પહેલા રે,
જઈએ જૈનશાળે સૌ ભેગા સૂણો ૧
સહુ સાથે ત્યાં સંપીને ચાલો રે, લીધા વ્રતને પૂર્ણ પાળો રે,
પ્રીતે ગ્રંથ નીતિના નિહાળો, સૂણો ૨
પરનિંદાની વાત નવ કરીએ રે, વેશ આછકડો નવ ધરીએ રે,
લોક નિંદાથી દીલમાં ડરીયે રે, સૂણો ૩
બેની ! સદ્‌ગુણ શોભા છે સાચી રે, જેની બુદ્ધિ હશે બહુ કાચી રે,
રહે રૂપ વિષે તે રાચી સૂણો ૪
કોઈને કડવું વચન નવ કહીએ રે, સારી સંગતમાં નિત રહીએ રે
શીલવંતા વિનયવંતા થઈએ, સૂણો ૫
રહેવું સાદુ એ તો રીત સારી રે, કહે **પોપટ** ચિત્ત વિચારી રે,
એથી વધશે કીર્તિ તમારી, સૂણો ૬

[ કર્તા–પોપટલાલ કેવલચંદ શાહ રાજકોટ ]

## પદ ૮૧-વિદ્યાર્થી જૈન બ્હેનોને શિખામણ.

[ હરિભજન વિના દુઃખદરીયા સંસારનો પાર ન આવે—એ રાગ. ]

ભણુવા જઇએ, શાણી બેનો, પ્રેમ ધરી સહુ સંગમાં,
રાજી રહીએ, વિધ વિધ સખીઓ, મળી આપણુ ઉમંગમાં. ટેક.
ગુરૂજીનો વિનય સદા કરીએ, ગુણુવંતી સદ્દગુણુને ધરીએ,
રીતભાત રૂડી સહુ આચરીએ, ભણુવા જઈએ. ૧
સંપે હળીમળી સંગે ફરીએ, કદી ક્લેશ કુસંપ નવ કરીએ,
ભણુવામાં ચિત્ત રૂડું ધરીએ, ભણુવા જઇએ. ૨
ભણુવાની હોંશજ આણીને, જ્ઞાનામૃત શ્રેષ્ઠ પ્રમાણીને,
તે અખુટ ખજાનો જાણીને, ભણુવા જઇએ. ૩
સદ્દબુદ્ધિ શિખામણુ સારી, વિદ્યા આપે છે સુખકારી,
જ્ઞાનામૃત જે મંગળકારી, ભણુવા જઈએ. ૪
સદ્દગુણુ શિયળ સહુ આચરીએ, જિનભક્તિ કરી ભવથી તરીએ,
**હરિલાલની** વિનતિ ઉર ધરીએ, ભણુવા જઇએ. ૫

## પદ ૮૨- બ્હેનોને જૈન કન્યાશાળામાં આવવા વિષે.

[ લાવી લાવી લાવી રે મહારાણી ખબર એક લાવી—એ રાગ. ]

આવો આવો આવો રે, તમે જૈનશાળામાં આવો. ટેક.
શિશુપણાથી સમજો ધર્મને, બીજ દયાનાં વાવો રે. તમે.
શિખો સામાયિક પ્રતિક્રમણુને, તેથી તનડુ શોભાવો રે. તમે.
નમ્રપણાથી નિત્ય મળીને, ગુણુ પ્રભુના ગાઓ રે. તમે.
ગાયન કરો વળી નીતિ રીતિનાં, આનંદ જન ઉપજાવો રે. તમે.
પૂર્વ પુણ્ય પ્રભાવે પામ્યા, મનુષ્ય જન્મનો લ્હાવો રે. તમે.
શુદ્ધ સમકિતે નિર્જરા કરીને, કર્મના પૂંજ ઉડાવો રે. તમે.
આવો સમય જો વીતી જશે તો, પછી થશે પસ્તાવો રે. તમે.

## પદ ૮૩–પરીક્ષા લીધા પછી બ્હેનોએ બોલવાનું ગીત.

[ રાગ ધોળ ]

આજે પરીક્ષા લેવાને પધારીયા, લઈ તસ્દીને કીધો તપાસ,
આવી અમ પાસ આનંદ ઉભરાય છે ૧
યોગ્ય સૂચવ્યુ અમને સુધારવા, ભલામણુને કીધી ભલી ભાત,
વિવેકની વાત, આનંદ ઉભરાય છે ૨
આપી સદ્બોધ સરસ સુણાવીયુ, વિદ્યા પ્રત્યે વધાર્યો ઉમંગ,
આવી આ પ્રસંગ આનંદ ઉભરાય છે ૩
કરી કદર અમારા અભ્યાસની ઉત્તેજન માટે આપ્યા ઇનામ,
તપાસી તમામ આનંદ ઉભરાય છે ૪
બહુ ભણવાના લાભ બતાવીયા આપે આવી કર્યો ઉપકાર,
બતાવીને પ્યાર, આનંદ ઉભરાય છે ૫
આપ વિદ્યા વિલાસી વિદ્વાન છો, વળી અંતરના છો ઉદાર,
સફળ અવતાર, આનંદ ઉભરાય છે ૬
પૃથ્વી માંહિ પરમાર્થી પાકજો **સંતશિષ્ય**ની એ અરદાસ,
પ્રભુ તણી પાસ, આનંદ ઉભરાય છે ૭

## પદ ૮૪–વિદ્યાર્થીઓની વડિલો પ્રત્યે અરજી.

[ રાગ ગઝલ તથા હરિગીત ]

ગઝલ —અમારા સૌ વડિલોને, કરી પ્રણામ પ્રીતેથી,
ભણું છે આવકો ભાવે, સૂણો સૌ એક ચિત્તેથી
હરિગીત —આજે પધારી આપ આભારી બહુ અમને કર્યા,
હરગીજ એમ પધારવા અમ ઉપરે કરજો દયા,
આ પાઠશાળાની સહુ ખીલતી કળી રૂપે અમે,
સહુ બાગને બનાવજો ગુલાબના પુષ્પો તમે

ગઝલ:—ધરો દીલ ધ્યાન આ અરજી, ભણાવો બાલ ને બાલા,
અમોને બાળકો સમજી, બતાવો ધર્મના ધારા.
હરિગીત:—શાસન રૂપી સુવાડીના માળી રૂપે તો આપ છો,
સમજો ફરજ સુહૃદયથી પુષ્પો તણાં તો બાપ છો,
ઉછેરવા આ કમલને બંધાયેલા તો આપ છો,
નિહાળજો સુનજરથી પુષ્પો તણા તો બાપ છો.
ગઝલ:—બગીચો આ દીસે રૂડો, અમે ત્યાં ઊગતાં પુષ્પો,
નીયમમાં સીંચજો વારી, બની માળી ભલા માળી.
હરિગીત:—જો ભરી હશે ગુલાબમાં ખુશબો ખરે કો ખંતથી,
ફેલાવશે સુવાસ ચોગરદમ ઘણા ઉમંગથી,
એ નામનાને માન વીરનાં બાલ જ્યારે પામશે,
શાસન તણો વિજય અને ઉત્કર્ષ ત્યારે જામશે.
ગઝલ:—ધરો દીલ ધ્યાન આ અરજી, ભણાવો બાલ ને બાલા,
અમોને બાલકો સમજી, બતાવો ધર્મના ધારા.

# ૭–વિનય અને વિવેક વિષે.

## પદ ૮૫–વિનય વિષે.

[ આગમની આશાતના નવી કરીએ–એ દેશી. ]

વિનય કરો ગુરૂરાજનો ગુણી ભાવે, હાંરે ગુણી ભાવે રે ગુણી ભાવે,
હાંરે નીચ ગોત્ર તોડી ઉચ્ચ થાવે, હાંરે પામે સુખ ભરપૂર. વિનય. ૧
ગુરૂજી આવતા જોઈને ઉભા થાઓ, હાંરે પંચ અંગ ચરણે નમાવો,
હાંરે નીજ વાંક ખામી ગુણ ગાવો, હાંરે તારો તમે દયાળ. વિનય. ૨
ઉચિત આસન આપી રહો કરજોડી, હાંરે પૂછો ક્ષેમકુશળ માન મોડી,
હાંરે કોણ કરે ગુરૂતમ હોડી, હાંરે કરતા ઉપકાર. વિનય. ૩

દેવ દયાળુ દયા કરી કષ્ટ કાપો, હાંરે ગુરૂ સમકિતની છાપ છાપો,
હાંરે મને અવિચળ સુખડા આપો, હાંરે પામું ભવનો પાર. વિનય. ૪
કૃપા દ્રષ્ટિ ગુરૂરાજની જો થાશે, હાંરે જ્ઞાન કોષ અખૂટ ભરાશે,
હાંરે જેથી મિથ્યા મતિ દૂર નાસે, હાંરે આવે વિવેક ઊર વિનય. ૫
વિવેકથી શિવપથને તેહ સાધે, હાંરે કર્મરૂપી કાવડ જે કાંધે,
હાંરે તેને તોડવા કમર બાંધે, હાંરે સારે આત્મ કાજ વિનય ૬
વિનય થકી રિપુ આપણો વશ થાશે, હાંરે જનજન મુખે ગુણ ગાશે,
હાંરે તેના દુ ખડા દૂર પ્રણાશે, હાંરે તેનું જીવિત ધન્ય. વિનય ૭
વિનયધર્મ જિનરાજનો જગમાહી, હાંરે તેની કીર્તિ જગત ગવાઈ,
હાંરે દિનદિન અધિક સવાઈ, હાંરે પામો વિશ્વમા માન. વિનય૦ ૮
આ ભવ પરભવ સુધરે તેમ જાણી, હાંરે તમે સેવો સદા ગુણ ખાણી,
હાંરે **ઋષિગિરધરની** એહ વાણી, હાંરે મુમ્બાપુરી મોઝાર વિનય.૯

## પદ ૮૬–વિનય વિષે.

[ રાગ–ધોળ. ]

પ્રથમ અધ્યયન ઉત્તરાધ્યયનમા, દશવૈકાલિકની વળી શાખ,
જિનવર ગયા ભાખ, વિનય વડો વિશ્વમા, ટેક ૧
વશીકરણ વિદ્યાનું વિનય છે, જાણો મત્ર તત્ર તમે ફૂટ,
ફોગટ માથાકૂટ, વિનય વડો વિશ્વમા ૨
જાણો વિનય વડે વશ જગ સહુ, દાનવ માનવ ને વળી દેવ,
સારે શુદ્ધિ સેવ, વિનય વડો વિશ્વમા ૩
ચડી આવે શત્રુ કદી આપણો, જોડી હાથ બોલાવજો શાન્ત,
ટળે ઉત્પાત, વિનય વડો વિશ્વમા ૪
વિનય વૈરીને વશ કરે વળી, વડા વાઘ તે તાબે થાય,
જુઓ એહ ન્યાય, વિનય વડો વિશ્વમા. ૫

કડવી જીભથી કોઇ બોલો નહિ, બોલો મીઠાં મધુરાં વાણ,
થાએ સુખ શેણ, વિનય વડો વિશ્વમાં. ૬
તેના બને અધિક અનુરાગીઆ, જેની મીઠી મધુરી છે વાણ,
કોયલ સુખ ખાણ, વિનય વડો વિશ્વમાં. ૭
વિનય વડે લહે શુભ જ્ઞાનને, જપ તપ ક્રિયા આચાર,
સંયમ પંથ સાર, વિનય વડો વિશ્વમાં. ૮
વધે વિશેષ ખ્યાતિ વિનય થકી, વધે શાસ્ત્રનું નિર્મળ જ્ઞાન,
કહે ભગવાન, વિનય વડો વિશ્વમાં. ૯
ગુરૂ નાના પણ મોટા કહ્યા, જેમ રાય તણી વર્તે આણ,
જાણો ગુણખાણ, વિનય વડો વિશ્વમાં. ૧૦
એમ શિષ્ય **મંગળજી** સ્વામિ તણો, કહે **કૃષ્ણ મુનિ** રાખી હામ,
કરો વિનય કામ, વિનય વડો વિશ્વમાં. ૧૧

## પદ ૮૭–વિનય રૂપ મહા મંત્રનો મહિમા.

[ રાગ–ધનાશ્રી ]

વિનયથી વિશ્વ બધું વશ થાય, વિનયથી. ટેક.
વૈરી સઘળાં વહાલ ધરાવે, ગુણકર થઈ ગુણ થાય. વિનય. ૧
મોહિની મંત્ર અવર નહિ એથી, આ દુનિયાની માંય. વિનય. ૨
ધર્મતણું આ મુળ મનોહર, જ્ઞાનનું બીજ ગણાય. વિનય. ૩
એજ રસાયણે અંતર કેરા, સઘળા દોષ સમાય. વિનય. ૪
**સંતશિષ્ય** સુખ સઘળાં એમાં, સ્વરૂપ કદી સમજાય. વિનય. ૫

## પદ ૮૮–વિવેક વિષે શિખામણ.

[ રાગ–ધોળ ]

સૂણો સમજુ સકળ નરનારીઓ, વધે માણસમાં જેમ માપ,
અદબ શીખો એટલી–એ ટેક.
સારી અદબ જો રાખવા શીખશો, થશો ઉત્તમ પંક્તિમાં આપ, અ. ૧

સારૂ મનુષ્ય આવે ઘેર આપણે, આવોજી કહી કરીએ પ્રણામ, અ
ઉભા થઈને આદરમાન આપીએ પછી પૂછીએ હોય જે કામ અ ૨
કોઈ કારણે પરઘેર જો જાઓ, ઉભા રહેજો જઈ ઘરબાર, અ.
રજા માગી પછી ઘરમા પેસવુ, રહેવુ મન દેખો તેટલી વાર અ ૩
છાની વાત કરે જે માણસ મળી, વણ તેડયા ન જઈએ ત્યાંય, અ
વણ બોલાવ્યા વચમા ન બોલીએ, કડવુ કથન ન કાઢીએ કાંઈ અ ૪
વાંસો, ઉદર ઉઘાડા ન રાખીએ, ઉંચે સાદે ન કરીએ ઉચ્ચાર, અ.
છેડો વસ્ત્રનો મુખ આડો રાખીએ, આવે બગાસુ કે ઓડકાર અ.૫
સભામા બહુ મભાગી બેસીએ, જેવો હોય આપણો અધિકાર, અ
મોટા જનને ઊઠી માર્ગ આપીએ,નીતિશાસ્ત્રનો એ છે આધાર અ ૬
કોઈ ધનના વિદ્યાના કે અમલના અધિકારથી મોટા મનાય, અ.
તેની માન મર્યાદા ન તોડીએ, તોડચે જરૂર બેઅદબી થાય અ.૭
પૂછે મતતો પોતે ઉત્તર આપીએ, અતિ આગ્રહમા નથી સ્વાદ, અ
માને નહિ તો ત્યા ચૂપ કરી બેસીએ, વડા સાથે ન વદીએ વિવાદ.અ ૮
કોઈના કરમાથી ચીઠિ કે ચોપડી, ખેચી લઈએ ન વાચવા કામ,અ
લેવી હોય તો માગીને લીજીએ, આપે તો લઈ કરીએ પ્રણામ. અ.૯
કોઈને તુકારે કદી ન બોલાવીએ, હોય દીન કે ઘર કેરો દાસ, અ
ઘરના નાના મોટા સૌ માણસે, એમ કરવો અદબનો અભ્યાસ અ.૧૦
ફરમાવો, બિરાજો, ભોજન કરો, એવા અદબના શબ્દ અનેક,અ
સારા માણસે તે શીખી રાખવા વળી શીખવો વચન વિવેક અ ૧૧
હસીએ નહિ ખડખડતે મુખે, કોઈ સાથે ન લડીએ લડાઈ,અ.
કોઈ કડવા વચન કહે ક્રોધથી, સૂણી ચૂપ રહીએ શરમાઈ અ.૧૨
મર્મ વચનના બાણ જે મારવા, કહીએ નાદાન જનનું તે કામ,અ
ક્ષમા રાખે તે તો મોટું માનવી, તેને લોક વખાણે તમામ.અ.૧૩

હોય અદબ તો ઉત્તમ જાતમાં, હલકી જાતમાં અદબ ન હોય, અ.
જેનાઘરમાં અદબ **દલપત** કહે,સૌથી સુખીઆ તે માણુસ સોય.અ.૧૪

## પદ ૮૯–વિવેક વિષે શિખામણનો સાર.

[ પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ–એ રાગ. ]

વડી વિવેકની વાત કહું, વ્હાલથીરે લોલ,
જાણો શોભે જન જાત, ચોકખી ચાલથીરે લોલ. ૧
ચોકખી ન હોય જેની ચાલ, તેને તો તજોરે લોલ,
પ્રભુ પ્રાણી પ્રતિપાલ, ભાવથી ભજોરે લોલ. ૨
કોઇથી કદાપિ કલેશ, નવ કીજીએરે લોલ,
દયા લાવીને વિશેષ, દાન દીજીએરે લોલ. ૩
સર્વનું સદા કલ્યાણ ઉર, ઇચ્છીએરે લોલ,
પોતાનાજ જેવા પ્રાણ, સૌના પ્રીછીએરે લોલ. ૪
સદા રાખીને સંતોષ, સીધા સંચરોરે લોલ,
દુનિયામાં દેખી દોષ, દીલમાં ડરોરે લોલ. ૫
સર્વ પ્રાણીને સદાય, અભય આપજોરે લોલ.
કષ્ટ કોઇના કપાય, તો તો કાપજો રે લોલ. ૬
રૂડાં માણસોની રીત, હૃદે રાખજોરે લોલ,
નમ્રતાથી નિત્ય નિત્ય, ભાષા ભાખજોરે લોલ. ૭
સારા સંગનો ઉમંગ, નિત્ય જોડજોરે લોલ,
શઠ માણસોનો સંગ છેક છોડજોરે લોલ. ૮
વધે લોક વિષે લાજ, જરૂર જેહથીરે લોલ,
કરો એવાં એવાં કાજ, સદા સ્નેહથીરે લોલ. ૯

ચોરી કોઈ કેરા ચીજ, નવ લીજીએરે લોલ,
પડે સર્વને પતીજ, તેમ કીજીએરે લોલ. ૧૦
બડાઈના બહુ બોલ, નવ બોલીએરે લોલ,
તેથી તરત થાય તોલ, પોત ખોલીએરે લોલ. ૧૧
તજો તન મને તમામ, તુચ્છ ટેવનેરે લોલ,
ભજો **દલપતરામ** તણા દેવનેરે લોલ. ૧૨

## પદ ૯૦–મુગ્ધા બ્હેનને શિખામણ ન લાગવા વિષે

[ લાજ વધારો લાખેણી-એ રાગ ]

જે સૂણ્યા પછી નહિ સભાળે કો ધૂરથી મન નવ ધારે, બેન!
તેને શિખામણુ શી દઇએ એ-ટેક
જેને અ તરજ્યોત નહિ જાગે, બહુ કહેતા બોધ ન લાગે. બેન તે ૧
જેનો જાતિ સ્વભાવ જુદો જાણો, આથા સુધર્યાની નવ આણો બેન તે ૨
બગલાને હંસ વિષે વાસે, પણ બગલો હંસ ન થાસે. બેન તે. ૩
એ મણ સાણુ કેડે દેશું, ગર્ધવની ગાય બને શુ? બેન તે. ૪
પથરા પાણીમા નિત્ય નાય, પણ ભીતર નવ ભીંજાય બેન તે. ૫
કાળી કામળી જેવી ચીજો, તેને રગ ન બેસે બીજો બેન તે. ૬
જેનું ચારણી સરખુ ચિત્ત હશે તજી સાર અસાર સ ઘરશે બેન તે. ૭
ગળે ચીકણી માટી પહેલી, વળી સુકાય વહેલી વહેલી બેન તે ૮
જેને દેતા શિખામણુ શિર પાકે, **દલપત** પણ દેતા થાકે બેન તે ૯

# ૮–સમકીત, સામાયિક, પ્રતિક્રમણુ વિષે.

## પદ ૯૧–સમકિતનું સ્વરૂપ સમજવા વિષે.

[ દાશીડાને હારે ઘોડો અટકીને ઉભો રે-એ રાગ ]

જીવ અજીવ બે જાણે બેની, બધ મોક્ષની રીતરે,
જ્ઞાનજ એને કહીએ બેની, ભણવુ ચ્હોડી ચિત્તરે. ૧

જ્ઞાન થકી સમકીત શુદ્ધ થાશે, દેવગુરૂ પ્રતીત રે,
ધર્મ તણી શ્રદ્ધા સ્થિર થાશે, એ સમકીતની રીત રે. ૨
જે જેવું છે તેહને તેવું, જાણી શ્રદ્ધા કીજે રે,
ખોટામાં ખોટાની શ્રદ્ધા, સાચે સાચી લીજે રે. ૩
એવું સમકીત જાણી ભણુતા, આત્મકારજ સીઝે રે,
સમકીત વિના જ્ઞાન નકામું, તેમાં અર્થ ન સીઝે રે. ૪
ભવ તરવાની આશા હોય તો, શ્રદ્ધા નિર્મળ કીજે રે,
શ્રદ્ધાથી જે કરણી કરીએ, તેમાં પ્રભુ મન રીઝે રે. ૫
એની મારી ભણીએ ભાવે, સમકીત સારૂં જ્ઞાન રે,
**ઉમેદ** તેમાં રાખો એની, જેથી મુક્તિધામ રે. ૬

## પદ ૯૨-સમકીત વિષે.

[ શિયળ ભૂષણ સજીએ-એ રાગ. ]

સૂણો સદ્દગુણી નરનાર, સમકીત વ્રત સાચું,
વ્રત નિયમ અને ઉપવાસ, એ વિણુ સહુ કાચું. ટેક.
ધર્મ રૂપી ઉંચી ઈમારતને, સમકીતનો આધાર રે,
શુદ્ધ મનેથી સમકીત સાધ્યું, તેજ પામ્યા ભવપાર સમકિત. ૧
સમકિતમાં ત્રણ તત્ત્વ સમજીએ, દેવ ગુરૂ ને ધર્મ રે,
એ ત્રણ તત્ત્વની ઓળખ જેને, તે પામે સુખ શર્મ. સમકિત. ૨
રાગ દ્વેષ રહિત વીતરાગી, સર્વજ્ઞ જિન રાયરે,
દૂષણ એક ન દીસે જેમાં, તે ભગવાન મનાય. સમકિત. ૩
ગુણવંત ગુરૂદેવ સમજીએ, નહિ મમત મન લેશરે,
પોતે તરે વળી તારે બીજાંને, આપી ભલો ઉપદેશ. સમકિત. ૪
નિવૃત્તિમાં મન રાખે નિરંતર, કાપે પૂર્વના કર્મરે,
અધોગતિમાં જતાં જીવોને, ધરી રાખે તે ધર્મ. સમકિત. ૫

આજ જગતમા પાખડીઓના, અનેક પથ જણાયરે,
સત્ય ધર્મની શ્રદ્ધા વિણુ કદી, દીલનું દર્દ નહિ જાય સમકિત. ૬
સમકિત સાચુ સોનું સમજવું, મિથ્યાત્વ નામ કથીરરે,
સમકિત રંગે રમે રસીલા, કહે ઉમગે કીર સમકિત ૭

[ કર્તા—પોપટલાલ કેવલચદ શાહ રાજકોટ. ]

## પદ ૯૩–સમતાપૂર્વક સામાયિક આદરવા વિષે.

[ દોશીડાને હાટે ઘોડો અટકીને ઉભો રે–એ રાગ. ]

સુમતિ કહે છે સૈયરો આવો, ધર્મની ગોઠ કીજેરે,
મમતા મેલી સમતા ધરીએ, એક સામાયિક કીજેરે ૧
આસન વાળી નયણા ઢાળી, સ્થિર થઈ બેઠક લઈએરે,
દેવ ગુરૂ ને ધર્મની સાથે, મનડુ જોડી દઈએરે ૨
ધર્મકથા સાભળીએ ભાવે, તત્ત્વ વિચારી લીજેરે,
તત્ત્વ થકી વૈરાગ્ય રસ થાશે, જેથી કારજ સીજેરે ૩
વૈરાગ્ય હોય તો ધર્મજ સૂઝે, તેમા પ્રભુ મન રીઝેરે,
આળસ નિદ્રા દૂરે મેલો, પરનિંદા નવ કીજેરે ૪
વિષયરસની વાતો થાય જ્યા, તેમા કાન ન દીજેરે,
ધર્મકથામા ભળીએ બેની, કર્મકથા ન કીજેરે, ૫
રાગ દ્વેષ ને કલેશ મેલી, જ્ઞાન તણો રસ પીજેરે,
**ઉમેદવારી** પૂરણ કરવા, એમ સામાયિક કીજેરે ૬

## પદ ૯૪–સામાયિકમાં આનંદમંદિરે વસવા વિષે.

[ કાડે કાડે કાકણીયાળી ચુડીરે–એ રાગ. ]

હૃદયને આનદ મદિર બનાવોરે,
મનડાને તે સ્થળ રહેવા મનાવોરે. હૃદયને ટેક
તે માંહેથી કાદવ કચરા કઢાવોરે,
મદિરને પ્રમોદ ભાવે મઢાવોરે હૃદયને ૧

શાંતિ લેવા શાંતિનું જળ છંટકાવોરે,
અવિચળ પ્રેમ જ્યોતિ પ્રગટાવોરે. હૃદયને૦ ૨
પ્રેમ તણાં પ્રસ્તરણાં પથરાવોરે,
શ્રદ્ધા તણા સુંદર ધ્વજ ફરકાવોરે. હૃદયને૦ ૩
કલ્યાણિક કુમકુમ ચિહ્નો કરાવોરે,
ઠીક રીતે આસન અચળ ઠરાવોરે. હૃદયને૦ ૪
જયજય આનંદ રંગ જમાવોરે,
એ મંદિરે આનંદ મ્હાલવા આવોરે. હૃદયને૦ ૫
અન્ય સ્થળે શાને માટે અથડાઓરે,
રમી એમાં ભવની જાળ ભૂલાવોરે. હૃદયને૦ ૬
સુબુદ્ધિને સમજાવી સંગ લાવોરે,
અભ્યંતર જ્ઞાન જળે નવરાવોરે. હૃદયને૦ ૭
પુષ્પામ્બરો વિવેકનાં પહેરાવોરે,
સત્યપંથે શાને માટે શરમાઓરે. હૃદયને૦ ૮
ખેદ તજી સર્વની સાથે ખમાવોરે,
પાપ તાપ એહ ક્રિયાથી પતાવોરે. હૃદયને૦ ૯
બુદ્ધિબળ આવાજ પંથે બતાવોરે,
અક્કલને આનંદમાં અજમાવોરે. હૃદયને૦ ૧૦
અંગો અંગે આનંદને ઉભરાવોરે,
વિશ્વ વિષે આનંદનેજ વહેવરાવોરે. હૃદયને૦ ૧૧
આનંદથી દોષનાં સ્થાન દબાવોરે,
સંકટોને આનંદથીજ શમાવોરે. હૃદયને૦ ૧૨
અહોનિશ આનંદનેજ ઉડાવોરે,
**સંતશિષ્ય** મંદિરમાં મળી જાવોરે. હૃદયને૦ ૧૩

## પદ ૯૫–સામાયિકમાં આત્મિક આનંદે રહેવા વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

આનંદને આપણે ઘેર બોલાવોરે,
ચાલો બ્હેની વિધિએ કરીને વધાવોરે. આનંદ૦ ૧
વિવેકથી વિનય બીજને વાવોરે,
ઘટડામા વૈરાગ્યને વરસાવોરે આનંદ૦ ૨
દીલડાના રોષ ને દોષ દબાવોરે,
ગુણિયલ ગુરૂ તણા ગુણ ગાઓરે. આનંદ૦ ૩
લેવા રૂડો મનુષ્યજન્મનો લ્હાવોરે,
રૂડી રીતે હૃદયને રંગાવોરે આનંદ૦ ૪
આવો, આવો, આનંદ સ્થળમા આવોરે,
શાને માટે સાચી વાતે શરમાઓરે આનંદ૦ ૫
ધ્યાન મારા આનંદ રામનું ધ્યાઓરે,
સાચો પ્રેમ પૂર્ણ બળે પ્રગટાવોરે. આનંદ૦ ૬
બોધ સૂણી આપણી ફરજ બજાવોરે,
**સતશિષ્ય** શ્રાવિકા નામ શોભાવોરે આનંદ૦ ૭

## પદ ૯૬–સામાયિકમાં સુમતિ સખીને પૂછવા વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

કહેોને સખી આ ભવે શું શુ કમાયુંરે ?,
જન્મ ધરી આતમ ધન શુ જમાવ્યુંરે ? કહેોને૦ ૧
ભણવાનું ભણતર શુ શુ ભણાયુંરે !,
જીવનમા જાણવાનું શુ જણાયુંરે ? કહેોને૦ ૨
ખરી રીતે જીવોને કેવુક ખમાવ્યુંરે ?
વિજયનું વાજિત્ર કેવુંક બજાવ્યુંરે ? કહેોને૦ ૩

પાપ પુણ્ય બેમાંથી શું શું પતાવ્યુંરે ?,
ખળ ખધું કેવા તે સ્થળમાં બતાવ્યુંરે ? કહોને૦ ૪
શ્રવણને જીંદગીમાં શું સૂણાવ્યુંરે ?,
નયનોને કેવું સુંદર નિરખાવ્યુંરે ? કહોને૦ ૫
કરો પાસે કેવું કલ્યાણ કરાવ્યુંરે ?,
દેહ થકી શું શું કરીને દીપાવ્યુંરે ? કહોને૦ ૬
વાણી પાસે કેવુંક મધુર વદાવ્યુંરે ?,
શિર કહો ઝાઝું કયાં કયાં ઝુકાવ્યુંરે ? કહોને૦ ૭
મનડાને કેવા પ્રકારે મનાવ્યુંરે ?,
અંતરને કેવા કામે અજમાવ્યુંરે ? કહોને૦ ૮
સારાસાર શેમાં શેમાં સમજાવ્યુંરે ?,
પ્રશ્ન રૂપે **સંતશિષ્ય** આ પૂછાવ્યુંરે ? કહોને૦ ૯

## પદ ૯૭–શુદ્ધ ભાવે પ્રતિક્રમણ કરવા વિષે.

[ દ્રૌપદી તારા પતિના વેણ કે ક્ષણ ક્ષણ સાંભરેરે લોલ–એ રાગ ]

કરીએ પડિક્રમણું ધરી પ્રેમ, તિમિર ઘટ ટાળીએરે લોલ,
દળવા દીલડા કેરા દોષ, મમતી મન વાળીએરે લોલ. ૧
તજીએ અંતરનું અભિમાન, ગર્વને ગાળીએરે લોલ,
કીધાં જે જે કાળાં કામ, કુબુદ્ધિ ટાળીએરે લોલ. ૨
ડાઘા અંતરના કરી દૂર કે, ઉર અજવાળીએરે લોલ,
આળોવી વ્રતના અતિચાર, પૂરણ વ્રત પાળીએરે લોલ. ૩
સાચા મનથી સર્વની સાથ કે, ખચીત ખમાવીએરે લોલ,
નમ્ર બની ગુરૂદેવની આગળ, શિર નમાવીએરે લોલ. ૪
વઢીને કરીઆ વૈર વિરોધ તે, સર્વ સમાવીએરે લોલ,
ત્યજી દઈ વિષમય ઝગડા ઝેર કે, જીવન જમાવીએરે લોલ. ૫

પડિકમણાનો સૂણી સાર, પ્રપચ છળ છોડીએરે લોલ,
પ્રભુમા **સત તણા થઇ શિષ્ય**, સુજીવન જોડીએરે લોલ ૬

## પદ ૯૮—એકાદશી વિષે

[ સમકિત નવિ લહ્યુ રે, એ તો રૂળ્યો ચતુર્ગતિ માહે–એ રાગ ]

આજ એકાદશીરે, નણદલ મૌન કરી મુખ રહીએ, ટેક
પૂછ્યાનો પ્રત્યુત્તર પાછો, કેહને કાઈ ન કહીએ આજ૦ ૧
મારો નણદોઈ તુજને વ્હાલો, મુજને તારો વીરો,
ધુમાડાના બાચકા ભરતા, હાથ ન આવે હીરો આજ૦ ૨
ઘરનો ધધો ઘણો કરો પણ, એક ન આવે આડો,
પરભવ જાતા પાલવ ઝાલે, તે મુજને દેખાડો આજ૦ ૩
મૃગશિર્ષ શુદ અગીઆરસ મોટી, નેવુ જિનને નિરખો,
દોઢસો કલ્યાણિક મોટા, પોથી જોઈને હરખો આજ૦ ૪
સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી ખૂણ રહીઓ,
પાવકે પર સઘળો પરજાળયો, એને કાઈ ન દહીએ આજ૦ ૫
આઠ પોર પોષો તે કરીએ, ધ્યાન પ્રભુનુ ધરીએ,
મન વચન કાયા વશ કરીએ, તો ભવસાગર તરીએ આજ૦ ૬
**ઉદયરત્ન** વાચક ઉપદેશે, જે નરનારી રહેશે,
પોષો માહી પ્રેમ ધરીને, અવિચળ લીલા લેશે આજ૦ ૭

## પદ ૯૯—એકાદશી વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

આજે એકાદશીરે, નણદલ પડિકમતા પણ વાતું ટેક
એમ કરતા જો થાય નહિ તો, બેઉ લાવીએ ભાતું આજ૦ ૧
મારો નણદોઈ તુજને વ્હાલો, મુજને તારો વીરો,
પડિકમણામા વાતુ વ્હાલી, જમતા વ્હાલો શીરો. આજ૦ ૨

જમવા નાત મેળામાં જાતાં, જેવું જમવું એહું,
પ્રતિક્રમણું તેવું જાણી, વાતે વળગવા બેહું. આજ૦
પાંચ સાત સામટીયું થઇને, વાતે વાતું સાંધે,
કાંઈક પાપ પરિહરવા આવે, બાર ગણું વળી બાંધે. આજ૦
એક ઉઠતી આળસ મરડે, બીજી ઉંઘે બેઠી,
નદી માંહીથા કાંઈક નીકળી, જઈ દરિયામાં પેઠી. આજ૦
ડીંગા દેતી કાંઈ ન દેખે, આડું અવળું પેખે,
પ્રતિક્રમણશું પ્રીતિ ન રાખે, તો કેમ આવે લેખે. આજ૦
આઈ બાઈ નણંદ ભોજાઈ, નાની મોટી વહુને,
સાસુ સૈયરો મા ને માશી, શિખામણ છે સહુને. આજ૦
**મકનચંદ** કહે મન સ્થિર રાખી, જે પડિકમણું કરશે,
રાગ દ્વેષ દૂરે પરિહરશે, એ ભવસાગર તરશે. આજ૦

# ૯–સત્સંગ વિષે.

## પદ ૧૦૦–ગાઢ અજ્ઞાની જીવને સત્સંગની અસર નહિ થવા વિષે.

[ રાગ ધોળ ]

લોઢું લાલ બને અગ્નિ સંગે, પણ રાતું રહે ક્ષણવાર,
નીકળ્યું જો બહાર, સંગત એને શું કરે ?
જેનું અંતર જાણો કઠોર, સંગત એને શું કરે ? ટેક.
બાર મેઘ વર્ષે બહુ જોરથી, પણ મગશીલીયો ન ભીંજાય,
બીજા ગળી જાય, સંગત એને શું કરે ?
ઘૃત દુધ સાકરને સીંચો સદા, લીંબડાની કડવાશ ન જાય,
મધુર નવિ થાય, સંગત એને શું કરે ?

ચંદનવૃક્ષના મુળે વસી રહ્યા, મણીધર મૂકે ન સ્વભાવ,
જાણ્યો ન પ્રભાવ, સંગત એને શું કરે ? ૪
આંધણ ઉકળતા માંહી ઓરીયો, કણ કોરડું તે ન રંધાય,
અવર ગળી જાય, સંગત એને શું કરે ? ૫
પાણીમાંહી પડયો રહે સર્વદા, કાળમીંઢ તણું કેવું જોર ?
ભીંજાય ન કોર, સંગત એને શું કરે ? ૬
ધોવે સાબુ સો મણુને સાથે લહી, પણ કોયલો શ્વેત ન થાય,
કાળપ નવિ જાય, સંગત એને શું કરે ? ૭
ખરને નિર્મળ જળમાં નવરાવતાં, રાખ દેખી દોડયો તત્કાળ,
આણી મન વ્હાલ, સંગત એને શું કરે ? ૮
ઝરમર ઝરમર મેહુલા વર્ષિયા, નીલી કંચન થઇ વનરાય,
જવાસો સુકાય, સંગત એને શું કરે ? ૯
કાળા રંગનું કપડું લેઈ કરી, રાતા રંગમાં કરે ઝબોળ,
મટે નહિ ડોળ, સંગત એને શું કરે ? ૧૦
કસ્તુરીના ક્યારામાંહી રોપતાં, નવિ જાય લસણ કેરી વાસ,
દુષ્ટ જેની વાસ, સંગત એને શું કરે ? ૧૧
કસ્તુરી ને કપુરના ગંજમાં, કદી ડુંગળીને દાટે કોય,
સુગંધી ન હોય, સંગત એને શું કરે ? ૧૨
કાગે હંસ તણીરે સોબત કરી, ચૂકયો નહિ પોતાનાં ચરિત્ર,
જો જો એની રીત, સંગત એને શું કરે ? ૧૩
દુર્જન સંગત સજ્જનની કરે, અંતર દુષ્ટ પણું નવિ જાય,
આપી બોધ કાય, સંગત એને શું કરે ? ૧૪
સતી સદ્ગુણવંતીના સંગમાં, કદી કુલટાને નાવે રંગ,
ખોટા જેના ઢંગ, સંગત એને શું કરે ? ૧૫

ગાઢ અજ્ઞાની જ્ઞાન પામે નહિ, કરે સંત સમાગમ આમ,
કહે મુનિ શામ, સંગત એને શું કરે? ૧૬

## પદ ૧૦૧–સારી સોબત કરવા વિષે.

[ કાંકરીયા ઉપર રે કે, નોબત વાગે છે—એ રાગ. ]

સોબત તો સજીએ રે કે, સદા જન સારાની,
તનમનથી તજીએ રે કે, નગુણી નઠારાની. ૧
સારી સોબતથી રે કે, સારા કેવાશો,
નરસાને સંગે રે કે, નક્કી બહુ નિંદાશો. ૨
સંગતની રંગે રે કે, જો નવી રંગાઇએ,
તો પણ તે જેવાં રે કે, જગતમાં દેખાઈએ. ૩
હોય નિર્મળ હીરો રે કે, અધિક ઓપાવેલો,
ધાણી ઘણી મેલી રે કે, ઉપર એને મેલો. ૪
પાણીને રંગે રે કે, તે નહિ રંગાશે,
તો પણ તે જેવો રે કે, મલિન બહુ દેખાશે. ૫
તેમ લંપટ સંગે રે કે, લાંછન લાગે છે,
અપકીર્તિ એથી રે કે, જગતમાં જાગે છે. ૬
અતિ પાપી આગળ રે કે, ઉભા નવ રહીએ,
કુળભુષણ કીર્તિ રે કે, જગતમાં જો ચહીએ. ૭
સોબતની અસરે રે કે, અધર્મી કંઈક થયા,
વ્યસની થઈ વળતી રે કે, બારે વાટ ગયા. ૮
ઘડપણમાં પૂરા રે કે, પછી પસ્તાયા છે,
દુનિયાદારીમાં રે કે; દુઃખી દેખાયા છે. ૯

चित्तमा आगळथी रे के, न चाल्या चेतीने,
पछी तो पाम्या रे के, पूरी फजेतीने. १०
सुधरीने सारा रे के, थया कई सत्सगे,
रगाणु अतर रे के, रूडे नीति रगे. ११
पूरण जश पाम्या रे के, जगतमा परिणामे,
विध विध वखणाता रे के, दीठा दलपतगामे १२

## पद १०२–सारी सोबत करवा विषे.

[ वाया वाया उत्तर दिशीना वाय जो—ए राग ]

सोबत सारी करवी बेनी स्नेहथी जो,
तजवी तनथी होय नठारी हालजो. टेक
एथी सुख अतिशय सृष्टिमा मळेजो,
सुजन अतिशे आणे तुम पर व्हालजो. सोबत० १
पारस सम जाणो शुभ सगत सृष्टिमाजो,
टेक न मूके पडे गमे ते दुखजो,
अडता लोहतणु कचन से'जे करेजो,
भागी नाखे लव सघळानी भूखजो. सोबत० २
कीर्ति वधशे सारी सोबतथी अतिजो,
मळशे महाजनमा नित्य, जनने मानजो,
शुभ सगतथी को कुडु बोले नहि जो,
करशे नहि को शुभ सघे अपमानजो. सोबत० ३
कुसगत करवी नहि आ अवनि विषे जो,
जेथी जाशे जगमा जननी लाजजो,
फट फट करशे जन सघळा कुसगथीजो,
दीलमा थाशे दाना जनने दाझजो सोबत० ४

કહેવત ઘરડાંની આ જગમાં ઘણીજો,
સંગ પ્રમાણે લાગે રંગ નિજ અંગજો,
કાળા સાથે ધોળો ધોરીજો ધરેજો,
રંગ ન લાગે પણ લાગે છે સંગજો. સોબત૦ ૫
એ કહેવતને અનુસરીને ચાલવુંજો,
કુસંગને તજવો આણી ઉર ક્રોધજો,
સજવો સંગ સરસ જનનો સૃષ્ટિ વિષેજો,
શુભ સંગતથી સારો મળે સુબોધજો. સોબત૦ ૬
સારી સોબતથી શુભ ગુણ સહુ આવશેજો,
નાસી જાશે અંગ થકી અવગુણ જો,
મમતા ખોટી મટી જાશે શુભ સંગતેજો,
એવા અધિક દીસે એમાં ગુણજો. સોબત૦ ૭
કલાલ ઘર કુસંગત જાતાં જાણજોજો,
દુધ પીતાં પણ મદીરા સમ મનાયજો,
હોય વસા સોનું જન પણ હીણું પડેજો,
શુભ સંગતથી કુડું નવ કહેવાયજો. સોબત૦ ૮
એવા લાભ અધિક છે સારી સંગતેજો,
ગ્રહણ કરો શુભ સંગત ગણી ગુણવાનજો,
લલ્લુની વિનતિ ધ્યાને ધરજો સદાજો,
તો તમપર રાજી રહેશે ભગવાનજો. સોબત૦ ૯

# ૧૦—મુનિરાજ પધારે અથવા વિહાર કરે તે પ્રસંગે ગાવાનાં ગીત.

## પદ ૧૦૩—સાધુજીને વાંદવા જતાં બોલવાનું ગીત.

[ મલાવરાવ શહેરનો સુબો કયારે આવશે રે—એ રાગ ]

ચાલો સાધુજીને વાદવારે, મુક્તિદાયક મુનિરાયરે, ઉત્તમપ્રાણી.
ભાવ ધરીને ભેટતારે, ભવ ભવના દુખ જાયરે,
ઉત્તમ પ્રાણી ચાલો, સાધુજીને વાદવારે. ટેક ૧

પૂરણ ભાગ્યે પધારીઆરે, દર્શન લાયક દેવરે, ઉત્તમ૦
સયમધારી શોભતારે, કીજીએ નિર્મળ સેવરે. ઉત્તમ૦ ૨

નામ લેતા અણગારનુંરે, સીઝે વાછિત કામરે, ઉત્તમ૦
દર્શનથી સુખ સપજેરે, પૂરણ હૈડાની હામરે ઉત્તમ૦ ૩

મહાવ્રતધારી મોટકારે, જીવદયા પ્રતિપાળરે, ઉત્તમ૦
ગધ હસ્તિસમ ગાજતારે, આચારે ઉજમાળરે ઉત્તમ૦ ૪

મમત્વ મોહને પરિહર્યારે, પરિહર્યા પાપ અઢારરે, ઉત્તમ૦
બાર ભેદે તપસ્યા કરેરે, જ્ઞાન તણા ભડારરે ઉત્તમ૦ ૫

અમૃતવાણી સૂણાવશેરે, આપશે સમકિતસારરે, ઉત્તમ૦
અણુવ્રત આદરશું અમેરે, પામશુ હર્ષ અપારરે. ઉત્તમ૦ ૬

મનડુ થાય તે ઉતાવળુ રે, વાદવા ગુરૂ ગુણવતરે, ઉત્તમ૦
બાલ બ્રહ્મચારી ભવ કાપશેરે, કરશે તે દુ ખડાનો અતરે. ઉત્તમ૦ ૭

સત્ય માર્ગ સમજાવશેરે, દૂર કરીને અજ્ઞાનરે, ઉત્તમ૦
તરણ તારણ ગુરૂ તારશેરે, વારશે દુ ખ નિદાન. ઉત્તમ૦ ૮

ક્ષમાવંતને ખમાવશુંરે, ધારશું ધર્મના ભેદરે, ઉત્તમ૦
પાંચે અંગ નમાવીનેરે, વંદનની છે ઉમેદરે. ઉત્તમ૦ ૯
ગુરૂ દીઠે પાતક ગયાંરે, દુધડે વૂઠ્યા મેહરે. ઉત્તમ૦
વૈરાગી ગુરૂ વાંદતાંરે, વાધ્યો છે અધિક આનંદરે. ઉત્તમ૦ ૧૦
આજ ભલોદિન ઉગીઓરે, મળ્યા છે મહા મુનિરાયરે, ઉત્તમ૦
દર્શનથી દીલડું ઠરેરે, તનમન ઉલ્લસીત થાયરે. ઉત્તમ૦ ૧૧
દુઃખ દરિયા સંસારમાંરે, સદ્ગુરૂ તારણી નાવરે, ઉત્તમ૦
શ્રાવક સહુ સેવા કરેરે, ધન ખર્ચી લીએ લાવરે. ઉત્તમ૦ ૧૨
ગુરૂ મુખ પુનમ ચાંદલોરે, લોચન કરૂણા પાત્રરે. ઉત્તમ૦
સર્વ તીર્થ મુજને મળ્યાંરે, ગુરૂસમ નવિ કોઈ જાત્રરે. ઉત્તમ૦ ૧૩
ગુરૂતણા ગુણ ગાઈએરે, નૌતમ નગર મોઝારરે, ઉત્તમ૦
ઓડાજી કહે ખરી ખાંતસુંરે, સેવો સાધુ સુખકારરે. ઉત્તમ૦ ૧૪
ઓગણીસે સત્તરની શાલમાંરે, કાર્તિક શુદી છઠ્ઠ સારરે, ઉત્તમ૦
ભાવધરી કરો વંદણારે, ગુરૂનામે જય જયકારરે. ઉત્તમ૦ ૧૫

## પદ ૧૦૪–સાધુજી પધારે તે વખતે ગાવાના સાત વાર.

[ ગાડી આવી ગુજરાત, અગનકેરી ગાડી રે આવી—એ રાગ ]

મહેર કરી મુનિરાજ, ગુરૂજી મારા, દર્શન દીધાં,
દર્શનથી દુઃખ દૂર, ગુરૂજી મારા, દર્શન દીધાં. ટેક.
સાખી:—આદિતવારે આપની, જોતા નિશદિન વાટ,
સમાચાર ન સાંભળું,
ઝુલો:—મને ઉપજે અધિક ઉચાટ. ગુરૂજી૦ ૧
સાખી:—સોમે સમતા સાગરૂં, સૌમ્ય વદન સુખકાર,
દુઃખ દરિયે જીવ ડૂબતા,
ઝુલો:—તેના છો તમે તારણહાર. ગુરૂજી૦ ૨

સાખી —મગળ કરતા સર્વનું, જ્ઞાનદાન દાતાર,
    પ્રાણાધાર માહારા,
ઝુલો —વ્હાલા છો તમે હૈયાના હાર ગુરૂજી૦ ૩
સાખી —બુધે બ્રહ્મચારી ભલા, ટાળ્યા રાગ ને દ્વેષ,
    શિયળ રથના સારથી,
ઝુલો —કદી મૂકે ન પર શિર દોષ ગુરૂજી૦ ૪
સાખી —ગુણીઅલ તો ગુરૂ આપના, ગુણ તણો નહિ પાર,
    ગાગરમા નીર સાગરા,
ઝુલો —તેહ કોણ સમાવણહાર ગુરૂજી૦ ૫
સાખી —સુધારસ સમદેશના, સુકૃત સાધો આપ,
    સુમતિ નારી શું ખેલતા,
ઝુલો —થાય સુખ કદી ન સતાપ ગુરૂજી૦ ૬
સાખી —થાવર વારે થીવરા, તપ જપ સયમ ધીર,
    કરૂણા રસના કોષ છો,
ઝુલો —કર્મ શત્રુ જીતણુ વડ વીર ગુરૂજી૦ ૭
સાખી —ભવિજન પાતક વારવા, વિચરો દેશ વિદેશ,
    મુક્તિમદિર મોકલો,
ઝુલો —એવા છો ગુરૂ ગુણીઅલ બેશ ગુરૂજી૦ ૮
સાખી —પૂરણ ભાગ્યે આપના, દર્શન દુર્લભ દેવ,
    કિંકરને કૃપા કરી,
ઝુલો —તારો તમે ગુરૂ તતખેવ ગુરૂજી૦ ૯
સાખી —દયા નજર જો આપની, થોડી પણ સુખદાય,
    હાથી મુખ દાણો પડે,
ઝુલો —સહુ કીડી કુટુબ જ ખાય. ગુરૂજી૦ ૧૦

સાખી:—શિવ રમણીનાં સુખ તે, મળે આપથી પ્રેમ,
ગિરધારીને આપને,
ઝુલો:—જાણી આપજો, અવિચળ ક્ષેમ. ગુરૂજી૦ ૧૧

## પદ ૧૦૫–સાધુજી ચોમાસું પધારે તે વખતે બોલવાનું ગીત.

[ રાગ ધોળ ]

બ્હેનો ચાલો હર્ષે જઇએ વાંદવા, ચતુર આવે ચોમાસું આજ.
ગુરૂ મહારાજ, ચાલો હર્ષે વાંદવા૦ ટેક. ૧
મુનિરાજનાં દર્શન કીજીએ, લાવી આજ ઘણો ઉછરંગ,
સામા જઈએ સંગ, ચાલો હર્ષે વાંદવા૦ ૨
ભલાં ભાગ્ય દીસે આજ આપણાં, સ્વામીએ અર્જ લીધી છે ઉર,
ઉગ્યો સોવન સૂર, ચાલો હર્ષે વાંદવા૦ ૩
મસ્તક નમાવવું મુનિ આગળે, બુડતાંને બચાવશે આજ,
સ્વામિ શિરતાજ, ચાલો હર્ષે વાંદવા૦ ૪
બાઈ પહેરો પટોળા પ્રેમના, ચોડો ચાંદલો નિજ લલાટ,
ઘરેણાંના ઘાટ, ચાલો હર્ષે વાંદવા૦ ૫
આવી પહોંચ્યા ગુરૂગામ આગલે, વ્હાલો કરતા આવે છે વિહાર,
કરી ઉપકાર, ચાલો હર્ષે વાંદવા૦ ૬
આજ સંઘમાં રંગ દીસે ઘણો, શોભા બની છે હાટોહાટ,
જોવે સહુ વાટ, ચાલો હર્ષે વાંદવા૦ ૭
ભેળી થઈ ભામિનીઓ ભાવથી, ગોરી ગીતો મધુરાં ગાય,
ગુરૂ સામા જાય, ચાલો હર્ષે વાંદવા૦ ૮
આજ ભર્યો ઉલટ સહુને અંગમાં, સામા જાય છે જૈનનાં લોક,
ઘણાં થોકેથોક, ચાલો હર્ષે વાંદવા૦ ૯

ઉછરંગભર્યા નરનારીઓ, જોવો આ સંઘના શુભ ભાવ,
લેવા ચાલ્યા લ્હાવ, ચાલો હર્ષે વાંદવા૦ ૧૦
કહે કૃષ્ણ દર્શન અતિ દોહેલાં, દેખી રોમ થયાં રળીયાત,
કૃપા કરી તાત, ચાલો હર્ષે વાંદવા૦ ૧૧

## પદ ૧૦૬–ઉપાશ્રય દર્શન કરવા જતાં ગાવાનું.

[ રઘુપતિ રામ હૃદયમાં રેજોરે–એ રાગ. ]

કૃપાનાથ કરૂણા કરી આવ્યારે, સખી મારે મન ભલા ભાવ્યારે,
ગુરૂજ્ઞાન હૃદય ભરી લાવ્યા ચાલો, ગુરૂ વાંદવા બેની મારીરે૦ ટેક.
જેથી ઉતરીએ ભવ પેલે પારી, ચાલો૦ ૧
સખી મનના મનોરથ ફળીઆરે, પૂણ્ય જોગે તે સદ્‌ગુરૂ મળીઆરે,
સખી પાપ સકળ આપ ટળીયા, ચાલો૦ ૨
જ્ઞાન પાનમાં સદ્‌ગુરૂ રસીયારે, ગુણવંત ગુરૂ મન વસીયારે,
જેથી કર્મશત્રુ દૂરે ખસીયા, ચાલો૦ ૩
સમ દમ ને સમતા ધારીરે, ગુરૂ જ્ઞાન લોચન દાતારીરે,
સખી વંદો તમે ઉરધારી, ચાલો૦ ૪
ઉપકાર તમારો ઉપગારીરે, નહિતર જાત હું તો જન્મ હારીરે,
તમ દર્શન સદા સુખકારી, ચાલો૦ ૫
આઠ પ્રવચન અંગે ધારીરે, નિજ સુરતીને સંભારીરે,
આગાર છાંડી થયા અણગારી, ચાલો૦ ૬
સખી નમીએ પંચે અંગ નામીરે, હૈયે હર્ષધરી નિત્ય સ્વામીરે,
ઉઠ બેસ કરી અંતરજામી, ચાલો૦ ૭
વિધિપૂર્વક વંદન કરીએરે, અભિગમન પંચે આદરીએરે,
મન માનને પૂરણ હણીએ, ચાલો૦ ૮
અંતરંગ ઉમંગ અતિ આણીરે, શ્રવણ કરીએ ગુરૂ મુખવાણીરે,
કહે કૃષ્ણમુનિ હિત આણી, ચાલો૦ ૯

## પદ ૧૦૭-ઉપાશ્રયે દર્શન કરવા જવા વિષે.

[ આવો મારા નટવર નાનડીયા-એ રાગ. ]

ચાલો બેની ગુરૂ દર્શન જઈએ,
હાંરે જઈ લાવો લાખેણો લઈએ,
ચાલો બેની ગુરૂ દર્શન જઈએ. ટેક૦ ૧
ગુરૂ મારા ગુણ તણા દરીઆ,
હાંરે મારા પાપ ભવોભવ હરીઆ. ચાલો૦ ૨
ગુરૂ બોધ બીજ તણા દાતા,
હાંરે ગુરૂ દર્શનથી સુખ શાતા. ચાલો૦ ૩
ગુરૂ કંચન કામિનીના ત્યાગી,
હાંરે ગુરૂ મુક્તિ તણા છે રાગી. ચાલો૦ ૪
ગુરૂ ધર્મકથા તિંહા બોલે,
હાંરે નહિ મુજ ગુરૂને કોઈ તોલે. ચાલો૦ ૫
ગુરૂ મારા બાલથી બ્રહ્મચારી,
હાંરે એવા ગુરૂ દર્શન સુખકારી. ચાલો૦ ૬
ગુરૂ વાણી આત્મ હિતકારી,
હાંરે જેથી પામીએ ભવજળ પારી. ચાલો૦ ૭
કહે **મુનિ શામ** તે ઉલ્લાસે,
હાંરે ગુરૂ **મંગળજી સ્વામિની** પાસે. ચાલો૦ ૮

## પદ ૧૦૮-ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવા જતી વખતે ગાવાનું ગીત.

[ વટ સાવિત્રીની ઢબમાં. ]

ચાલો સાહેલી આજ મલીને સંગેરે,
ગુરૂ દર્શન કરવા કાજ હૃદયના રંગેરે. ૧

આભૂષણુ રૂડા શીલ તણા ધરી અંગેરે,
ઉપદેશ અનુપમ સાભળશુ ઉછરંગેરે. ૨
દિન રાત થઈ રખડેલ જ્યા ત્યા ભમીઆરે,
કદી નમ્ર બની ગુરૂ દેવને નહિ નમીયારે. ૩
ભુલવણીવાળા ભવસાગરમા ભમીયારે,
હવે ગુણકર ગુરૂના બોધ વચનો ગમીયારે. ૪
સખી કજીઆ ક્લેશ કુસપ કદિ નહિ કરવારે,
વળી ધર્મના નામે વ્હેમ ઢોંગ ન ધરવારે ૫
શણગાર **સુશોભિત** સત્ય ધર્મના સજવારે,
ભવ દુખહર જે ભગવાન તેને ભજવારે ૬
શુભ દાન શિયળ તપ ભાવ જન્મ ફળ જાણીરે,
વળી વિનય વિવેક ભરેલ વદીએ વાણીરે ૭
કુળની જ્યા કિંમત જાય તે નવ કરીએરે,
દીલ માહે દીન દયાળ તેથી ડરીએરે. ૮
ઈર્ષાળુ બનીને આળ કદી નવ દઈએરે,
ધરી શાતિ ને સતોષ સ્નેહે રહીએરે ૯
ગુરૂ **દેવચંદ્રનો દાસ** ગુરૂ ગુણ ગાવારે,
કહે મારા ઘટ ઘટમાય મગળ થાવારે ૧૦

**પદ ૧૦૯–ગુરૂદર્શને જતી વેળાએ બોલવાનું ગીત.**

[ રઘુપતિરામ હૃદયમા રેજોરે–એ રાગ ]

ચાલો બ્હેનો આજ દર્શન કરવા રે,
પાપ તાપ સતાપને હરવા, ચાલો બ્હેનો આજ દર્શન૦ ટેક
પાચ મહાવ્રતને ધરનારારે, શાતિ સર્વ સ્થળે કરનારારે,
તારી બહુ જીવને તરનારારે, ચાલો બ્હેનો આજ દર્શન૦ ૧

મારા ગુરૂજી છે જ્ઞાનના દરિયારે, ભારે ભારે ગુણોથી ભરીઆરે,
જગનો ઉદ્ધાર કરવા અવતરીયા. ચાલો૦ ૨
જેની અમૃત સરખી છે વાણીરે, પત્થર જેવાને કરી દે છે પાણીરે,
એને અંતરમાં અમે આણી. ચાલો૦ ૩
શાન્ત દાંત છે સુખકર સ્વામીરે, નાખ્યા વિષય વિકારને વામીરે,
રહ્યા વૈરાગ ભૂવને વિરામી. ચાલો૦ ૪
સંશય સરલપણે છેદનારારે, ભેદખેદ તણા ભેદનારારે,
વ્યાધિ સમભાવથી છેદનારા. ચાલો૦ ૫
જેના દર્શનથી દુઃખ જાવેરે, આધિ વ્યાધિ ન આગળ આવેરે,
સુખ સકળ પ્રદેશે થાવે. ચાલો૦ ૬
સદ્બોધ શ્રવણ આજે કરશુંરે, મહાપુરૂષોના પગલે અનુસરશુંરે,
**સંતશિષ્ય** થઈ ધ્યાન ધરશું. ચાલો૦ ૭

## પદ ૧૧૦-મુનિરાજ બહારગામથી પધારતા હોય ત્યારે ગાવાનું ગીત.

[ પાવાપુરી જિનરાજ પાવન કરવારે-એ રાગ. ]

આજ સદ્ગુણના ભંડાર, ગુરૂજી પધાર્યારે,
અતિ ધિરજના ધરનાર, ગુરૂજી પધાર્યારે. ૧
સાચા સુખને કરનાર, ગુરૂ૦ તજી ફીકર સદા ફરનાર. ગુરૂ૦ ૨
છે શાસનના શણગાર, ગુરૂ૦ જેણે શોધ્યો શાસ્ત્રનો સાર. ગુરૂ૦ ૩
દુશ્મનથી નહિ ડરનાર, ગુરૂ૦ હેતેથી દુઃખ હરનાર. ગુરૂ૦ ૪
કરી કરીને ઉગ્ર વિહાર, ગુરૂ૦ કરવાને જય જય કાર. ગુરૂ૦ ૫
કરી નિજ પરનો ઉદ્ધાર, ગુરૂ૦ શોધ્યો નર ભવનો સાર. ગુરૂ૦ ૬
અમૃત રસને ઝરનાર, ગુરૂ૦ વર પદવીને વરનાર. ગુરૂ૦ ૭
જય કરીઓ લઇને જોગ, ગુરૂ૦ હરનારા ભવનો રોગ. ગુરૂ૦ ૮

ઉગ્યો સોવનનો સૂર, ગુરૂ૦ ઝળકે છે મુખ પર નૂર ગુરૂ૦
પંડિત શિષ્યો લહી સંગ, ગુરૂ૦ આવ્યાથી વધ્યો ઉમંગ. ગુરૂ૦
પાવન કીધો આ પ્રદેશ, ગુરૂ૦ આવા દિન હોય હમેશ ગુરૂ૦
તારે જે ભવજળ તીર, ગુરૂજી૦ કહે **સતશિષ્ય** તે ધીર ગુરૂ૦

## પદ ૧૧૧–સાધુજી બહારગામથી પધારે ત્યારે ગાવાનું ગીત.

[ મારો ચાદલીઓ ઉગ્યો ને હરણા આથમ્યારે–એ રાગ ]

હુંતો જોઈ રહીતી વ્હાલા ગુરૂની વાટરે, આનંદી ગુરૂ આવીઆરે. ટે
મારા ઘટડામાં આનંદ છુટાયછેરે, હૈયામાહે નવહરખ સમાયરે.આ૦
મારા પંડિતસુ–ગુરૂજી પધારીઆરે, જેના દર્શનથી ભુખ દુઃખ જાયરે.આ
હુંતે ઉઠું રે બેસુ ને થાઉ આકળીરે, જોઉં વારેવારે ગુરૂજીની વાટરે.આ
જ્યારે દર્શન થયા ગુરૂદેવનારે, ઉડી ગયા મારા અંગમાં ઉચાટરે.આ
જેના શિષ્ય તે સુંદર ગુણે શોભતારે, ભણાવીને કર્યા ગુણના ભંડારરે.આ
પોતે છુટયા વળી બીજાને છોડાવીઆરે, ગુરૂતરણ બીજાને તારનારરે આ
દયાવંત દેવમણિ સમ દીપતારે, સ્વામી શીતળ છો સોમના સમાનરે.આ
આઠ કર્મરૂપ અરિને હઠાવવારે, ધારી રાખે નિત્યધર્મતણું ધ્યાનમારે આ
પોતે ભણીગણી બીજાને ભણાવવારે,રૂડુ મેળવ્યુંછે ગુરૂજીએ જ્ઞાનરે આ
સાચા સંત મતિવંતના સુબોધથીરે, સતશિષ્ય થઈ તજ્યું અભિમાનરે ૧

## પદ ૧૧૨–ઉપાશ્રયે ગુરૂના દર્શન કરવા જતી વેળાએ બોલવાનું ગીત.

[ મારે સોના સરીખો સૂરજ ઉગીયોરે–એ રાગ ]

આજે સમકીતરૂપી સૂરજ ઉગીયોરે,
હુંતો ગુરૂજીના દર્શન કરવા જઈશ આજે૦ ટેક૦

ગુરૂજી જ્ઞાન દર્શન તપે દીપતારે, પાય વાંદીને પાવન થઇશ. આ૦ ૧
સદ્‌બોધને સાંભળશું સ્નેહથીરે, કરણીય કહેશે તે કરીશ. આ૦ ૨
ધર્મ ધ્યાનને ઘટડામાં ધારશુંરે, ધર્મરસને પેટમાં ધરીશ. આ૦ ૩
પાપ ટાળશું ગુરૂના પ્રતાપથીરે, ધરી હિંમત દુઃખને હરીશ. આ૦ ૪
વાણી સાંભળી વિષને ઉતારશુંરે, હવે અસત્ય નહિ ઉચરીશ. આ૦ ૫
સારી સતીઓનાં જીવન સંભારશું,નિત્ય દુર્ગુણો દેખીને ડરીશ. આ૦ ૬
નિત્ય રમશું આનંદના ઉદ્યાનમાંરે,**સંતશિષ્ય**ની શિખને ધરીશ.આ૦૭

## પદ ૧૧૩-મુનિરાજ બહારગામથી પધારતા હોય ત્યારે ગાવાના સાત વાર.

[ આવો આવોને નંદના લાલ રમવા આવોને-એ રાગ. ]

આદિતે આનંદે આપ પધારો, પાવન કરો મુનિ ગામ અમારો,
તારક! શ્રાવક તારો, મુનિ ભલે આજ પધાર્યા. ટેક૦
આતમકારજ સર્યાં, મુનિ ભલે આજ પધાર્યા. ૧
સોમવારે સહુ અરજ કરે છે, નમન કરીને ચરણે પડે છે,
દુર્ગતિ દુઃખ હરે છે, મુનિ ભલે આજ પધાર્યા. ૨
મંગલવારે મંગળકારી, દેશના આપો બોધ દાતારી,
સમજે સહુ નરનારી, મુનિ ભલે આજ પધાર્યા. ૩
બુધવારે બુદ્ધિના આગર, શિષ્યો સાથે જ્ઞાન ઉજાગર,
વિનયી ગુણના સાગર, મુનિ ભલે આજ પધાર્યા. ૪
ગુરૂવારે ગુરૂ જ્ઞાનના દાતા, માસ કલ્પ રહી ઉપજાવો શાતા,
વિનતિ માનો જગ ત્રાતા, મુનિ ભલે આજ પધાર્યા. ૫
શુક્રવારે શુભ શિખડી દેજો, શ્રાવક તારી સુયશ લેજો,
સદ્વર્તનનું કહેજો, મુનિ ભલે આજ પધાર્યા. ૬

શનિવારે સહુ જનની અરજી, અવધારો મુનિવર સુખકરજી,
આતમ અરતિહરજી, મુનિ ભલે આજ પધાર્યા ૭
ભાવ વિનાનુ ધર્મ છે જેવું, પ્રેમ વિના જેમ દાનનું દેવું,
ગુરૂ વિના જ્ઞાન છે તેવું, મુનિ ભલે આજ પધાર્યા. ૮
પૂરણ ભાગ્યે મુનિ તમે મળીયા, વિયોગના દુઃખ દૂરે હરીયા,
એ માગ્યા પાસા ઢળીયા, મુનિ ભલે આજ પધાર્યા. ૯
આવતું ચોમાસું ઇંહા ગુરૂકરજો, સંઘની વિનતિ ચિત્તમાં ધરજો,
અઘહર અઘ અમ હરજો, મુનિ ભલે આજ પધાર્યા. ૧૦
મુનિ સમાગમ છે સુખકારી, સદ્બોધ ને જ્ઞાનદાન દાતારી,
**નાગચંદ્રે** આ ઉચ્ચારી, મુનિ ભલે આજ પધાર્યા. ૧૧

## પદ ૧૧૪–ગુરૂદર્શનથી થયેલ આનંદ વૃદ્ધિનું ગીત.✓

[ આવો આવોને નંદના લાલ રમવા આવોને-એ રાગ. ]

આજ આનંદ ઉભરાય, ગુરૂજી મારા દર્શન દીધાં,
પધારી–આ પુર માંય, તન મન પાવન કીધાં,
દુઃખ સકળ હરી લીધાં, ગુરૂજી આજ દર્શન દીધાં. ટેક૦
ધન્ય ઘડી ધન્ય ભાગ્ય હમારાં, દર્શન સુખકર થયાં તમારાં,
અગણિત ગુણ અણગારા, ગુરૂજી આજ દર્શન દીધાં. ૧
ભવ્ય જીવોના છો તારણહારા, અધમલ અધમ ઉદ્ધારણહારા,
પતિત પાવન કરનારા, ગુરૂજી આજ૦ ૨
જિનવર વાણી સૂણાવણહારા, અજ્ઞાન તિમિર મીટાવણહારા,
સુપદ મીલાવણ હારા, ગુરૂજી આજ૦ ૩
દિન દિવાળી સમાન ગણાય, આજ હર્ષ ઉરમાં અતિ થાય,
મંગળ વર વરતાય, ગુરૂજી આજ૦ ૪

કલ્પવૃક્ષ અમ આંગણે મળીયા, પાપ ઉત્તાપ સંતાપ સૌ ટળીયા,
મનના મનોરથ ફળીયા, ગુરૂજી આજ૦ ૫
સાગર ગાગરમાં ન સમાય, ગુરૂ ગુણનો ન પાર પમાય,
વાંદુ હું મન વચ કાય, ગુરૂજી આજ૦ ૬
જ્ઞાન દઈ જૈન માર્ગ દીપાવો, ધ્યાન ધરી નિત્ય કર્મ ખપાવો,
શિવરમણી સુખ પાવો, ગુરૂજી આજ૦ ૭
**વિનયમુનિ** નિત્ય ગુરૂ ગુણ ગાવે,ગુરૂ દર્શન પરસન સુખપાવે,
જન્મ મરણ ભય જાવે, ગુરૂજી આજ૦ ૮

## પદ ૧૧૫-ગુરૂઆગમન સમયે ગાવાનું ગીત.

[ દેવરીયા મુનિવર ધ્યાનમાં રહેજો-એ રાગ ]

આજ મંગળ દિન બેની અમારે, ગુણવંતા ગુરૂજી પધારે,
ગુણવંતા ગુરૂજી જ્ઞાનના દરિયા. ટેક.
જ્ઞાન અમૃત ગુણ ભરીયા, ગુણવંતા ગુરૂજી જ્ઞાનના દરીયા. ગુ૦ ૧
લળી લળી વંદુ મારા ગુરૂજીને ભાવે, દુઃખડાં સકળ દૂર જાવે, ગુ૦
પેલુ વંદન મારા ગુરૂજીને કીધું, જ્ઞાન અમૃત ભરી પીધું. ગુ૦ ૨
બીજુ વંદન શુદ્ધ સમકીત ધારી, દર્શન મંગલ સુખકારી, ગુ૦
ત્રીજુ વંદન શુદ્ધ સંયમધારી, વાણી અમૃત જયકારી. ગુ૦ ૩
આનંદ મંગળ દિન આજ દિવાળી, વાંદીએ દોષ દૂર ટાળી, ગુ૦
ભ્રાંતી ભરેલી ભવની ભ્રમણા ભાંગે, વાણી સૂણાવી વીતરાગે. ગુ૦ ૪
ભલે ભાગ્યેરે ગુરૂ દર્શન દીધાં, દુખડાં અમારા હરી લીધાં, ગુ૦
અમૃત તુલ્ય વીર વાણી સૂણાવે, મદ મોહ માયાને હણાવે. ગુ૦ ૫
ધન્ય ભાગ્યરે એવા ગુરૂજી મળીયા, ભાગ્ય પૂરણ આજ ફળીયા, ગુ૦
**વિનયચંદ્ર મુનિ** વદે શુભ ભાવે, ગુણવંત ગુરૂના ગુણ ગાવે. ગુ૦ ૬

## પદ ૧૧૬–સાધુજી પધારે તે સમયે ગાવાનું ગીત.

[ ગચ્વા ગણપતિને લાગુ પાયરે–એ રાગ ]

બેની આજ આનદ અમારેરે, ગુણવત ગુરૂજી પધારેરે,
આવી શ્રાવક સહુને સુધારેરે, તરી આપ અવરને તારેરે. બેની૦ ૧
ક્રોધ માન માયાને નિવારેરે, વળી વિનય વિવેક વધારેરે,
રૂડા પચ મહાવ્રત ધારેરે, ભવસાગર પાર ઉતારેરે. બેની૦ ૨
મહા ભાગ્યથી આહિ પધારેરે, દોષ દૂરે કરી ગુણ ધારેરે,
આધિ વ્યાધિ ઉપાધિ વિદારેરે, ફળીયા ભાગ્ય આ પચમ આરેરે. બેની૦ ૩
જેને સદ્ગુરૂ દર્શન મળીયારે, તેના ભાગ્ય સપૂરણ ફળીયારે,
ગળી જાય કુકર્મના દળીયારે, સુખએજ જગતમા રળીયારે. બેની૦ ૪
મળ્યો માનવભવ આ રૂપાળોરે, શુભ મારગને તમે ઝાલોરે,
પ નિંદાની ટેવને ટાળોરે, ગુરૂ વાદી આતમ ઉદ્ધારોરે. બેની૦ ૫
બેની ચાલો સહુ ઉમગેરે, ગુરૂ વાદીએ મહા ઉછરગેરે,
સદ્ગુરૂ સદા સુખકારીરે, વદે વિનય મુનિ હર્ષ ધારીરે. બેની૦ ૬

## પદ ૧૧૭–સાધુજી પધારે તે સમયે ગાવાનુ ગીત.

[ આવો આવોને નદના લાલ રમવા–એ રાગ ]

સદ્ગુણના ભડાર, આનદી ગુરૂ મારા,
શિવસુખના દેનાર, આનદી ગુરૂ મારા,
ભલે ભાગ્યે ગુરૂરાજ પધાર્યા, વિનય વિવેક વિચાર વધાર્યા,
આવી શ્રાવકને સુધાર્યા, આનદી ગુરૂ મારા ૧
પચ મહાવ્રતના ધરનારા, સહુ જીવને સુખના કરનારા,
તારી અવર તરનારા, આનદી ગુરૂ મારા. ૨
અવગુણ મેલ મીટાવણ હારા, સદ્ગુણ સત્ય શિખાવણ હારા,
શુદ્ધ આચાર વિચારા, આનદી ગુરૂ મારા ૩

મોહ માયા મમતાને મટાડે, જ્ઞાન દઈ અજ્ઞાન ઘટાડે,
અવિચળ સુખ ચખાડે, આનંદી ગુરૂ મારા. ૪
પંથ તમામ તજાવીને અવળા, દેખાડે પૂણ્યના પંથ સૌ સવળા,
વરવાને કેવળ કમળા, આનંદી ગુરૂ મારા. ૫
કોટી ઉપાય કરો કદી કોઇ, દેશ પરદેશ ફરો વળી જોઈ,
ગુરૂ વિના જ્ઞાન ન હોઇ, આનંદી ગુરૂ મારા. ૬
સદ્ગુરૂ શરણુ વિના નહિ હોઇ, સાચું સગપણ સંસારમાં કોઈ,
વાંદુ જોડી કર દોઈ, આનંદી ગુરૂ મારા. ૭
ગુણવંતા ગંભીર ને ધીર, સમતા માંહી છે સદા શૂરવીર,
વાણી મીઠી જેવી ખીર, આનંદી ગુરૂ મારા. ૮
ચાલો સૌ આજે રંગે ઉમંગે, શણગાર સદ્ગુણના સજી અંગે,
વાંદશું ગુરૂ ઉછરંગે, આનંદી ગુરૂ મારા. ૯
ગુણવંત ગુરૂ તણા ગુણ ગાય, તેહના પાતક દૂર જાય,
વંદે **વિનય મુનિરાય,** આનંદી ગુરૂ મારા. ૧૦

## પદ ૧૧૮-સાધુજી ઉપાશ્રયે પધારે તે સમયે ગાવાનું ગાયન.

[ નોકરી મત જાના દીલદાર-એ રાગ ]

પધારો માનવંતા મહારાજ, ખુશાલી અમને અદકી આજ, ટેક.
આપના દર્શનથી શિરતાજ, અમારાં સિદ્ધ થયાં સહુકાજ. પધારો૦૧
મોર તણું મન હર્ષિત થાયે, જેમ જોઈ જલધાર,
તેમ તમારાં દર્શન કરતાં, અમને હર્ષ અપાર. પધારો૦૨
અંધકાર સહુ ઉડી જાયે, થાતાં સૂર્ય પ્રકાશ,
તેમ આપના પ્રૌઢ પ્રતાપે, થાય પાપનો નાશ. પધારો૦૩
પાર્શ્વમણિના પાસે રહેતાં, લોહ કનક બની જાય,
તેમ આપના સમાગમેથી, મૂરખ પંડિત થાય. પધારો૦૪

ઘણા દિવસથી જોઇ વાટ તો, પામ્યા દર્શન દાન,
**પોપટ** કહે છે આજ અમારા, ભાગ્ય થયા બળવાન. પધારો૦ ૫
[ કર્તા—પોપટલાલ કેવલચંદ શાહ રાજકોટ ]

## પદ ૧૧૯—સાધુજી વિહાર કરે તે સમયે ગાવાના સાત વાર.

[ આવો આવોને નંદના લાલ રમવા આવોનેરે—એ રાગ ]

આદિતે આપ વિહાર કરીને, ગામો ગામમા પાવ ધરીને,
ઇર્યા પથ વરીને, મુનિવર શાતામા રેજો,
સુખ સંદેશો કેજો, મુનિ મારી આશિષ લેજો ટેક ૧
સોમવારે શિષ્ય સંગાતે લીધા, લઘુવયે જ્ઞાનરસ ભરી પીધા,
ભવસાગર અંત લીધા, મુનિવર શાતામા રજો. ૨
મંગળે માગલિક મુનિવર ટોળી, ચાલે છે ગજગતિ એકજ ઓળી,
મુક્તિનો મારગ ખોળી, મુનિવર શાતામા રેજો ૩
બુધવારે તમે બુદ્ધિના બળીયા, ઉપશમરસની ઢાળમા ઢળીયા,
ભાગ્ય ભલે મુનિ મળીયા, મુનિવર શાતામા રેજો ૪
ગુરૂવારે ગુરૂજન ગુણ ગાતા, જ્ઞાન ગોઠ કરી ઉપજાવી શાતા,
ભાવિક મન હરખાતા, મુનિવર શાતામા રેજો. ૫
શુક્રવારે સુમતિ લઇ સાથે, હળી મળી રહેજો એકજ વાતે,
જીવયત્ન કરજો ખાતે, મુનિવર શાતામા રેજો. ૬
શનિવારે શુભ ભાવમા રેજો, વે'લા વે'લા મુનિ દર્શન દેજો,
નિત્ય આશિષ મારી લેજો, મુનિવર શાતામા રેજો ૭
સંયમ યત્ન કરીને વિચરજો, શાંતિ સ્વભાવમા નિત્ય નિત્ય વરજો,
ભવસાગર વે'લા તરજો, મુનિવર શાતામા રેજો. ૮
ધર્મી સંઘ સર્વે અર્જ કરે છે, ગુરૂ બોધ વિના ખોટ પડે છે,
તેથી વિયોગ નડે છે, મુનિવર શાતામા રેજો. ૯

વાડ વિના કદી વેલો ન ચડશે, શૂર વિના જેમાં વીર ન લડશે,
ગુરૂ વિના જ્ઞાન ન જડશે, મુનિવર શાતામાં રેજો. ૧૦
શેષકાલ કરી કરજો ચોમાસા, પડશે મુખ માગ્યા દાવના પાસા,
અમને છે તરવાની આશા, મુનિવર શાતામાં રેજો. ૧૧
વિદેશમાં જઈને વેલા વળજો, તરણુ તારણુ તમે બોલથી પળજો,
ઉમેદવારથી મળજો, મુનિવર શાતામાં રેજો. ૧૨

## પદ ૧૨૦-સાધુજી વિહાર કરે તે સમયે ગાવાની પંદર તિથિઓ.

[ રાગ ઉપર પ્રમાણે ]

પડવે તે પંથે મુનિવર પડીયા, સંયમ પાળવાને ગુરૂ બળીઆ,
પૂરણુ ભાગ્યથી મળીઆ, મુનિ ફરી દર્શન દેજો,
વિનતિ હમારી લેજો. મુ૦ ટેક. ૧
બીજે તે બોધ ગુરૂજીએ દીધા, જ્ઞાન અમીરસ તે અમે પીધા,
શીવપુર મારગ લીધા, મુનિ ફરી દર્શન દેજો. ૨
ત્રીજે તન મન તુમ ગુણુ રાગી, મોહ મિથ્યાતની ભાવટ ભાંગી,
ગુરૂ ચરણે લય લાગી, મુનિ ફરી દર્શન દેજો. ૩
ચોથે ચતુર કષાય નિવારી, કલ્પતરૂ સમ શીતળકારી,
ભવિજનના ઉપકારી, મુનિ ફરી દર્શન દેજો. ૪
પંચ મહાવ્રત પૂરણુ ધરજો, શરણે આવે તેનાં પાતક હરજો,
જ્ઞાન ધ્યાને ચિત્ત ધરજો, મુનિ ફરી દર્શન દેજો. ૫
છઠ્ઠે છકાય તણા રખવાળા, મુક્તિના મારગે જાતાં મેં ભાળ્યા,
બ્રહ્મચારી ગુરૂ વ્હાલા, મુનિ ફરી દર્શન દેજો. ૬
સાતમે મુનિવર શાતામાં રેજો, વે'લા પધારીને દર્શન દેજો,
સુખ સમાચાર કેજો, મુનિ ફરી દર્શન દેજો. ૭

આઠમે આરતિના હરનારા, કુમતિ ફંદે નહિ ફસનારા,
ભાવિક મન વસનારા, મુનિ ફરી દર્શન દેજો. ૮
નોમે સંસારસમુદ્રની માંહી, સુમતિ સલુણી સુસંગ સદાઈ,
તરણ તારણ કહાઇ, મુનિ ફરી દર્શન દેજો. ૯
દશમે તુમ સંકટ સર્વ ટળજો, મહેર કરી તમે વ્હેલેરા વળજો,
કર્મરિપુ દળ દળજો, મુનિ ફરી દર્શન દેજો. ૧૦
અગિયારશે એટલું કહ્યું કરજો, દુષ્કર મુનિ વિહાર ન કરજો,
સુખ સમાધિ વિચરજો, મુનિ ફરી દર્શન દેજો. ૧૧
બારશે બોલો અમીરસ વાણી, સાંભળીને હરખે ભવ્ય પ્રાણી,
છોડી ગુરૂ ગુણ ખાણી, મુનિ ફરી દર્શન દેજો. ૧૨
તેરશે ટાળજો દુઃખ હમારા, શેષ કાળે ફરી આવજો પ્યારા,
ચરણ કરણ ધરનારા, મુનિ ફરી દર્શન દેજો. ૧૩
ચૌદશે મુનિવર ચાતુર માસે, આવજો મહેર કરીને ઉલ્લાસે,
ધર્મી ચિત્ત હરખાશે, મુનિ ફરી દર્શન દેજો. ૧૪
પૂનમે પૂરા મનોરથ કરજો, પાવન પગ આ દેશમાં ધરજો,
શીવ રમણી જઈ વરજો, મુનિ ફરી દર્શન દેજો. ૧૫
જ્ઞાનબોધ દઈ શાતા પમાડી, તેથી વિજોગ નડે છે દહાડી,
સૂકે માળી વિણ વાડી, મુનિ ફરી દર્શન દેજો. ૧૬
મેઘ વિના સરોવર ન ભરાશે, તેજ વિના અંધકાર ન જાશે,
ગુરૂ વિના જ્ઞાન ન થાશે, મુનિ ફરી દર્શન દેજો. ૧૭
ધર્મી સંઘની આ અરજી સ્વિકારી, લેજો વંદના ગુરૂરાજ હમારી,
કહે **ઋષિ ગિરધારી**, મુનિ ફરી દર્શન દેજો. ૧૮

## પદ ૧૨૧–સાધુજીના વિહાર સમયે બોલવાનું ગીત.

[ મલાવરાત્ર શહેરનો સૂબો કયારે આવશે રે—એ રાગ. ]

ગુરૂજી મારા પ્રીતેથી, વ્હેલા પધારજોરે,
મહેર કરી મહારાજરે, ગુરૂજી મારા પ્રીતેથી વ્હેલા પધારજોરે. ટેક.
વ્હાલા ગુરૂના વિયોગથીરે, દીલમાં સહુને દુઃખ થાયરે, ગુ૦
ગમશે નહિ આજ ગામમાંરે, ધર્મશાળા ખાવા ધાયરે. ગુ૦ ૧
ઉંઘ ઉડાડી આંખથીરે, આપી આપી ઉપદેશરે, ગુ૦
વેર વિરોધ તજાવીઆરે, કાઢી નખાવ્યો છે કલેશરે. ગુ૦ ૨
મિથ્યા દર્શનને મૂકાવીયુંરે, સમજાવ્યું સત્ય સ્વરૂપરે, ગુ૦
ભવ રોગ શોક ભૂલાવવારે, ઔષધ આપ્યું અનુરૂપરે. ગુ૦ ૩
તારક ગુરૂજીએ તારવારે, વારવા વિષય વિકારરે, ગુ૦
મોહ માયા મદ મારવારે, છોડયો છે સકળ સંસારરે. ગુ૦ ૪
વ્યાકરણ કાવ્યને કોષમાંરે, પંડિત પ્રવિણ મનાયરે, ગુ૦
શાસ્ત્ર સિદ્ધાન્તને શોધીઆરે, જબરા બોધિક જણાયરે. ગુ૦ ૫
શાંતિ પ્રસારી સંઘમાંરે, જગતમાં જય કરનારરે, ગુ૦
વાણી અમૃત સમી વાપરીરે, દુઃખ દોહગ હરનારરે. ગુ૦ ૬
શ્રાવક પંથ સમજાવીયોરે, વિવિધ કરીને વિસ્તારરે, ગુ૦
**સંતનો શિષ્ય** સુબોધથીરે, વિમળ કર્યો છે વિચારરે. ગુ૦ ૭

## પદ ૧૨૨–સાધુજીના વિહાર સમયે ગાવાનું ગીત.

[ ઝીણી આભે ઝબૂકે વિજળી રે—એ રાગ. ]

કહું છું જોડી દોનું હાથ, ગુરૂજી ! દર્શન વેલા આપજોરે, ટેક.
શ્રી સંઘ કરજોડીને વિનવેરે, આપને ચરણે લાગે પાય. ગુ૦ ૧
ગુરૂજી ગુણ ભર્યા છે સામટારે, તે તો લખ્યા નવ લખાય, ગુ૦
ગુરૂજી વાણી અમીરસ આપતારે, તે તો પીતા નવ ધરાય. ગુ૦ ૨

ગુરૂજી પાપીને પાવન કરોરે, એવા અદ્‌ભૂત છો અણગાર, ગુ૦
સેવો આપ સદા ભગવંતનેરે, અમને એજ કહો અધિકાર. ગુ૦ ૩
ગુરૂજી પ્રીતિ પમાડી સામટીરે, જેવો જળ મચ્છનો સંયોગ, ગુ૦
એવી પ્રીતિ લાગી અમતણીરે, ખમાશે નહિ ઘતા વિયોગ. ગુ૦ ૪
બોધ સૂણી હર્ષે અમ દીલડુંરે, હવે કેણુ કેને સંભળાવો, ગુ૦
ગુરૂજી ઝાઝું શુ કહીએ આપનેરે, અમારો જીવ નહિ કલપાવો. ગુ૦ ૫
જે શ્રી વીતરાગે ફરમાવીયુંરે, તે તો પામો તમે શિર સાટ, ગુ૦
ફરીને પધારવાની વિનતિરે, ધરજો મનમાહી આ વાટ. ગુ૦ ૬
ઓગણી ઓગણ્યાએંસીની સાલમારે, શ્રાવણ સાતમને સોમવારે, ગુ૦
ભાવધરી ભાવાપુર બંદરેરે, વદે શ્રી **વિનયચંદ્ર** અણગાર. ગુ૦ ૭

## પદ ૧૨૩–મુનિવિહાર વખતે ગાવાનું ગીત.

[ દેવરીયા મુનિવર ધ્યાનમાં રેજો—એ રાગ ]

ગુણવંતા મુનિવર શાતામાં રેજો, શાતામાં રેજો, મારી વંદના લેજો,
વેહેલા દર્શન રૂડાં દેજો, ગુણવંતા મુનિવર શાતામાં રેજો૦ એ ટેક ૧
જગત જંજાળ મુનિવરે નિવારી, દયા ધર્મને દીલધારી, ગુ
અવિચળ ધ્યાને મુનિ મહાવ્રત પાળે, પંચપ્રમાદ દૂર ટાળે. ગુ ૨
સમતાના સાગર મુનિ દયાના આગાર, રમણુતા રમે જ્ઞાનધર, ગુ
ધર્મના ધોરી છતિ રિદ્ધિના ત્યાગી, મુક્તિ રમણીમાં પ્રીતિ લાગી ૩
ભાગ્ય અમારા ગુરૂજી દર્શન દીધા, દુ ખડા અમારા હરી લીધા, ગુ
ત્રણે રત્નનાં રૂડાં યત્ન કરીને, રક્ષા કરીજે રૂડી પેર ગુ ૪
જ્ઞાન ભરેલી ભવી વીરની વાણી, સાંભળી પ્રખદા હરખાણી, ગુ
જગત જંજાળ જોઈ મનડું ન મોહે, બ્રહ્મચારીના ગુણ સોહે ગુ ૫
ધન યૌવન એ તો આળપંપાળ, તજી આદર્યો એક ધર્મ દયાળ, ગુ.
દીપક વિના જેમ તિમિર ન જાય, ગુરૂ વિના જ્ઞાન નવ થાય. ગુ ૬

ભલે ભાગ્યેરે મુનિરાજ પધાર્યા, આવી શ્રાવકને સુધાર્યા, ગુ.
ધ્યાનમાં લહી ગુરૂ શ્રી સંઘ અરજી, કરજો પધારવાની મરજી. ગુ.
માળી વડે રે જેમ વાડી શોભાય, તેમ ગુરૂથી જ્ઞાન થાય, ગુ.
આશિષ સાથે સરજી શ્રાવિકા ગાવે, **વિનય મુનિને** હર્ષ થાવે. ગુ.

## પદ ૧૨૪–સાધુજી વિહાર કરે તે સમયે ગાવાનું ગીત.

[ પંખીડા સંદેશો કેજે મારા નાથને—એ રાગ. ]

ગુરૂ અમારા આજ વિહાર શાને કરો ? ટેક.
કરજોડી કરૂં વિનતિ વારંવારજો.
ગુરૂજી આપની આગળ વિશેષ શું કહું ?
ક્ષમા નિધિ આપ કૃપા તણા અવતારજો. ગુરૂજી० ૧
આશ્રય લીધો આજ દિવસ સુધી આપનો,
શરણુ કોનું લઈશ હવે ગુરૂરાજજો,
આપ વિના અમ ધર્મની ડાળ તૂટી જશે,
કેમ કરીશું સર્વ ધર્મનાં કાજજો. ગુરૂજી० ૨
સૂત્ર સિદ્ધાંતનો બોધ હવે કોણુ આપશે ?
ભરી સભામાં વાંચશે કોણુ વખાણુજો,
સંશય સર્વે કોણુ અમારા કાપશે ?
આપ છો સમજુ ચતુર પુરૂષ સુજાણુજો. ગુરૂજી० ૩
ધર્મની ગોષ્ટિ કરશું કયાં જઈને અમે,
સ્થાનક સૂનું લાગશે અમને આજજો,
ગુરૂજી ગુરૂજી કોને જઈ અમે બોલશું ?
પાછું વાળી જુઓ જરા મહારાજજો. ગુરૂજી० ૪
આટલા દિવસ સુખ સિંધુમાં મ્હાલતાં,
કોના પાસે હવે કરશું સત્સંગજો,

સુવિચાર ને સદ્વર્તન કોણ આપશે ?
લગાડશે કોણ અમને ધર્મનો રંગજો. ગુરૂજી૦ ૫
અનાદિ કાળનું અજ્ઞાન આપે છોડવ્યું,
પરોપકારની સીમા ન રાખી લગારજો,
એક જીભે ગુણ કેમ કથાએ આપના,
આપ છો મોટા ગુણ મણિના ભંડારજો. ગુરૂજી૦ ૬
કરૂણા નજરથી વિવેક લોચન આપીને,
મારા હૃદયનાં ખોલ્યાં આપે દ્વારજો,
જ્ઞાન દીપક દઈ મોહ તિમિર હઠાવીયું,
તે કેમ ભૂલીશ હું આપનો ઉપકારજો. ગુરૂજી૦ ૭
ભવસાગરમાં પડતા મારા જીવને,
આપે બચાવી ધર્મની દીધી ટેકજો,
આટલા કાળમાં તેવા કોઈ મળ્યા નહિ,
તેથી કહીએ સાચા ગુરૂ તમે એકજો. ગુરૂજી૦ ૮
આપની આજે વિહારની વાત સાંભળી,
છૂટી કંપારી અમ હૃદયમાં આજજો,
અશ્રુની ધારા વહેતી અમ આંખથી,
અરે જરા દયા લાવો ગુરૂરાજજો. ગુરૂજી૦ ૯
ભક્તિ ભાવથી વિનવિએ ગુરૂ આપને,
ખોટું લગાડશો નહિ જરા ગુરૂરાજજો,
વિહારની વાત સાંભળી બોલી જવાય છે,
દયા લાવીને ક્ષમા કરશો મહારાજજો. ગુરૂજી૦ ૧૦
ધર્મના પંથે કોણ અમોને ચડાવશે,
બોધ શ્રવણ વિણ અમ દિવસો કેમ જાયજો,

નીતિના નિયમો કોણ અમને આપશે,
મારા ઉદયમાં કોણ કરશે સહાયજો. ગુરૂજી૦ ૧૧
[ કર્તા ઉદયવિજયજી. ]

## પદ ૧૨૫-મુનિરાજ વિહાર કરે તે સમયે બોલવાનું ગાયન.

મણિતુલ્ય મહારાજ, કરૂં અર્જ હું આજ,
સાર્યાં સર્વેના કાજ, શિરતાજ! વ્હેલા પધારજો. ૧
આપ્યો અમૂલ્ય બોધ, કાપ્યો કામ ને ક્રોધ,
વહ્યો ધર્મનો ધોધ, શોધ લેવાને વ્હેલા પધારજો. ૨
અમે છૈયે અજ્ઞાન, નથી ધર્મનું ધ્યાન,
દેવા શાસ્ત્રનું જ્ઞાન, માનવંતા! વ્હેલા પધારજો. ૩
જીવ છ કાયના પાળ, ગુણવંતા કૃપાળ,
અમે છૈયે સૌ બાળ, ભાળ લેવાને વ્હેલા પધારજો. ૪
ભ્રમર પુષ્પ ને નિત્ય, મયુર મેહની રીત,
ચંદ્ર ચકોર ચિત્ત, ચિત્ત ચાહીને વ્હેલા પધારજો. ૫
છો શાસ્ત્રોનાં જાણ, આપ અમૃત વાણ,
ગુરૂ ગુણની ખાણ, તાણ કરૂં છું વ્હેલા પધારજો. ૬
ધરી ધર્મમાં ધીર, જીવ છ કાસ પીર,
લળી નમાવું શિર, શૂરવીર! વ્હેલા પધારજો. ૭
આપ આવ્યા આ ગામ, થઈ પૂરણ હામ,
કર્યાં ધર્મનાં કામ, શ્યામ! સુખેથી વ્હેલા પધારજો. ૮
સર્વે શ્રાવક સાથ, વંદે જોડીને હાથ,
અમે છૈયે અનાથ, કૃપાનાથ! વ્હેલા પધારજો. ૯
આપ વિયોગે આજ, કાંઈ સૂઝે ન કાજ,
વંદે છે **જીવરાજ**, મુનિરાજ! વ્હેલા પધારજો. ૧૦

## પદ ૧૨૬-ગુરૂજીના વિહારથી શ્રી સંઘને થતા વિયોગ વિષે.

[ રાગ લલિત ]

ગુણ નિધિ ગુરૂ આપ ચાલીયા, વિરહનાં મુનિ દુઃખ આલીયાં,
જરૂર માહરાં દુઃખ કાપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૧
ગુણ અપાર આ કેમ વિસરે? વિરહના દિનો કેમ નીસરે,
ચરણમાં સદા બાલ થાપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૨
અધવચ્ચે ગુરૂ અમને મૂકીયા, ચરણ ચાકરી જેથી ચૂકીયા,
હૃદય આપનું જાણે ખાપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૩
અરર! જીવ તો માહરો બળે, અરર! દુઃખ એ કેમ તે ટળે,
ચરણદાસને શાંતિ આપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૪
જઈ વિદેશમાં વેગે આવજો, શરીર શાંતિ તો મુનિ કહાવજો,
તુમ વિના નહિ ઓર જાપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૫
અધમ જીવને આવી તારજો, ભવ અપારનાં દુઃખ વારજો,
સમસ્ત નાણની છાપ છાપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૬
અચલ તો મુનિ નામ પામજો, અરજ માહરી એજ શામજો,
ફરી દેદારના દર્શન આપજો, કરી દયા મુનિ દર્શન આપજો. ૭

## પદ ૧૨૭-ગુરૂજીના વિહારથી શ્રીસંઘને થતાં વિયોગ વિષે.

[ પિતાજી આ કોપ તમે શો કર્યો?-એ રાગ ]

ગુરૂ આ વિચાર કર્યો શો તમે! જવું આપનું ના સંઘને ગમે,
પ્રીતિ લગાડી પધારી કરી, બિરાજો બિરાજો કૃપા કાંઇ કરી. ૧
જુઓ મીન પ્રીતિ જળેથી જડી, જુદાઈ થતાં તે મરે તરફડી,
સહન ના થશે જુદાઈ જરી. બિરાજો० ૨

જુઓ મોર મેઘ વિના ટળવળે, દુઃખી બાળ માતા કદિ ના મળે,
દુઃખી તેમ જાણી દયા દીલ ધરી. બિરાજો૦ ૩
હતા બાઈ ભાઈ ઉમંગે સહુ, દીસે આજ એ તો ઉદાસી બહુ,
શ્રી સંઘ ઉપર દયા દીલ ધરી. બિરાજો૦ ૪
જુઓ મુખ ઝાંખાં કહું શું કથી, ઝરે નીર કેવાં જુઓ નેત્રથી,
વિનતિ કરૂં છું ગુરૂ કરગરી. બિરાજો૦ ૫

## પદ ૧૨૮–વિહાર કરતી વખતે ગુરૂજી પ્રત્યે વીર બાલાઓની વિદાયગીરી.

[ આશા ભર્યાં અમે આવિયાં, મારે વ્હાલે રમાડયાં રાસરે,
આવ્યાં આશા ભર્યાંરે–એ રાગ. ]

મોંઘા મુલા અણગાર ગુરૂજી, કહો કેમ ! દઇએ વિદાયરે,
દર્શન દેજો ફરીરે. એ ટેક૦
આપ વિયોગે આજે ગુરૂજી, અમ દિલ અતિ અકળાયરે. દ૦ ૧
ગુણવંતના ઉપદેશો આનંદી, આત્મ ગુણે કરી આજરે, દ૦
ચાતુર્માસ રહી શ્રી સંઘ કેરાં, સાર્યાં છે આતમકાજરે. દ૦ ૨
અમોઘ ધારા દેશના દ્વારે, વર્ષાવી અમૃત ધાર રે, દ૦
ત્યાગ વૈરાગ્યમાં વૃદ્ધિ કરાવી, આપી ઉપદેશ અપાર રે. દ૦ ૩
જ્ઞાન નિધિ ગુરૂ ગુણે ભર્યા, વળી ચારિત્રે ઉજવલ આપ રે, દ૦
ચારિત્ર બળથી આપે ગુરૂજી, પાડી છે અમ ઉર છાપ રે. દ૦ ૪
ભક્તિભાવે ઉર ઉછળે, પ્રેમે પૂજીએ ગુરૂ ગુણવંત રે, દ૦
વિશ્વ વલ્લભ જિહાં વિચરો, તિહાં શાતામાં રેજો સંત રે. દ૦ ૫
ગુણે ગંભીર વધુ શું કહું, અમ અંતરના આધાર રે, દ૦
કર્યો ઉપકાર અમ ઉપરે, કેમ ? થાએ તે પ્રત્યુપકાર રે. દ૦ ૬

શ્રી વીર આજ્ઞા શિરે ધરી, ભલે વિચરો દેશ વિદેશ રે, દ૦
પણ અમ ઊરે બિરાજજો, સેવકને વિસારશો ના લેશ રે દ૦ ૭
બાલકબુદ્ધિ છે અમ તણી, ગુરૂ ગુણે કરીને અગાધ રે, દ૦
બે કરજોડી ખમાવીએ, થયા હોય જે અમ અપરાધ રે. દ૦ ૮
વીર બાળાની આ વિનતિ, ગુરૂ દીજીએ દર્શન દાન રે, દ૦
મોઘા મુલા અણગાર ગુરૂજી, ઇચ્છિયે અમૃતપાન રે દ૦ ૯

## પદ ૧૨૯–ગુરૂવિહાર સમયે ફરી ફરી દર્શનયાચના.

[ શુ કહું કથની મારી નાથ ! શુ કહું—એ રાગ ]

ફરી ફરી દર્શન દેજો આપ, ફરી ફરી દર્શન દેજો,
અમને હિતકર કેજો આપ, ફરી ફરી દર્શન દેજો આપ૦ ટેક.
વ્હેલા વ્હેલા આપ પધારી, કરૂણા અધિકી કરજો,
શ્રવણ મનનથી શુદ્ધ કરેલા, અમ ઘટ અંતર ઠરજો આપ૦ ૧
આપ વિયોગ થકી અતિ આજે, દીલ દુ ખથી ઉભરાય,
વિયોગીના દુ ખ જાણે વિયોગી, કથવાથી ન કથાય આપ૦ ૨
વિશુદ્ધ પ્રેમ વહેતો નિત્યે, આપ નયને નિરખાએ,
એ પ્રવાહ અમ સેવક ઉપર, કરજો વહેતો સદાએ આપ૦ ૩
અમૃતમય કીધા ઘટ અંતર, અમૃત જળ વરસાવી,
સંતશિષ્ય પર ફરી દયા કરજો, જેવી દયા દર્શાવી આપ૦ ૪

# ૧૧–વ્યાખ્યાનમાં ગાવાની ગહુંલીઓ.

## પદ ૧૩૦–બાળબ્રહ્મચારી નેમપ્રભુની ગહુંલી.

[ અનમેલાની દેશી ]

નેમી જીણંદ પધારીઆ, સૂણ સાહેલી,
કાંઈ દ્વારાપુરી વનમાયરે, સૂણ અલબેલી,
સાધુ અઢાર હજારથી, સૂ૦ રૂડાં રત્નો મુનિરાયરે સૂ૦ ૧

ગુરૂણી રાજુલ સાધવી, સૂ૦ બહુ શિષ્યણીનો પરિવારરે, સૂ૦
સમોસરણ દેવે રચ્યો, સૂ૦ કાંઈ સ્વર્ગપુરી અનુહારરે. સૂ૦ ૨
અમરાપુરથી આવીયો, સૂ૦ બહુ ઇંદ્ર લઈ પરિવારરે, સૂ૦
દેવ બજાવે દુંદુભી, સૂ૦ કાંઈ બોલે જય જયકારરે. સૂ૦ ૩
યાદવકુલમાં સોહેરો, સૂ૦ કાંઈ બલભદ્ર કાનકુમારરે, સૂ૦
કરી સજાઈ સામટી, સૂ૦ ચાલ્યા કૃષ્ણ મોરારરે. સૂ૦ ૪
સંઘ સકલ મલી જાય છે, સૂ૦ સહુ સાથે લઈ પરિવારરે, સૂ૦
હળી મળીને સામટી, સૂ૦ કાંઇ સજી અંગ શણગારરે. સૂ૦ ૫
ગાતી પ્રભુ ગુણ ગીતને, સૂ૦ કાંઇ ધરતી પ્રભુ ગુણ પ્યારરે, સૂ૦
વહેલી થાતું ગોરડી, સૂ૦ મુજ મન હર્ષ અપારરે. સૂ૦ ૬
આપણ પણ સાથે સહુ, સૂ૦ કાંઈ દર્શન કરવા કાજરે, સૂ૦
જાઈએ જિનવર ભેટવા, સૂ૦ જે ત્રણ ભૂવન શિરતાજ. સૂ૦ ૭
સામૈયામાં ભાવથી, સૂ૦ લેવા જિન દર્શન લ્હાવરે, સૂ૦
ચાલ્યા ભાવથી ભવિ જનો, સૂ૦ તરવા ભવ જળ પ્રભુ નાવરે. સૂ૦ ૮
વાંદી પ્રભુને વિધિશું, સૂ૦ પૂજી પ્રણમી પ્રભુ પાયરે, સૂ૦
દેશના સૂણી અમૃત સમી, સૂ૦ શ્રી જિનવરના ગુણ ગાયરે. સૂ૦ ૯

## પદ ૧૩૧–મહાવીરસ્વામીની ગહુંલી.

[ વીર જિન આવ્યા રે વિશાલા નગરી મોઝાર—એ રાગ. ]

ભવિયણ વંદો રે, ચોવીસમો જિનરાય,
સુગતિ આપે રે, ટાળે કુગતિ કુઠાય,
પાવન દેશાંતર કરતા સ્વામિ, વિચરંતા વળી ગામો ગામ,
પાતક જાયે લીધે નામ, જગ પ્રતિબોધે રે, એ ત્રિહુલોકનો નાથ,
મુનિ પરિવારે રે, ચઉદ સહસ્ર સંગાથ,
સાયર છોડી રે, કોણ સેવે છીલર પાથ. ભવિયણ૦ ૧

રાજગ્રહી નગરી ઉદ્યાન, ગુણ શીલને ચૈત્ય મેદાન,
આયા પુંડરિક પ્રધાન, સુર તિહાં રચે રે, સમવસરણ તેણી વાર,
ઈંદ્ર ઇંદ્રાણી રે વંદે પ્રભુને અપાર,
આનંદ પાવે રે દેખી પ્રભુનો દેદાર ભવિયણ૦ ૨
વનનો પાલક જેહનું નામ, દીધી વધામણી જઈને તામ,
શ્રેણીક હરખ્યો સૂણીને નામ,ચલચિત્ત થયોરે,મગધપતિ મહારાજ,
પરિવાર સાથે રે, રાજ રમણીનો સમાજ,
તિહાંથી ચાલ્યા રે, પ્રભુને વંદન કાજ ભવિયણ૦ ૩
ચતુરંગી સેના સજી ઉદાર, ગજ રથ પાયક અમૂલ્ય તુખાર,
બહુ ભવ ઉતરવાને પાર, શ્રેણીક હર્ષે રે, વંદે પ્રભુજીના પાય,
પ્રભુપદ વંદી રે, બેસે યથોચિત ઠાય,
તવ ઉપદેશે રે, વીર જિનેશ્વર રાય ભવિયણ૦ ૪
ચેલણા રાણી, અતિ સોભાગી, જિન વંદીને ભક્તિ જાગી,
ગહુંલી કરવા રઢ બહુ લાગી,કનક ચોખા લઇરે,હાથે અતિહી રસાલ,
ગહુંલી પૂરે રે, જગપતિ આગે વિશાળ,
મોતીડે વધાવે રે, ટાળે પાપ પખાલ ભવિયણ૦ ૫
દેશના દીધી શ્રી ભગવંત, સંશય ટાળ્યા શ્રી અરિહંત,
શ્રેણીક વંદી પુર પહોચંત,એમ બહુ ભાવેરે,નિત્યનિત્ય મંગળ ગાય,
સુકૃત કમાવે રે, **દીપવિજય** કવિરાય. ભવિયણ૦ ૬

## પદ ૧૩૨–મહાવીરપ્રભુની ગહુંલી.

[ રાગ ઉપર પ્રમાણે. ]

વીરજિન આયારે, ગુણશીલ વનકે મેદાન,
વિપ્ર પ્રતિ બોધ્યો રે, કેવળ જ્ઞાન પ્રધાન,
અરિહા તીન જગતકે ભાણ, સમવસરણ [illegible]

ઝલકે ભામંડલ ગુણખાણ,શ્રેણીક હરખ્યો રે આયો વંદન કાજ,
ચતુરંગી ફોજાં રે, વાંકડીઆ કરી સાજ,
સાથે તરૂણી રે પંચ સયાકો સમાજ. વીરજિન૦ ૧
ધર્મ પ્રકાશે પરખદા માંય, મજકૂર પૂછે ગોયમરાય,
ચઉ અનુયોગે, ઉત્તર સોહાય, શ્રેણીક પૂછે રે, બેસી યથોચિત ઠાય,
વાણી નિસૂણી રે મનમાં હર્ષીત થાય,
સંશય ટાળે રે, આત્મ અનંત સુખદાય. વીરજિન૦ ૨
બત્રીસ બદ્ધ નાટક રચી સાર, કરી નરનારી રૂપ અપાર,
ખલકે કંકણુના ખલકાર, પ્રભુને વંદે રે, દર્દુરાંક સુર સાર,
જ્ઞાતા સૂત્રે રે, વરણવીયો અધિકાર,
સમકીત સંગે રે, મટે મિથ્યાત્વ નિર્ધાર. વીરજિન૦ ૩
ચેલણા રાણી મન હરખાણી, અંગે અનેક શણગાર સોહાણી,
બહુત સાહેલડીની ઠકુરાણી, કુંકુમ ઘોલીરે સાથીયો રંગ રસાલ,
રયણે પુરી રે વધાવે ભરી થાલ,
નેહ ધરીને રે ગુણ ગાવે ઉજમાલ. વીરજિન૦ ૪
ત્રિશલા નંદન સૂરિજન વંદો, અવસર લઈ આફંદ નિકંદો,
પામે નિત્ય નવ નવા આનંદો, બહુ ચિરંજીવો રે, તીર્થપતિ સુલતાન,
દીલભરી ધ્યાઓ રે, પ્રભુ ગુણનું ઘણું માન,
સંપદા અમાપ રે, **લક્ષ્મીસૂરી** ગુણઠાણ. વીરજિન૦ ૫

## પદ ૧૩૩-મહાવીરસ્વામીની ગહુંલી.

[ રાગ ઉપર પ્રમાણે. ]

અરિહંત આયા રે, ચંપાવનકે મેદાન,
સુરપતિ ગાયારે, શાસનકે સુલતાન,
સમોસરણ સુરમલી રચાવે, ફૂલ અચેત સુગંધી લાવે,

વિકસિતજાનું સમ વરસાવે, ઉપર બેસેરે મુનિ સુખ પ્રખદા બાર,
પ્રભુ મહિમાયેરે, અતિશયનો અધિકાર,
તત્ત્વાવતારીરે, પ્રવચન સાર ઉદ્ધાર અરિહંત૦ ૧

પુરી શણગારી શ્રેણીક રાય, જળ છટકાય ફુલ બિછાય,
સજી સામગ્રી વંદન આય, ઉવવાઇ સૂત્રેરે દેશના અમૃતધાર,
ગૌતમ પૂછે રે અબડનો અધિકાર,
અદત્ત ન લેવે રે, સાતસે શિષ્ય પરિવાર અરિહંત૦ ૨

પાણી છતા તૃષા વ્રતપાલી, ગંગાવેળુ વચે સંથારી,
દેવલોક પંચમ અવતારી, અબડ નામે રે, તે સહુનો શીરદાર,
અવધિ જ્ઞાની રે, વૈક્રય લબ્ધિ ઉદાર,
તાપસ વેષેરે, પાળે અનુવ્રત બાર અરિહંત૦ ૩

તે ગુણ દરિયા કૌતુક ભરીઆ, કંપીલપુરમાહી સંચરિઆ,
નિત્ય નિત્ય સો વસતી વરીઆ, સહુકો જાણેરે, અમઘર ઓચ્છવ આય,
ઘર ઘર હોંસે રે, કૌતુક જોવાને જાય,
દેવ ભવાંતર રે, અબર મુક્તિ વરાય અરિહંત૦ ૪

સાભળી હૈડે હર્ષ ભરાણી, બહુત સાહેલીની ઠકુરાણી,
નામે સુભદ્રા ધારણી રાણી, ચીર પટોળાંરે, પહેરી નિકટ તે જાય,
ઘુંઘટ ખોલી રે અંજલી શિશ નમાય,
કેશર ઘોળી રે સાથીએ મોતી પુરાય અરિહંત૦ ૫

ચતુરા ચૌમુખ ચિત્ત મીલાવે, બેકર જોડી ભાવના ભાવે,
શ્રી જિનચરણે શિશ નમાવે, મંગલ ગાવેરે, રંભા અપ્સરા નાર,
જગતનો દીવો રે, વિશ્વંભર જયકાર,
બહુ ચિરંજીવો રે, ત્રિશલા માતા મલ્હાર અરિહંત૦ ૬

## પદ ૧૩૪–મહાવીરપ્રભુની ગહુંલી.

[ હાંરે મારે આસો માસે શરદ પૂનમની રાતજો–એ રાગ. ]

હાંરે મારે ઠામ ધર્મના સાડા પચવીસ દેશજો,
દીપેરે ત્યાં દેશ મગધ સહુમાં શીરેરે લોલ,
હાંરે મારે નગરી તેહમાં રાજગૃહી સુવિશેષજો,
રાજેરે ત્યાં શ્રેણીક ગાજે ગજ પરેરે લોલ. ૧
હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથજો,
વિચરંતા ત્યાં આવી વીર સમોસર્યારે લોલ,
હાંરે મારે ચૌદ સહસ્ર મુનિવરનો સાથે સાથજો,
સુધારે તપ સંયમ શિયળે અલંકર્યારે લોલ. ૨
હાંરે મારે ફૂલ્યાં રસભર ઝૂલ્યાં અંબ કદંબજો,
જાણુંરે ગુણિયલ વન હસી રોમાંચીયોરે લોલ,
હાંરે મારે વાયા વાયા સુવાય, ત્યાં અવિલંબજો,
વાસેરે પરિમલ ચિહું પાસે સંચર્યોરે લોલ. ૩
હાંરે મારે દેવ ચતુર્વિધ આવે કોડા કોડજો,
ત્રિગડોરે મણિ હેમ રજતનો તે રચેરે લોલ,
હાંરે મારે ચોસઠ સુરપતિ સેવે હોડા હોડજો,
આગેરે રસ લાગે ઇંદ્રાણી નમેરે લોલ. ૪
હાંરે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપજો,
ઢાલેરે સુર ચામર મણિરત્ને જડ્યાંરે લોલ,
હાંરે મારે સૂણતા દુંદુભિ નાદ ટળે સવિ તાપજો,
વરસેરે સુર ફુલ સરસ જાનુ અડ્યારે લોલ. ૫
હાંરે મારે તાજે તેજે ગાજે ઘન જેમ લુંબજો,
રાજેરે જિનરાજ સમાજે ધર્મનેરે લોલ,

હારે મારે નિરખી હરખી આવે જન મન હુળજો,
પોષેરે રસ ન પડે મિથ્યા ભ્રમમારે લોલ. ૬
હારે મારે આગમન જાણી જિનનુ શ્રેણીક રાયજો,
આવ્યોરે પરવરી હય ગય રથ પાયગેરે લોલ,
હારે મારે દઈ પ્રદક્ષિણા વદી બેઠો ઠાયજો,
સૂણવારે જિનવાણી મોટે માયગેરે લોલ. ૭
હારે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવતજો,
આણીરે જન કરૂણા ધર્મકથા કહેરે લોલ,
હારે મારે સહજ વિરોધ વિસારી જગના જતજો,
સૂણવારે જિનવાણી મનમા ગહગહેરે લોલ. ૮

## પદ ૧૩૫–મહાવીરસ્વામીની ગહુંલી.

[ પાવા તે ગઢથી ઉતર્યા મા કાળીરે-એ રાગ ]

પાવાપુરી જિનરાજ પાવન કરવારે,
આવી સમોસર્યા મહાવીર, ભવિક ઓધરવારે૦ ૧
ત્યા સુરનર અપ્સરા વૃદ, મલ્યા ઉછરગેરે,
પ્રભુ પૂજે પ્રણમે પાય, અગો અગેરે૦ ૨
સહુ પ્રખદા જન અનિમેષ નયણે નીરખેરે,
મન મોહન સોવન વાન, જોઈ જોઈ હરખેરે૦ ૩
ત્યાં દેશના દીયે જિનરાય, ભવિ હિતકારીરે,
કહે નિત્યા નિત્ય સ્વરૂપ, ભાવ વિચારીરે૦ ૪
જયું અક્ષય ચૈતન્ય બ્રહ્મ, જગત વિલાસીરે,
ઉત્પત્તિ સ્થિતિ લયલીન, દેહ વિનાશિરે૦ ૫
કરે ઇંદ્રિય વિષય પ્રસગ, સગે રગ રાતોરે,
ભય ભમતો કાળ અનત, નગણે જાતોરે૦ ૬

અહો ! લઈ માનવ અવતાર, એળે મ હારોરે,
ધારો સમતા રસ સંવેગ, વિષય વિસારોરે૦ ૭
સૂણી પ્રતિ બુઝયા નરનાર, વ્રત આદરતાંરે,
કે સમકીત સંયમ શીલ, ભાવને ધરતાંરે૦ ૮
જગ તરણ તારણ ઝાઝ, મહાવીર સ્વામીરે,
થયા અવિનાશી, અવિકાર, શિવ સુખ પામીરે૦ ૯
જિન નામે નવ નિધિ હોય, દુર્ગતિ વામેરે,
એમ **ઋષિ લાધો** ગુણ ગાય, વિરમગામેરે૦ ૧૦

## પદ ૧૩૬–મંગળસ્વરૂપ મહાવીરપ્રભુ વિષે.

[ કાંડે કાંડે કાંકણીયાળી ચુડીરે–એ રાગ. ]

મહાવીર પ્રભુજી મંગળકારીરે,
મનડામાં લાગી છે સુરતા મારીરે. મહાવીર૦ ૧
એનુ નામ અંતર માંહે ઉતારીરે,
નક્કી હવે છોડશું રીત નઠારીરે. મહાવીર૦ ૨
ઘટડાથી નિર્બળતા કરી ન્યારીરે,
હૃદયને એના સ્મરણથી સુધારીરે. મહાવીર૦ ૩
વિશ્વતણાં વૈભવો સઘળાં વિસારીરે,
તપ જપ જ્ઞાનની કરશું તૈયારીરે. મહાવીર૦ ૪
શાને માટે ખાલી તે થાવું ખુવારીરે,
સેવા મહાવીર પ્રભુની સ્વિકારીરે. મહાવીર૦ ૫
છોડી દઈ ચિંતન વિષય વિકારીરે,
શરીરને શિયળથી શણગારીરે. મહાવીર૦ ૬
**સંતશિષ્ય** સૂણી શિખામણ સારીરે,
રાખી હૈયે હિંમત ને હોંશીયારીરે. મહાવીર૦ ૭

### પદ ૧૩૭—સમવસરણની ગહુંલી.

[ શ્રાવણ વરસેરે સજની—એ રાગ ]

પ્રથમ ગઢ રૂપાનો રાજે, સોવન કોશીશા તસ છાજે,
શ્રાવણ વરસેરે બેની, હવે મને વાત ન ગમે કોની ટેક શ્રા૦
બીજો કંચનનો ગઢ નિરખો, રત્ન કાંગરા જોઈને હરખો,
ત્રીજો રત્ન તણો ગઢ સોહે, મણિ કોશીશે મનડું મોહે. શ્રા૦
જુગતે સુરવરે ત્યાં જડીયા, વીસ હજાર જેના પાવડીયા,
મધ્યે રત્નપીઠ મનોહાર, જડિત સિંહાસન સોહે અપાર શ્રા૦
તખતે રાજે શ્રી વર્દ્ધમાન, જાણે અભિનવ ઉગ્યો ભાણ,
દેવ દુંદુભિ નાદે ગાજે, વાજિંત્ર કોડી ગમે ત્યાં વાજે શ્રા૦ ૪
થૈ થૈ નાચે સુરવધુ બાલા, ગાવે ગીત સુકંઠ રસાળા,
ચિહું દીશી ચામરરે ઢળકે, મણિ મુક્તાફળ તોરણ ઝળકે શ્રા૦ ૫
શિરપર છત્ર અનુપમ સાર, પુંઠે ભામંડળ તેજ અપાર,
બેઠી પ્રખદા દેખે બાર, વાણી વરસે જેમ જળધાર. શ્રા૦ ૬
રાજા શ્રેણિકની પટરાણી, નામે ચેલણા ગુણની ખાણ,
કુંકુમ ચંદન સાથે ઘોળી, કરતી ગોહુંળી ભામિની ભોળી. શ્રા૦ ૭
નમી નમી વંદન કરે ભાવે, મુક્તાફળશું વીરને વધાવે,
હસી હસી જિનમુખને જોતી, જાણે ભવ દુખડાને ખોતી. શ્રા૦ ૮
એણીપેરે જે કોઇ ગહુંળી કરશે, પુણ્ય પનોતી ભવજળ તરશે,
કીર્તિદેવ ગુરૂની ગાવે, માણેક શિવસુખ વેગે પાવે. શ્રા૦ ૯

### પદ ૧૩૮—અરિહંતપ્રભુની ગહુંલી.

[ મારે સોના સરીખો સૂરજ ઉગીયોરે—એ રાગ ]

મારે આજ દિવસ આનંદનોરે, હુંતો પ્રભુજીને પ્રેમે વાંદીશ મારે૦ટેક.
નમું પ્રથમ પદે અરિહંતજીરે, જે છે બાર ગુણે ગુણવંત,
જેને ત્રણ જ્ઞાન હોય પ્રથમથીરે, એવા નમું અરિહંત ભગવંત. મા. ૧

બાર ગુણ રૂડા અરિહંતનારે, વળી ચોત્રીસ અતિશયવંત,
વાણી પાંત્રીસ ગુણે કરી શોભતીરે, અર્ધ માગધી બોલે ભગવંત. મા. ૨

શ્વેત વર્ણે કહ્યા અરિહંતજીરે, જેને પરિષદા બાર કહેવાય,
વૈમાનીક ભૂવનપતિ જ્યોતિષીરે, ચોથા વ્યંતર દેવતા જાય. મા. ૩

ચાર દેવની દેવીઓ ત્યાં ખરીરે, વળી મનુષ્ય અને તેની નાર,
સાધુ સાધ્વી પણ તિહાં શોભતાંરે, એવી ભરાયે પરિષદા બાર. મા. ૪

ત્રિગડે બિરાજે ત્રિભુવન પતિરે, વાણી યોજન મય વિસ્તાર,
વૈરભાવ માંહો માંહે નવ રહેરે, શ્રવણે સૂણતાં શાંતિ કરનાર. મા. ૫

પ્રતિહાર્ય આઠ જિનજી તણારે, પ્રગટે જ્યાં પ્રભુ વિચરંત,
તેથી કર્મ ખપાવી શિવને વરેરે, ભવ ભ્રમણનો કીધો અંતરે. મા. ૬

શોભે સાલ સત્તાવનની રૂડીરે, પૂજે બાલમિત્ર અરિહંત,
**મનસુખ** કહે મારી બેનડીરે, અરિહંત પૂજી વંદો સંત. મા. ૭

## પદ ૧૩૯–ગૌતમસ્વામીની ગહુંલી.

[ વાડીના ભમરા દ્રાક્ષ મીઠી ને સાકર શેલડી–એ રાગ ]

જીરે કામની કહે સૂણો કંથજી, જીરે ફળીયા મનોરથ આજરે,
નણદીના વીરા, ગણધર આવ્યા છે ચાલો વાંદવા. ટેક.
જીરે ભવોદધિ પાર ઉતારવા, જીરે તરણ તારણ જહાજરે. ન૦૧
જીરે ગુણ શીલ ચૈત્યે સમોસર્યા, જીરે વીર તણા છે પટોધારરે, ન૦
જીરે પાંચસે મુનિ પરિવાર છે, જીરે તીર્થ ચારેના શિરદારરે. ન૦૨
જીરે કંચન કામિની પરહર્યા, જીરે પ્રગટયા છે ગુણ વીતરાગરે, ન૦
જીરે પરિસહની ફોજને જીતવા, જીરે કરધરી ઉપસમ સારરે. ન૦૩
જીરે પ્રવંચન માતને પાલતા, જીરે સુમતિ ગુપ્તિ ધરનારરે, ન૦
જીરે મેરૂ ગિરિસમ મોટકા, જીરે પંચ મહાવ્રત ધારરે. ન૦૪

જીરે સુરપતિ નરપતિ જેહને, જીરે હોય કરજોડી હજુરરે, ન૦
જીરે અમૃતસમી ગુરૂદેશના, જીરે પાપ પડલ હોય દૂરરે. ન૦૫
જીરે કામિની વયણ મીઠડે, જીરે વાધ્યા છે ગુરૂ ગણધારરે, ન૦
જીરે ગુરૂ મુખથી સુણી દેશના, જીરે આનંદ અંગ અપારરે. ન૦૬
જીરે મુક્તાને રયણે વધાવતી, જીરે ગહુંલી ચિત્ત રમાવરે, ન૦
જીરે નિજ ભવ સુકૃત મ ભારતી, જીરે જેહના છે ભાવ વિશાલરે.ન૦૭
જીરે દીપવિજય કવિરાજજી, જીરે પૃથ્વીનંદન અવિહારરે, ન૦
જીરે ગૌતમ ગણધર પૂજ્યજી, જીરે વીરશાસન શણગારરે.ન૦૮

## પદ ૧૪૦–સુધર્માસ્વામીની ગહુંલી

[ કર્મ અજબ ગતિ, બાંધ્યા વિવિધ મતિ, ઉદય આવે અતિ આકરા, ભવિ પ્રાણી કર્મ કરે મો હોય હો–એ રાગ ]

ચઉ નાણી ચોખે ચિત્તે, સૈયર મોરી, શ્રી સોહમ ગણધાર હો,
આપ સ્વભાવમા ખેલતા, સૈયર મોરી, ધરતા ધ્યાન ઉદાર હો,
સહજ સોભાગી ગુરૂ, શીવ સુખ રાગી ગુરૂ, શુભમતિ જાગી,
ગુરૂ વાંદવા, સૈયર મોરી, ચાલોને હર્ષ ઉલ્લાસ હો. ટેક ૧
બારે ભાવના ભાવતા, સૈયર મોરી, અનિત્યાદિક ગુણ ગેહ હો,
મહાવ્રત પાંચે પાલતા, સૈયર મોરી, ભાવના પચવીશ જેહ હો.સ૦૨
જ્ઞાનાદિક યોગે કરી, સૈયર મોરી, સહસ્ત્ર અઢાર જે થાય હો,
તેહને શીલઅંગ કીજીયે, સૈયર મોરી, તે પાળે નિર્માય હો.સ૦૩
સુમતિ ગુપ્તિ સુધીધરે, સૈયર મોરી, ચરણ કરણ ગુણધામ હો,
પડી લેહણ આવશ્યકાદિકે,સૈયર મોરી,અહોનિશ રહે સાવધાનહો.સ૦૪
સદાચાર એમ પાળતા, સૈયર મોરી, વર્તે આત્મ ભાવ હો,
નગરી રાજગ્રહી આવીઆ, સૈયર મોરી, ભવોદધિ તારણ નાવ હો.સ૦૫
ઉદ્યાને સુણીને આવીઓ, સૈયર મોરી, વંદન શ્રેણિક રાય હો,
સાથે રાણી ચેલણા, સૈયર મોરી, ગહુંળી કરી ગુણ ગાય હો,સ૦૬

મનમોહન ગુરૂ ત્યાં કને, સૈયર મોરી, ઘે દેશના હિત કાર હો,
ભાવ ધરીને જે સૂણે, સૈયર મોરી, તે લહે સુખ શ્રીકાર હો.સ૦૭

## પદ ૧૪૧-અગીયાર ગણધરોનાં શંકાસમાધાન વિષે.

[ ફુલણજી તમે કેમ કરીને ફુલ્યારે ફુલણજી-એ રાગ ]

ગણધર પહેલા ગૌતમ સ્વામી, જાણોરે સાહેલી,
પ્રાતઃસમય ગુણ ગાતાં મંગળ માણો મારી સાહેલી. ૧
તસ્સ મન શંકા જીવ તણી છે ભારીરે સાહેલી,
ગઈ શંકા વીર વચનને મનમાં ધારી, મારી સાહેલી. ૨
બીજા ગણધર ગૌતમ સ્વામી બોલેરે સાહેલી,
કહો કર્મ છે કે નથી કર્મ એમ-ડોલે મારી સાહેલી. ૩
તવ તિહાં પ્રભુજી પ્રેમથી ધર્મ પ્રકાશેરે સાહેલી,
વેદ વાકયથી કર્મ ખરા તસ્સ ભાસે મારી સાહેલી. ૪
વાયુ ભૂતિ મનશંકા જીવ છે એકજરે સાહેલી,
વેદ વચનથી શંકા કાડી છેકજ મારી સાહેલી. ૫
વ્યક્ત સ્વામીને પંચભૂતની શંકારે સાહેલી,
તે પણ શંકા કાઢી વગાડયા ડંકા મારી સાહેલી. ૬
સુધર્મ સ્વામીને શંકા એકજ ભવનીરે સાહેલી,
સમજાવી શંકા કાઢી ભવોભવની મારી સાહેલી. ૭
મંડિતજી કહે બંધ મોક્ષ નથી કાંઇરે સાહેલી,
બંધ મોક્ષના તત્ત્વ બતાવ્યા ત્યાંહી મારી સાહેલી. ૮
મૌરીપુત્રને સ્વર્ગ તણી છે શંકારે સાહેલી,
સ્વર્ગ બતાવી માન મોડી કર્યા બંકા મારી સાહેલી. ૯
અકંપીત કહે નરક બરક નથી કાંઇરે સાહેલી,
વેદ વિચારતાં નરક દુઃખ દેખાયે મારી સાહેલી. ૧૦

અચળભ્રાતને પુણ્ય પાપ નહિ મનમા રે સાહેલી,
થઈ પુણ્ય પાપની છાપ ખરી તમ્સ તનમા મારી સાહેલી ૧૧
પરલોકે મેતાર્ય કહે નહિ જાયેરે સાહેલી,
વીર વચને પરલોક ખરૂ મન થાએ મારી સાહેલી ૧૨
શ્રી પ્રભાસ કહે વાસ નથી નિરવાણેરે સાહેલી,
વીર પ્રભુ તેને પણ મોક્ષ પિછાણે મારી સાહેલી ૧૩
એકાદશ ગણુ ધર પ્રભુજીના પસાયેરે સાહેલી,
કર્મ ખપાવી શિવગતિમા સહુ જાયે મારી સાહેલી. ૧૪
તેમ ગણધર ગુણ ગાતા હર્ષ ઉલ્લાસેરે સાહેલી,
**બાળમિત્ર અને મનસુખ** મોક્ષે જાશે મારી સાહેલી. ૧૫

## પદ ૧૪૨–ભાવ ગહુંલી.

[ તે તરીયારે ભાઈ તે નર તરીયા–એ રાગ ]

આજ નગરમા મહિમા ઓચ્છવ, ભલે અમ ગુરૂજી આવ્યારે,
સગ સહુને મનમા ભાવ્યા, આનદ હરખે વધાવ્યારે આજ૦ ૧
પચ સમિતિ ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છકાય જીવને પાલેરે,
પચ મહાવ્રત સુધા ધારે પચાચારશું મ્હાલેરે. આજ૦ ૨
આગમન ગુરૂનું સાભળી હર્ષિત, વદન બહુ જન આવેરે,
નરનારી તો મલી મલી ટોળે, ગુરૂ ગુણ ગહુંલી ગાવેરે. આજ૦ ૩
શુભ પરિણતિ વર પટ બિછાઈ, આતમ થાલ લઇ હાથેરે,
શુભરતિ કુકુમ નિજગુણ તાદુલ, સમકિત શ્રીફલ સાથેરે આજ૦ ૪
જિનવાણી બહુરગી ઓઢણી, ઓઢી મનને ભાવેરે,
જ્ઞાનાદિક ગુણ લૂછણે લૂછી, ભાવ અક્ષતે વધાવેરે. આજ૦ ૫
દ્રવ્યને ભાવે ગુરૂને વદો, સાભલો વીર પ્રભુ વાણીરે,
તપ જપ નિયમ વ્રત બહુ કીજે, **મહુક** ભાવના આણીરે. આજ૦ ૬

## પદ ૧૪૩-ભગવતીજી સૂત્રની ગહુંલી.

[ ભવિ તમે વંદોરે સૂરીશ્વર ગચ્છરાયા-એ રાગ ]

સહિયર સૂણીએરે, ભગવતી સૂત્રની વાણી,
પાતક હણીયેરે, આતમનું હિત આણી,
સમકિતવંત તણી એ કરણી, ભવસાગર ઉદ્ધરણી,
નરક નિગોદ તણી ગતિ હરણી, મોક્ષ તણી નિસરણી. સ૦ ૧
પંચમ અંગ વિવાહ પન્નત્તિ, બીજું ભગવતી નામ,
શતક એકતાલીસ બહુ ઉદ્દેશે, અનંતાનંત ગુણધામ. સ૦ ૨
વીર જગત ગુરૂ ગૌતમ ગણધર, જોડી મોહન ગારી,
પ્રશ્ન છત્રીસ હજાર પ્રકાશ્યાં, વાણીની બલીહારી. સ૦ ૩
ગંગ મુનિ સિંહ મુનિવરનાં, પ્રશ્ન સરસ છે જેહમાં,
ભાવ ભેદ ષટ્ દ્રવ્ય પ્રકાશ્યા, અમૃતરસ છે એહમાં. સ૦ ૪
સંગ્રામ સોની પ્રમુખ જે ભાવી, સમકિતવંત પ્રસિદ્ધો,
પ્રશ્ને કંચન મહોર ઠવીને, નરભવ લાહો લીધો. સ૦ ૫
સ્વસ્તિક મુક્તા ફૂલશું વધાવો, જ્ઞાનભક્તિ ગુરૂ સેવા,
ભગવતી અંગ સૂણો બહુ ભાવે, ચાખો અમૃત મેવા. સ૦ ૬
વીરક્ષેત્રના સકલ સંઘને, વિઘ્ન હરે વરદાઈ,
**દીપવિજય** કહે ભગવતી સૂણતાં, મંગલ કોટિ વધાઈ. સ૦ ૭

## પદ ૧૪૪-પરમેશ્વરની વાણીના ગુણ વિષે.

[ મલાવરાવ શહેરનો સુબો ક્યારે આવશેરે-એ રાગ. ]

વાણી સૂણો જિનરાજનીરે, હર્ષધરી મનમાંયરે, ઉત્તમ પ્રાણી,
ભવોદધિ ભયહારણીરે, પાતક દૂર પલાયરે, ઉત્તમ પ્રાણી,
વાણી સૂણો જિતરાજનીરે. ટેક૦ ૧

મોહમલ્લને વિદારણીરે, કુમતિની કાપણ હારરે, ઉત્તમ પ્રાણી,
મુક્તિમંદિરમા પધારતારે, એહ નિસરણી સારરે, ઉત્તમ પ્રાણી વા ૨
આ સસાર સમુદ્રમારે, તારણ નાવ સમાનરે, ઉત્તમ પ્રાણી,
હોશધરી નર નારીઓરે, બેસી કરી ગુણ ગાનરે, ઉત્તમ પ્રાણી વા ૩
ભવદવ તાપ નિવારવારે, શિતળ તરૂવર છાયરે, ઉત્તમ પ્રાણી,
કર્મરૂપી વન કાપનારે, ફરસી એ છે જગમાયરે, ઉત્તમ પ્રાણી. વા ૪
પ્રેમ સુધારસશુ ભરીરે, દેશના અમૃત ધારરે, ઉત્તમ પ્રાણી,
ચિત્રાવેલી સમ જાણીએરે, દીસે અખૂટ ભ ડારરે, ઉત્તમ પ્રાણી વા ૫
દુષમ આરે આ પ ચમેરે, એહ તણો છે આધારરે, ઉત્તમ પ્રાણી,
કામ કુભ સમ દીપતીરે. મનોરથ પૂરણહારરે, ઉત્તમ પ્રાણી વા ૬
ત્રણ શલ્ય તે કાપશેરે, આપશે સમકિત સારરે, ઉત્તમ પ્રાણી,
દુષ્કૃત દૂર તજાવશેરે, દયા વધારણ હારરે, ઉત્તમ પ્રાણી. વા. ૭
સુમતિ સખી સ ગ ખેલતારે, સદ્ગુરૂને દરબારરે, ઉત્તમ પ્રાણી,
ગાવો ગીત પ્રભુ ગુણનારે, આણી હર્ષ અપારરે, ઉત્તમ પ્રાણી વા ૮
સદ્ગુરૂ આવ્યા છે ભાગ્યથીરે, કરવા પર ઉપકારરે, ઉત્તમ પ્રાણી,
નમન કરી ત્રણ જોગથીરે, સેવો સદા ગુણધારરે, ઉત્તમ પ્રાણી. વા ૯
દેવ દયાળુ દયા કરારે, આપશે બોધ રસાળરે, ઉત્તમ પ્રાણી,
જગત્ તિમિર હરવા ભણીરે, જ્ઞાનદીપક ઉજમાળરે ઉ પ્રાણી વા. ૧૦
નિર્લોભી નિર્વાલચુરે, ધર્મ ધુર ધર એહરે, ઉત્તમ પ્રાણી
રત્ન ચિ તામણિ સારીખારે, આણો અધિક સ્નેહરે, ઉ પ્રાણી વા. ૧૧
દિનકર આજ ઉગ્યો ભલોરે, મળીઆ ગુણી ગુરૂ દેવરે, ઉ પ્રાણી,
સૌમ્ય વદનને નિહાળતારે, નેત્ર ઠરે તત્ ખેવરે, ઉત્તમ પ્રાણી. વા ૧૨
તે ગુરૂના ઉપદેશથીરે, સમકિત નિર્મળ થાયરે, ઉત્તમ પ્રાણી,
શિવરમણી રસ માણવારે, મોકલશે સુખદાયરે, ઉત્તમ પ્રાણી. વા. ૧૩

પસરી ઋષિ ગિરધર કહેરે, જિનવાણી ગંગ સમાનરે, ઉ. પ્રા.
વિશ્વ પાવન કરવા ભણીરે, સરજી એહ ભગવાનરે ઉ. પ્રા. વા. ૧૪

## પદ ૧૪૫–સુધર્માસ્વામીની દેશના.

[ રૂડે ગરબે રમે છે દેવી અંબિકારે લોલ–એ રાગ. ]

શુભ જ્ઞાન રસીલી રૂડી દેશનારે લોલ, ભાખે સ્વામી સુધર્મ ગણ ધારજો,
ખોયો કાળ અનંત ભવ રાશિમાંરે લોલ, મૂર્ખ જોને તું મન વિચારજો. શુ૦ ૧
એક સોયની અગ્ર વિકાસમાંરે લોલ, ત્યાં શરીર અસંખ્ય નિગોદજો,
જીવ અનંત કહ્યા જિનવીરજીરે લોલ, પ્રાણી ત્યાં રહ્યો વિણુ વિનોદજો. શુ૦ ૨
કોઈ દિન સુરપતિ નરપતિ તું થયોરે લોલ, પામ્યો હયગય રાજ ઉદારજો,
કોઇ દિન રોયો એકલો તું રાનમાંરે લોલ, એમ ભટકયો ચેતન નિરધારજો. ૩
વળી નિજ ગુણુ મોહના છાકમાંરે લોલ, પડયો અશુભતણે પડછાયજો,
ભસે શ્વાન દેખી નિજ રૂપનેરે લોલ, પડયું કાચ તણા ઘરમાંયજો. શુ૦ ૪
ભમ્યો ચઉગતિ ભવ ચોગાનમાંરે લોલ, પામ્યો ઉત્તમ આ નર દેહજો,
ટાળે પાતક ક્ષણુજો આદરેરે લોલ, ચરણુ ધર્મ તણાં ફળ એ હજો. શુ૦ ૫
ભરી સમતા સરોવર નીરશુંરે લોલ, કરો ઉજ્વલ નિજ ગુણુચંદજો,
કહે હીરમુનિ દેવરાજનેરે લોલ, એમ ભાખ્યો ઉપદેશ જિણંદજો. શુ૦ ૬

## પદ ૧૪૬–મુનિરાજના ગુણો વિષે ગહુંલી.

[ ક્યાંના તે આવ્યાં બીડલાં મોતીવાળા ભ્રમરજી—એ દેશી. ]

ચરણુ કરણુ શું શોભતા, વ્રતધારીરે સુગુરૂજી,
ભવિજન માનસ હંસરે, જગત ઉપકારીરે સુગુરૂજી,
જંગમ તીર્થ સાધુજી, વ્ર૦ લોભતણો નહિ અંશરે. જ૦ ૧
સામુદાણી ગોચરી, વ્ર૦ ષટ કારણુ લીયે આહારરે, જ૦
પડીરૂવાદિક ગુણુધરા, વ્ર૦ જ્ઞાનરયણુ ભંડારરે. જ૦ ૨

ચાર પાચ સાતને હણે, મ૦ વળી જીપે પરિસહ બાવીસરે, જ૦
તેત્રીશને ટાળીને, મ૦ ધર્મધ્યાન ધરે ઈશિરે જ૦ ૩
પચ મહાવ્રત પાળતા, મ૦ દેશના અમૃતધારરે, જ૦
દોષ બેતાલીસ પરિહરે, મ૦ સયમ સતરે પ્રકારરે. જ૦ ૪
સુમતિ ગુપ્તિ સુધી ધરે, મ૦ મહિમાવંત મહતરે, જ૦
હાથ ઓઘો મુખ મુહપતિ, મ૦ સયમીવેશ સોહતરે જ૦ ૫
ગુરૂ આદેશે વિચરતા, મ૦ દેશ વિદેશ મોઝારરે, જ૦
ભવિયણ ભાવે સાભળો, મ૦ ભવિજન તારણહારરે જ૦ ૬
જિનવાણી ગુરૂ મુખ સૂણે, મ૦ સમકિત પામે તેહરે, જ૦
લાખ ચોરાસી નવિ ફરે, મ૦ કર્મતણો કરે એહરે. જ૦ ૭
ગુણવતી ગાવે ગહુલી, મ૦ મુનિ ગુણમણિ ધરી હાથરે, જ૦
**શ્રી શુભવીર**ની દેશના, મ૦ સૂણી મીલત સહુ સાથરે. જ૦ ૮
સવત સત્તર ઓગણીસમે, મ૦ ભાદરવા માસ રસાળરે, જ૦
શુકલ ત્રીજ ગુરૂવાર લહી, મ૦ ગાઇ ગહુલી ગુણમાલરે જ૦ ૯

## પદ ૧૪૭—સદ્દગુરૂની ગહુંલી.

[ હાંરે મારે આસો માસે શરદ પુનમની રાતજો—એ રાગ. ]

હારે મારે ગુરૂગુણ દરીયો ભરીયો નવ છલકાયજો,
જ્ઞાન તરગની લહેરો નિશદિન ઉછળેરે લોલ,
હાંરે મારે જ્ઞાનાદિક રયણે ગભીર મુનિરાયજો,
પરિસહ નદીયોના પૂરથી તે નવિ ચળેરે લોલ. ૧
હારે મારે પચ મહાવ્રત પચામૃત ક્ષિરનિરજો,
પાવન કરતા નિજપર કલિમલ પરિહરરે લોલ,
હારે મારે ભવિજન પખી આવી બેસે તીરજો,
શાંત સુધારસ પાન કરી, ભવ ભય હરેરે લોલ. ૨

હાંરે મારે અષ્ટ પ્રવચન માતા પ્રવહણ સારજો,
ચરણ કરણના ગહન સ્થંભથી શોભતુંરે લોલ,
હાંરે મારે છકાય જીવ રક્ષણ કરી તારે પારજો,
પુણ્ય પવન સંયોગ થકી નવ ચોભતુંરે લોલ. ૩
હાંરે મારે ગુરૂ ગુણ સાગર મનગાગર ન સમાયજો,
સ્હેજ માત્ર ગુણ ભક્તિ ભાવથી ઉચર્યારે લોલ,
હાંરે મારે શાંત દાંત ગીતાર્થ મહા મુનિ રાયજો,
સત્તાવિશ ગુણગણથી જેહ અલંકર્યારે લોલ. ૪
હાંરે મારે એવા મુનિને નમતા નવ નિધિ થાયજો,
ભવ ફેરીની શેરીમાં જીવ નવિ ભમેરે લોલ,
હાંરે મારે ગરૂ પદ પંકજ મન મધુકર લપટાયજો,
સદ્‌ગુરૂવરને **સાંકળચંદ** સ્નેહે નમેરે લોલ. ૫

## પદ ૧૪૮–વ્યાખ્યાનમાં બોલવાની ગહુંલી.

[ ગોકુલની ગોવાલણી, દહીં વેચવા ચાલી—એ રાગ. ]

આજ ભલો ઉપદેશ છે, એની સાંભળો ભાવે,
વિષય કષાયને વારજો, એવો અવસર નાવે. ૧
નિદ્રા મેલો પર નિંદા તજો, વિકથા નવ કરીયે,
ચંચળ મનને રોકીને, ધ્યાન ધર્મનું ધરીયે. ૨
પાંચ ઇંદ્રિયના વિકારને, તજી લાજમાં રહેજો,
આત્મહિત વિચારવા, સુમતિ સંગ લેજો. ૩
ગુરૂની કૃપા મેળવી, કરો વિનય વિવેક,
જ્ઞાન ભણી ગણજો તમે, રાખજો રૂડી ટેક. ૪
વિષય કષાયના ભોગમાં, જે પડે તે સંસારી,
રઝળશે તે સંસારમાં, તરે નહિ ભવવારી. ૫

જોડી જાણે જુગતે કરી, પાંચે ઇંદ્રિયના ભોગ,
ઉમેદવારી પૂરી થશે, જેને આતમ ભોગ. ૬

## પદ ૧૪૯—નિર્ગ્રંથ મુનિવરના ગુણ વિષે.

[ શ્રી સ્થુલીભદ્ર મુનિવરમાંહી સિરદારજો—એ રાગ. ]

સદ્ગુરૂ મુનિવર પંચ મહાવ્રત ધારીજો,
ઘર ત્યાગીને થયા મુનિ અણગારીજો,
સત્તર ભેદે સંયમ પાળે ભાવથીજો. ૧
અંતર દ્રષ્ટિથી આત્મ અજવાળેજો,
અતિચાર ને પ્રતિક્રમણથી ટાળેજો,
સુખદુઃખમાં વૈરાગ્યે સમભાવે રહેજો. ૨
જિનશાસનની શોભા નિત્ય વધારેજો,
આપ તરે ને બીજાને વળી તારેજો,
ધ્યાન દશામાં જીવન સઘળું ગાળતાજો. ૩
જિનવાણી અનુસારે દે ઉપદેશજો,
ઉદય આવ્યા ટાળે રાગ ને દ્વેષજો,
શાંત દશાથી અનુભવ મંદિર મહાલતાજો. ૪
માન કરે કોઈ મનમાં નહિ મલકાયજો,
યશ અપયશમાં મનમાં નહિ અકળાયજો,
જ્ઞાન ધ્યાનથી મન મર્કટને વશ કરેજો. ૫
ચઢતે ભાવે સંયમ સાચું શોધજો,
દિન પ્રતિદિન સંયમમાંહી ઓધજો,
નિરૂપાધિ પદયોગે સુખ અનુભવ લહેજો. ૬
કરે ન નિંદા દ્વેષ થકી તલભારજો,
ધર્મ કરીને સફળ કરે અવતારજો,
એવા મુનિવર વંદો ઉત્તમ ભાવથીજો. ૭

મુનિવરની ભક્તિથી મીઠા મેવાજો,
કરવી ભાવે પરમ ગુરૂની સેવાજો,
**બુદ્ધિસાગર** સદ્ગુરૂ મુનિ આધાર છે જો. ૮

## પદ ૧૫૦–ગુરૂરાજના ગુણ વિષે.

[ માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરે—એ દેશી. ]

જ્ઞાની ગુરૂરાજ ઉપદેશ આપે, ભવવૃક્ષનાં મૂલને કાપે. જ્ઞા. ટેક.
પંચ મહાવ્રત શિરપર ધરતા, નવાં કર્મના લેપથી ડરતા,
શુદ્ધ માર્ગ બતાવાને ફરતા. જ્ઞાની૦ ૧
તપ તેજે કંચન સમ કાયા, છોડ્યા મોહ રિપુ મદ માયા,
ધન્ય ધન્ય છે સદ્ગુરૂ રાયા. જ્ઞાની૦ ૨
જ્ઞાન ધ્યાનથી કર્મ ખપાવે, શિવપુરીનો પંથ બતાવે,
મોહ મલ્લને પાછો હઠાવે. જ્ઞાની૦ ૩
તરે પોતે અને વળી તારે, દુર્ગતિમાં પડતાંને વારે,
ભવસાગર પાર ઉતારે. જ્ઞાની૦ ૪
મોહ તિમિરને દૂર કરાવે, પ્રભુ ફરમાન હૃદય ધરાવે,
સુમતિ પટરાણી વરાવે. જ્ઞાની૦ ૫
ભક્ષાભક્ષનું ભાન કરાવે, હેય જ્ઞેયનું જ્ઞાન ધરાવે,
પેયાપેયની જડતા હરાવે. જ્ઞાની૦ ૬
કૃત્યાકૃત્યનો માર્ગ દેખાવે, પુણ્ય પાપના ભેદ બતાવે,
કુમાર્ગમાં પડતો બચાવે. જ્ઞાની૦ ૭
ગુરૂરાજને શરણે જઇયે, નિત્ય આશ્રય તેહનો લહીયે,
ગુરૂ આણા શિરપર વહીયે. જ્ઞાની૦ ૮
**નીતિવિજય** સૂરી ગુરૂરાય, સદ્ગુરૂજીના પ્રણમો પાય,
ઘરે ઘરે **ઉદય** નિત્ય થાય. જ્ઞાની૦ ૯

## પદ ૧૫૧–મુનિરાજનું વ્યાખ્યાન સાંભળતાં થતા હર્ષ વિષે.

[ માથાના મુગટ મારા, પરણ્યા કે કુવારા રે—એ રાગ ]

આજે છે આનંદ મારે આજે છે દિવાળીરે,
ઋષીરાજ તણી વાણી સાભળી રૂપાળીરે. આજ૦ ૧
ત્યારની લાગી છે મારા ઘટડામા તાળીરે,
પ્રબોધ આપીને નાખ્યું મનડુ પલાળીરે. આજ૦ ૨
ભૂલાવી નાખી છે મારી ટેવ ભમરાળીરે,
ઉત્તમ બન્યા છો આપ કુળ અજવાળીરે. આજ૦ ૩
જુગતિ કરી જણાવી, જગતની જાળીરે,
માયાળુ તમે છો જૈન બાગ તણા માળીરે. આજ૦ ૪
નમન કરૂ છુ ગુરૂ આપને નિહાળીરે,
સંતશિષ્ય ભાવે સુણનાર ભાગ્યશાળીરે આજ૦ ૫

## પદ ૧૫૨–સદ્ગુરૂની વાણીનું મહાત્મ્ય.

[ મારે સોના સરીખો સૂરજ ઉગીયોરે–એ રાગ ]

આજે સદ્ગુરૂજીની વાણી સાભળીરે, વાણી માંહિ છે અમૃત ભરેલ આ ટેક
વાણી રૂપ રસાયણે વિશ્વમારે, મહામોહના વ્યાધિ છે મરેલ આજે૦
એસી વાણી રૂપી મોટા વહાણમારે, ઘણા તારૂની પેઠે છે તરેલ. આજે૦
ત્રિધા તાપ ઉતાપ સમાવીનેરે, કરે ઠડક એવી છે ઠરેલ. આજે૦
છેદી ભેદી નાખે છે પડ પાપનારે, કઈક જીવોના કલ્યાણ કરેલ. આજે૦
ગાળી નાખે છે કર્મોની ગાઠનેરે, સંતશિષ્યના સકટો હરેલ આજે૦

## પદ ૧૫૩–સદ્ગુરૂના સદ્બોધ વિષે.

[ ઓધવજી સદેશો કહેજો મારા શ્યામને–એ રાગ ]

સાભળ સજની આ ઉત્તમ સદ્બોધને,
અમીરસ સમજી અતર માહે ઉતારને,

વિકથાને મૂકીને સૂણુ વચનામૃતો,
હાથ મળેલા હીરાને નવ હારજો. સાંભળ૦ ૧
નિદ્રાનું ટાણુંરે સજની આ નથી,
આળસમાં તો ખોયો કાળ અનંતજો,
પસ્તાવું તે પામર જનને પાલવે,
ભાંખી ગયા છે ભય ભંજન ભગવંતજો. સાંભળ૦ ૨
લ્હેણાવાળા આવી લાજ લીએ નહિ,
તેની કરજો આગળથી તજવીજજો,
સાચવજે સગવડતા સર્વ પ્રકારની,
બાળી દેવા જન્મ મરણનાં બીજજો. સાંભળ૦ ૩
વખત ગયાં પાછળથી વલખાં મારવાં,
સુંદર બાજી છુટયા પાછલ છેક જો,
આવેલા અવસરને જે નવ ઓળખે,
એના જેવું અઘટીત કામ ન એકજો. સાંભળ૦ ૪
આથમવા પાછળથી કરવો ઓરતો,
ખૂટયા પાછળ કરવા બેસે ખેદજો,
લુંટાણા પાછળથી રાડો પાડવી,
એ તો ભારેકર્મી જનના ભેદજો. સાંભળ૦ ૫
મારગડે ચાલોરે શ્રી મહાવીરને,
એના વચને પૂરણ રાખી પ્રીતજો,
અવળા મારગડામાં આથડીયા ઘણું,
ભવભવમાં સખી! બહુ બનીયા ભયભીતજો. સાંભળ૦ ૬
સુખ કરવાને ઔષધ પ્રભુનું સેવીએ,
જન્મ મરણના દરદો નાસે દૂરજો,

પ્રેમ ધરી વચનામૃત રસને પીજીએરે,
**સતશિષ્યને** આનંદ પ્રગટે ઉરજો સાભળ૦ ૭

## પદ ૧૫૪—ગુરૂરાજના ગુણુ વિષે.

[ મે તો અગરની ખાણુ ઉતાડીરે—એ રાગ ]

ગુરૂ દેશના આપે છે રૂડીરે, જેની પાસે જ્ઞાન રૂપી મુડીરે,
ગંભીર ગુરૂજી પાટે બિરાજેરે, વાણી મેઘ અષાઢો જ્યું ગાજેરે ૧
ભવિજન સૂણો ભલા ભાવેરે, માગ ગુરૂ સમ કોઈ ન આવેરે,
મે તો ગુરૂમુખ મુદ્રાને દીઠીરે, ગુરૂવાણી લાગે અતિ મીઠીરે ૨
ગુરૂ રૂપ અતિશય શોભેરે, દેખી મન મારૂ અતિ થોભેરે,
સાથે શિષ્ય સમુદાય સારોરે, તેહ લાગે છે સર્વને પ્યારોરે. ૩
ગુરૂ જન્મ જરા મરણુ ટાળેરે, નિજ આતમને અજવાળેરે,
કંચન કામનીના ગુરૂ ત્યાગીરે, એક મોક્ષ તણી લય લાગીરે. ૪
સર્વ શાસ્ત્ર તણા ગુરૂ જાણુરે, તેના વચન કરૂ હું પ્રમાણુરે,
કરૂ વિનતિ હું કરજોડીરે, ગુરૂ તસ્દી લેજો તમે થોડીરે.
આપ કરો ભવિ ઉપકારરે, તેનો કાંઇ નથી ગુરૂ પારરે,
એવા ગુરૂને શરણે જાવુરે, પાય વાદીને પાવન થાવુરે. ૬
ગુરૂ દેશના અમીરસ વાણીરે, ચિત્ત ધારો તમે ભવિ પ્રાણીરે,
કામ કષાય દૂર નિવારોરે, સત્ય શિયળ હૃદયમા ધારોરે. ૭
આવી વાણી તણો લીયો લાવોરે, અમૂલ્ય અવસર શીદ ગુમાવોરે,
**શામ મુનિ** કહે હરખાઇરે, મન ગમતિ ગહુંળી ગાઇરે. ૮

## પદ ૧૫૫—ગુરૂમહારાજના ગુણુ વિષે.

[ માજી તુ પાવાની પટરાણી, ભવાની મા કાળિકારે લોલ—એ રાગ ]

એની મોટા મુનિવર આજ કે, પૂરમા પધારીયારે લોલ,
એની કરવા જગ ઉપકાર કે, મનમા ભાવીયારે લોલ. ૧

બેની દેશના અમૃતધાર કે, ઘન જેમ ગાજતીરે લોલ,
બેની મુખમુદ્રા ગંભીર કે, રૂડી રાજતીરે લોલ. ૨
બેની વાણી અમૃતવેલ કે, સાકર શેલડીરે લોલ,
બેની સૂણી નાચે મનમોર કે, સીંચે ગુણ વેલડીરે લોલ. ૩
બેની સરસ વચન રસપૂર કે, વાણી વરસતીરે લોલ,
બેની નયનીતિ ભરપૂર કે, જાણે સરસ્વતિરે લોલ. ૪
બેની મહિમાવંત મહંત કે, સંત સોહામણારે લોલ,
બેની સાગર જેમ ગંભીર કે, ગુણમાં નહિ મણારે લોલ. ૫
બેની શીતળ ચંદન ચંદ્ર કે, થકી પણ અતિ ઘણારે લોલ,
બેની એવા ગુરૂ ગુણવંત કે, જિનશાસન તણારે લોલ. ૬
બેની ધન્ય સફળ દિન શુભ કે, ઘડીપળ આજનીરે લોલ,
બેની ગાઈ ગહુંળી આજ કે, ભલા ગુરૂરાજનીરે લોલ. ૭
બેની શ્રદ્ધા કુંકુમ ઘોળ કે, ગહુંળી કીજીએરે લોલ,
બેની **નૃપચંદ્રસૂરિ શિષ્ય** કે, સૂર સુખ લીજીએરે લોલ. ૮

## પદ ૧૫૬-મુનિરાજના ગુણો વિષે.

[ હરિભજન વિના-એ રાગ ]

મુનિવર વંદો ! પંચ મહાવ્રતધારી જિન આણાધરા,
ગુરૂ ગુણ ગાઓ ! અનુભવ અમૃત ભોગી જગમાં જયકરા. ટેક.
ગુરૂ દેશ વિદેશ વિહાર કરે, ગુરૂ તારે ને વળી આપ તરે,
ગુરૂ પ્રવચન માતા ચિત્ત ધરે. મુનિવર૦ ૧
ગુરૂ દ્રવ્ય ભાવ સંયમ ધારે, મહામોહ વેગ મનથી મારે,
ચાલે જિનઆણા અનુસારે. મુનિવર૦ ૨
ગુરૂ પંચાચાર તણા ધોરી, ગુરૂ કરમાં જ્ઞાન તણી દોરી,
કદી કરતા નહિ પ્રભુની ચોરી. મુનિવર૦ ૩

ગુરૂ ઉપદેશે જનને બોધે, ગુરૂ વૈરાગ્યે ચેતન શોધે,
લાગતા કર્મ સહુ અવરોધે. મુનિવર૦ ૪
ગુરૂધ્યાન દશાથી ઘટ જાગે, રગાતા નહિ લલના રાગે,
રાજે નિજ લક્ષ્મી વૈરાગ્યે. મુનિવર૦ ૫
અતર ઋદ્ધિના ઉપયોગી, સાધે છે રત્નત્રયી યોગી,
પરમાત્મ અમૃત રસના ભોગી. મુનિવર૦ ૬
ગુરૂ શુદ્ધોપયોગે નિત્ય રમે, પરભાવ દશામા જે ન ભમે,
જે જ્ઞાન દશાનું જમણુ જમે. મુનિવર૦ ૭
ગુરૂભાવ દયાના છે દાતા, જ્ઞાતા ધ્યાતા ને જગત્રાતા,
નિશ્ચય દૃષ્ટિ નિજગુણ રાતા. મુનિવર૦ ૮
ગુરૂવરજી જગમા ઉપકારી, જે અનેકાત મતના ધારી,
**બુદ્ધિસાગર** શુભ જયકારી મુનિવર૦ ૯

## પદ ૧૫૭–જૈન ધર્મ વિષે મુનિરાજનો ઉપદેશ.

[ વાયા વાયા ઉત્તર દીશીના વાયજો–એ રાગ ]

મુનિવર ઉપદેશે છે શ્રી જિનધર્મ જો,
ટાળો ભવિઓ આઠ જાતના કર્મજો,
શ્રવણુ કરીને સદ્વર્તન સુધારશો જો ૧
દયાધર્મ જગમા વર્તે જયકાર જો,
જિન આજ્ઞાથી પાળો નર ને નારજો,
સ્વરૂપ સાચુ સમજી જિન આગમ થકી જો. ૨
સાચુ બોલો નિશદિન નર ને નારજો,
સાચુ બોલે તેનો ધન્ય અવતાર જો,
સાચુ બોલ્યે વચન સિદ્ધિ થાશે ખરી જો ૩

કરતાં ચોરી જેથી દુઃખ અપારજો,
ચોરી કરતાં પાપ કર્મ નિધારજો,
પ્રાણ પડે પણ ચોરી કદી નવ કીજીએ જો. ૪

જનની સરખી દેખો પરની નાર જો,
વ્યભિચારથી નર્ક ગતિ અવતાર જો,
સર્વ નારી મૈથુન નિવારે મુનિવરો જો. ૫

પરિગ્રહ મમતા ત્યાગો નર ને નારજો,
સદ્ગુણની દ્રષ્ટિ ધારો જયકાર જો,
રાખો સહુની સાથે મૈત્રી ભાવના જો. ૬

વાત વાતમાં કદી ન કરીએ ક્લેશ જો,
ઉંચ્ચાચારથી વર્તો ભવ્ય હમેશ જો,
પાપકર્મને ટાળો સાચા જ્ઞાનથી જો. ૭

મુનિ ગુરૂવર દેવે છે એ ઉપદેશ જો,
ટાળો ભવિઓ જન્મ જરાના ક્લેશ જો,
**બુદ્ધિસાગર** ધર્મ કરતાં સુખ ઘણું જો. ૮

## પદ ૧૫૮–સદ્ગુરૂનો શ્રાવક પ્રત્યે ઉપદેશ.

[ રાગ ઉપર પ્રમાણે ]

સદ્ગુરૂ મુનિવર શ્રાવકને ઉપદેશેજો,
પડો ન શ્રાવક પાપ કર્મના ક્લેશે જો,
દેવગુરૂનું આરાધન નિશ દિન કરો જો. ૧

જિન વાણી સાંભળજો ગુરૂની પાસ જો,
વ્રત નિયમ પણ કરવા ભાવે ખાસ જો,
સિદ્ધાંતો સાંભળતાં શ્રદ્ધા નિર્મળી જો. ૨

શ્રવણ કરીને મનમાં સાચું રાખો જો,
મોહ દશાને ટાળી સુખડાં ચાખો જો,
સ્વપ્નામાં પણ સંસારે સુખ નહિ જરા જો. ૩
કમળ રહે છે જળમાંહી નિશદિન જો,
જોશો તે વર્તે છે જળથી ભિન્ન જો,
સંસારે લેપાતા નહિ શ્રાવક ખરા જો. ૪
શ્રાદ્ધ વિધિમાં શ્રાવકનો અધિકાર જો,
ધર્મ રત્નમાં પણ તેનો વિસ્તાર જો,
દ્વાદશ વ્રતને ધારે શ્રાવક પ્રેમથી જો. ૫
પુણ્ય ક્ષેત્રમાં વાપરતાં નિજ વિત્ત જો,
ગુણ ગ્રહણમાં વર્તે જેનું ચિત્ત જો,
ગુરૂની આજ્ઞા પાળે શિર સાટે ખરા જો. ૬
ન્યાય થકી પેદા કરતા નિજ વિત્ત જો,
દોષ ટાળીને રાખે દીલ પવિત્ર જો,
શ્રાવકના આચારો જયણાથી ભર્યા જો. ૭
સ્વધર્મીને દેખી હર્ષિત થાય જો,
ધર્મ બન્ધુને કરતો ભાવે સહાય જો,
અપૂર્વ અવસર જૈનધર્મ પામ્યો ગણે જો. ૮
મુનિવર થાવા ઇચ્છા દિલ હંમેશ જો,
મુનિ થઇને વિચરીશ દેશ વિદેશ જો,
એવા ભાવ પ્રગટવાથી શ્રાવક ખરા જો. ૯
પાળો શ્રાવકના ઉત્તમ આચાર જો,
સફળ કરોને માનવ ભવ સુખકાર જો,
બુદ્ધિસાગર ઉપદેશે મુનિવર ગુરૂ જો. ૧૦

## પદ ૧૫૯–જિનેશ્વરદેવપ્રણિત ધર્મ વિષે.

[ રઘુપતિ રામ હૃદયમાં રે જો–એ રાગ ]

એની જિનવર વાણી સારીરે, લાગે સાકરથી બહુ પ્યારી,
ક્ષીણ કર્મ સહુ હરનારી, જિનેશ્વર ધર્મની બલિહારીરે,
જેથી તરતાં નર ને નારી. જિનેશ્વર૦ ટેક.
દયાધર્મ હૃદયમાં ધરીયેરે, કદી વેણ જુઠું ન ઉચરીયેરે,
કદી ચોરી પરની નવ કરીયે. જિનેશ્વર૦ ૨
પર પુરૂષથી પ્રેમ નિવારોરે, ધર્મ પતિવ્રતા મન ધારોરે,
તેથી પામે ભવ જળ પારો. જિનેશ્વર૦ ૩
હેતુપૂર્વક ધર્મ આદરીયેરે, નિંદા વિકથા પરિહરીયેરે,
ઉત્તમ નીતિને અનુસરીયેરે. જિનેશ્વર૦ ૪
ધર્મ ચાર પ્રકારનો ધારીરે, ધર્મે દુર્ગતિ દૂર નિવારીરે,
કરો મોક્ષ જવાની તૈયારી. જિનેશ્વર૦ ૫
દુર્જનની સંગ નિવારીરે, ભજો સજ્જનની સંગ સારીરે,
વૈરાગ્ય દશા ચિત્તધારી. જિનેશ્વર૦ ૬
દેશવિરતિપણું દિલ ધારીરે, જિન આજ્ઞાને અનુસારીરે,
ઉત્તમ જન શિવ સંચારી. જિનેશ્વર૦ ૭
ગુરૂ સેવો સદા ઉપકારીરે, શ્રદ્ધા ભક્તિને અવધારીરે,
બુદ્ધિસાગર ગુરૂ જયકારી. જિનેશ્વર૦ ૮

## પદ ૧૬૦–જિનરાજના ઉપદેશ વિષે.

[ ઓધવજી સંદેશો કેજો મારા શ્યામને—એ રાગ. ]

મુનિવરના ઉપદેશે મનડું વાળીએ,
કહેણી જેવી રહેણી રાખો ભવ્ય જો.

વ્રત ઉચરીએ મુનિવર પાસે પ્રેમથી,
માનવ ભવનું એ સાચુ કર્ત્તવ્ય જો. મુનિ. ૧
શ્રવણુ કરીને સાર અહો સિદ્ધાન્તના,
સદ્‌વર્તનથી સુધરો નર ને નાર જો
નિંદા વિકથા પર પચાતો વારીએ,
સત્ય ધર્મના કરીએ નિત્ય વિચાર જો. મુનિ. ૨
બાર ભાવના ભાવ્યાથી છે ઉન્નતિ,
કર્મ વર્ગણા ખરે અનતી ખાસ જો
ઉજ્જવલ આત્મા થાશે વૈરાગ્યે કરી,
પર પુદ્‌ગલની છોડો સર્વે આશ જો મુનિ ૩
ધર્મ ધ્યાનના પાયા ચાર વિચારીએ,
આત્મ રમણુ એ શુદ્ધ ચરણુતા ધાર જો.
પરમ મહોદય શાશ્વત લીલા સપજે,
વસ્તુ ધર્મના ઉપયોગે આધાર જો. મુનિ. ૪
ઉદાસીનતા રાખો આ સસારમા,
ધર્મ કર્યાથી સફલ થશે અવતાર જો
બુદ્ધિ સાગર અનુભવ લીલા પામીએ,
સદ્‌ગુરૂવરને વદન વારવાર જો મુનિ. ૫

## પદ ૧૬૧—સંયમધર્મ વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

મુનિવર ઉપદેશે છે સયમ ધર્મને,
જેથી પ્રાણી પામે શાશ્વત શર્મ જો
પરમ પ્રભુતા પામ્યે દુખડા સહુ ટળે,
અનત ભવના બાધ્યા નાસે કર્મ જો મુનિ. ૧

બાહ્ય ઉપાધિ સંયમથી દૂરે ટળે,
દ્રવ્ય ભાવથી સંયમ સુખની ખાણુ જો,
ત્રિજ્ઞાની તીર્થંકર સંયમને ગ્રહે,
સેવા સંયમ પામી જિનવર આણુ જો. મુનિ. ૨
રંક જનો પણુ સંયમથી સુખીયા થયા,
થાશે અનંતા સંયમથી નિર્ધાર જો,
જ્ઞાન સફળતા સંયમના સેવન થકી,
પામે પ્રાણી ભવ સાગરનો પાર જો. મુનિ. ૩
અંતર ગુણુની સ્થિરતા સંયમ મોટકું,
ઇંદ્રાદિક પણુ સેવે મુનિવર પાય જો,
દ્રવ્યાદિકથી સંયમ પાળે મુનિવરા,
સંયમ સેવ્યે જન્મ જરા દુઃખ જાય જો. મુનિ. ૪
નિશ્ચય ને વ્યવહારે સંયમ સાધવા,
જિન આગમથી સંયમના આચાર જો,
સંયમ પાળે તેને નિશદિન વંદના,
સમતા યોગે મુનિ સફળ અવતાર જો. મુનિ. ૫
જ્ઞાન દશાથી સંયમની આરાધના,
સમતા સરોવર ઝીલે મુનિવર હંસ જો,
ધ્યાન ભૂવનમાં શાશ્વત સુખને ભોગવે,
કર્યાં કર્મનો કરતા તપથી ધ્વંસ જો. મુનિ. ૬
ત્રિગુપ્તિને સુમતિ પંચે પરીવર્યા,
ઉંચ દશાના ધ્યાતા મુનિ અણુગાર જો,
**બુદ્ધિ સાગર** સદ્દગુરુ મુનિને વંદના,
જગમાં જેનો થયો સફળ અવતાર જો. મુનિ. ૭

## પદ ૧૬૨–મુનિરાજને ચોમાસાની વિનતિ કરવા વિષે.

[ વાડીના ભમરા દ્રાક્ષ મીઠી ને સાકર શેલડી — એ રાગ ]

મુનિરાજ અરજ સાભળો, સંઘની ભાવશું,
મુનિરાજ રહોને ઇહા ચાતુર્માસરે.
ગુણવતા ગુરૂજી ભલી દીધીરે અમને દેશના ટેક
મુનિરાજ અમૃતસમી આપો દેશના, મુનિરાજ સાભળશું મન ઉલ્લાસરે,
ગુણવતા ગુરુજી ભલી દીધીરે, અમને દેશના ૧
મુનિરાજ જોગ મળ્યો છે પૂરણ ભાગ્યથી,
મુનિરાજ આપે પ્રકાશ્યા ભલા ભાવ રે ગુણવતા ૨
મુનિરાજ સાર સમજાવી કહો છો દેશના,
મુનિરાજ અમને પ્રગટાવ્યો ધર્મ ભાવ રે ગુણવતા ૩
મુનિરાજ સગપણ જોયા છે ભવો ભવ ફરી,
મુનિરાજ જાણ્યો છે સ્વાર્થીઓ સંસાર રે ગુણવતા ૪
મુનિરાજ નથી કોઈ ઠામ ઠરવા તણું,
મુનિરાજ નથી કોઈ પરભવમા આધાર રે. ગુણવતા ૫
મુનિરાજ દેવગુરુની અમને આસતા,
મુનિરાજ સાચુ સગપણ ગુરુ દેવરે ગુણવતા ૬
મુનિરાજ એવું સગપણ જાણી તમ થકી,
મુનિરાજ વિનવે શ્રી સઘ વારવાર રે. ગુણવતા ૭
મુનિરાજ **ઉમેદવારી** પૂરો સઘ તણી,
મુનિરાજ કરીને ધર્મ ઉપકાર રે ગુણવતા. ૮
મુનિરાજ જીભ એક ને ગુણ છે ઘણા,
મુનિરાજ કેમ કરી પામું તેહનો પાર. ગુણવંતા. ૯

## પદ ૧૬૩-મુનિરાજ ચોમાસું બિરાજે તે સમયે ગાવાનું ગીત.

[ હરિભજન વિના દુઃખ દરિયા—એ રાગ. ]

સઘળી બ્હેનો ધન્ય દિવસ આનંદનો રૂડો આજે,
બહુ ભાગ્યવંતા ગુણવંતા ગુરૂ ચોમાસું બિરાજે,
ધર્મ કેળવણી વધવા માટે, ઉપદેશ આપે છે બહુ વાટે,
ધન્ય ધન્ય વખાણ કેરી પાટે. સઘળી. ૧
પૂર્ણ ભાગ્યે મુનિવર આવ્યા, તેણે દર્શન દઈ ચિત્ત ઉલસાવ્યાં.
તે ધર્મિ જીવને મન ભાવ્યા સઘળી. ૨
તે જિનવાણી ઉચ્ચાર કરે, જો સાંભળીને ભવિ ચિત્ત ધરે,
તે ભવસાગર વેગેજ તરે. સઘળી. ૩
છે શીતળ સ્વભાવ રૂપે રાજી, ચારે તીર્થમાં કીર્તિ ગાજી,
સદ્ગુરુ દેખી થાઓ રાજી. સઘળી. ૪
ચોમાસું નિર્વિઘ્ને કરજો, આશિષ અમારી આ ફળજો,
વળી દેશ વિદેશે વિચરજો. સઘળી. ૫
ઓગણીસેં ત્રેસઠની સાલે, શુદ સાતમ ને ચંદ્ર કાલે,
આ અરજ કરી કન્યા શાળે. સઘળી. ૬

## પદ ૧૬૪-સાધુસમાગમ વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

મુનિરાજ વિના, ક્યાંય ન મળે ઠંડી શીતળ છાયા,
બહુ બોધ થકી, મનમાં લાગે આ ખોટી સહુ માયા. ટેક.
જેવી કલ્પવૃક્ષની છાયા છે, કહું એવી મુનિની કાયા છે,
મખમલની તોલ મુનિરાયા છે. મુનિ. ૧

આ અમૃત તુલ્ય તો વાણી છે, બગ જ્ઞાન તણી તો ખાણી છે,
જર્યું જલની ધાગ જાણી છે મુનિ. ૨
ઘણો હોય ક્રોધમનમા ભારી, નિશ્ચે નાસે શ્રવણે ધારી,
ઉપજે સમતા રસ જાઉં વારિ. મુનિ. ૩
જીવ હળુકર્મી તો ત્યા થાય, બહુ દુષ્ટ બુદ્ધિ તો બદલાય,
અનુકપા ઉરમા ઉભરાય મુનિ. ૪
શુભ મર્મ ધર્મના સમજાયે, એ વિણુ આજીવ ગોથા ખાયે,
માટે પડજો મુનિના પાયે મુનિ. ૫
આધિ વ્યાધિ ઉરમા ઝાઝી, મુનિ દર્શનથી જાયે દાઝી,
રહે સદા હૃદય તો બહુ રાજી મુનિ. ૬
અતિ કષ્ટ પડ્યુ કાયા વિષે, ચાલ્યું જાયે ચારે દીશે.
હૈડું તે ધર્મ મહીં હોસે મુનિ ૭
માટે મુનિવરનો સગ કરો, બહુ જ્ઞાન બોધને અગ ધરો
વરસે ઉર આનદનો જ ઝરો મુનિ ૮
સત્ય **શ્યામજી** કહે છે ઉર ધરશો સોબત ગુણી સાગરની કરશો,
ભવ ફેરા જેથી નહિ ફરશો મુનિ ૯

## પદ ૧૬૫–આધ્યાત્મિક હરીયાળી.

[ સખીરે મે તો કૌતક દીઠુ, કીડીએ કુજર મારીઓ રે—એ દેશી]

સખી રે ! મે તો કૌતક દીઠુ, સાધુ સરોવરે ઝીલતા રે,
સખી રે ! મે તો કૌતક દીઠુ, નાકે રૂપ નિહાળતા રે ૧
સખી રે ! મે તો કૌતક દીઠુ, લોચનથી રસ જાણતા રે,
સખી રે ! મે તો કૌતક દીઠુ, મુનિવર નારીશુ રમે રે ૨
સખી રે ! મે તો કૌતક દીઠુ, નારી હીંચોળે કથને રે,
સખી રે ! મે તો કૌતક દીઠુ, કથ ઘણા એક નારીને રે. ૩

સખી રે ! મેં તો કૌતક દીઠું, સદા યોવન નારી તે રહે રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, સુંદરીશું મોહ્યા કેવળી રે. ૪
સખી રે ! મેં તો કૌતક દીઠું, આંખ વિના દેખે ઘણું રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, રથ બેઠા મુનિવર ચલે રે. ૫
સખી રે ! મેં તો કૌતક દીઠું, હાથ જળે હાથી ડૂબીયો રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, કુતરીએ કેશરી હણ્યો રે. ૬
સખી રે ! મેં તો કૌતક દીઠું, તરસ્યો પાણી નવિ પીએ રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, પગ વિહુણો મારગ ચલે રે. ૭
સખી રે ! મેં તો કૌતક દીઠું, નારી નપુંસક ભોગવે રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, અંબાડી ખર ઉપરે રે. ૮
સખી રે ! મેં તો કૌતક દીઠું, નર એક નિત્ય ઉભો રહે રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, બેઠો નથી નવિ બેસશે રે. ૯
સખી રે ! મેં તો કૌતક દીઠું, અધર ગગન વચ્ચે તે રહે રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, માંકડે મહાજન ઘેરીઓ રે. ૧૦
સખી રે ! મેં તો કૌતક દીઠું, ઉંદરે મેરૂ હલાવીઓ રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, સૂર્ય અજવાળું નવિ કરે રે. ૧૧
સખી રે ! મેં તો કૌતક દીઠું, લઘુબંધવ બત્રીશ ગયા રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, શોક કરે નહિ બેનડી રે. ૧૨
સખી રે ! મેં તો કૌતક દીઠું, શામળો હંસ મેં પેખીઓ રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, કાટ ચડ્યો કંચન ગિરિ રે. ૧૩
સખી રે ! મેં તો કૌતક દીઠું, અંજનગિરિ ઉજ્વલ થયો રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, તો એ પ્રભુ ન સંભારીયા રે. ૧૪
સખી રે ! મેં તો કૌતક દીઠું, વયર સ્વામિ સુતા પારણે રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, શ્રાવિકા ગાવે હાલરડું રે. ૧૫
સખી રે ! મેં તો કૌતક દીઠું, અર્થ વિચારો એહના રે,
સખી રે ! મેં તો કૌતક દીઠું, **શ્રી શુભવીરને** વ્હાલડું રે. ૧૬

## ५६-१६६ आध्यात्मिक बीजी हरीयाळी.

[ राग उपर प्रमाणे. ]

સખી રે મેં તો કૌતક દીઠું, કીડીએ કુંજરે મારીઓ રે,
સખી રે મેં તો કૌતક દીઠું, સિંહ હરણથી હારીઓ રે. ૧
સખી રે મેં તો કૌતક દીઠું, અંધા અંધને દોરતા રે,
સખી રે મેં તો કૌતક દીઠું, રાજા પ્રજાધન ચોરતા રે. ૨
સખી રે મેં તો કૌતક દીઠું, રવિ અજવાળું નવિ કરે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, ચંદ્ર થકી ગરમી ઝરે રે. ૩
સખી રે મેં તો કૌતક દીઠું, દાણા ઘંટીને પીલતા રે,
સખી રે મેં તો કૌતક દીઠું, હંસ કાદવમાં ઝીલતા રે. ૪
સખી રે મેં તો કૌતક દીઠું, હંસ મુખે કાગ મ્હાલતો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, ખર હસ્તિ પેઠે ચાલતો રે. ૫
સખી રે મેં તો કૌતક દીઠું, હંસ મોતિ ચારો નવ ચરે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, નાથ મારો રમે પર ઘરે રે. ૬
સખી રે મેં તો કૌતક દીઠું, સિંહ ને પિંજરે પૂરીયો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, કાકરે મુદ્ગલ ચૂરીયો રે. ૭
સખી રે મેં તો કૌતક દીઠું, ભૂપતિ ભિક્ષા માગતો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, અગ્નિ અર્ણવમાં લાગતો રે. ૮
સખી રે મેં તો કૌતક દીઠું, સાધુ વેશ્યાથી વિવાહ કરે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, એવા સાધુ ભવજળ તરે રે. ૯
સખી રે મેં તો કૌતક દીઠું, પર ઘર મુનિ નહી ચોરતા રે,
સખી રે મેં તો કૌતક દીઠું, પર ધન ચોર ન ચોરતા રે. ૧૦
અનુભવ જ્ઞાનને દીલમાં ધારી, મુનિવર શિવસુખ પાવશે રે,
બુદ્ધિસાગર શાશ્વત સુખ લહી, મુક્તિવધુ પતિ થાવશે રે. ૧૧

## પદ ૧૬૭–સદ્ગુરૂની પીછાણ વિષે.

[ મારૂં સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા–એ રાગ ]

સહુ જગમાં તારક જબરારે, કહો સૈયર તે કોણ હશે?
બહુ કષ્ટ સહે તે સબળારે, કહો સૈયર તે કોણ હશે? ૧
સત્યાવીશ ગુણમાં પૂરારે, કહો સૈયર તે કોણ હશે?
ઉપદેશ દેવામાં શૂરારે, કહો સૈયર તે કોણ હશે? ૨
જેમ ભમરો બાગમાં રમતોરે, કહો સૈયર તે કોણ હશે?
તેમ ભિક્ષામાં રહે ભમતોરે, કહો સૈયર તે કોણ હશે? ૩
ક્રોધ માન લોભ મોહ ત્યાગ્યારે, કહો સૈયર તે કોણ હશે?
છોડી પ્રમાદને રહે જાગ્યારે, કહો સૈયર તે કોણ હશે? ૪
ભવની ભાવટ તેણે ભાંગીરે, કહો સૈયર તે કોણ હશે?
જેને પ્રભુની લગની લાગીરે, કહો સૈયર તે કોણ હશે? ૫
કોઈ આવી કુવચન બોલેરે, કહો સૈયર તે કોણ હશે?
તોપણ ધ્યાનથી નહિ ડોલેરે, કહો સૈયર તે કોણ હશે? ૬
કોઈ આવી પાયે લાગેરે, કહો સૈયર તે કોણ હશે?
તે પાસે કાંઈએ ન માગેરે, કહો સૈયર તે કોણ હશે? ૭
જેણે કંચન કામિની છોડીરે, કહો સૈયર તે કોણ હશે?
પરિગ્રહ રાખે નહિ કોડીરે, કહો સૈયર તે કોણ હશે? ૮
બાવીસ કર્યા તેણે પ્યારારે, કહો સૈયર તે કોણ હશે?
સંસારથી રહે તે ન્યારારે, કહો સૈયર તે કોણ હશે? ૯
પંચ પદમાં એ પદ છેલ્લુંરે, કહો સૈયર તે કોણ હશે?
પણ આવે સહુથી પહેલુંરે, કહો સૈયર તે કોણ હશે? ૧૦
જેને રહેવા ઘર નહિ જગમાંરે, કહો સૈયર તે કોણ હશે?
કોઇને રાખે નહિ વગમાંરે, કહો સૈયર તે કોણ હશે? ૧૧

શીતળતામા જેમ ઇંદુરે, કહો સૈયર તે કોણ હશે ?
તેમ સમતામા તે સિંધુરે, કહો સૈયર તે કોણ હશે ? ૧૨
તે કહેવાયા વડભાગીરે, કહો સૈયર તે કોણ હશે ?
જેણે સસાર દીધો ત્યાગીરે, કહો સૈયર તે કોણ હશે ? ૧૩
સમજી ગઈ હુ સખી શાણીરે, એ તો મહા મુનિરાજ હશે,
તે દીધી સાચી વાણીરે, એ તો મહામુનિરાજ હશે ૧૪
**બાળમિત્ર** કહે પાય લાગુરે, એ તો મહા મુનિરાજ હશે,
**મનસુખ** કહે શીવ માગુરે, એ તો મહા મુનિરાજ હશે. ૧૫

## પદ ૧૬૮–વ્યાખ્યાન સાંભળીને ઘેર આવતાં ગાવાનું ગીત

[ વેવાઇને માડવે રમવારે ગયાતા—એ રાગ. ]

ગુરૂજીના દર્શન કરવારે ગયાતા, વીર વાણી સમજાવીરે,
સાચો સ્નેહ ધરીને ટેક
નીતિ થકી મને પ્રીતિ જોડાવી, ભાગ્ય ઉદયે ભાવ લાવીરે સાચો૰ ૧
જીવ યત્ન કરવા કેરી વાતોરે, વિગતે કરીને સૂણાવીરે, સાચો૰
પહેલુ વ્રત મને પૂરૂ શીખાવી, પાપની બુદ્ધિ તજાવીરે સાચો૰ ૨
બીજા વ્રતમા અસત્ય ન વદવુ, સત્યપ્રિય વ્રત સારૂરે, સાચો૰
ત્રીજા વ્રતમા ચોરી ન કરવી, દત્તવ્રત સુખકારૂરે સાચો૰ ૩
ચોથા વ્રતમા શિયળ ગુણ સારો, સર્વ વ્રતોમા સ્વામીરે, સાચો૰
પાચમુ વ્રત પરિગ્રહ પરિમાણ, આદરતા સુખ પામીરે સાચો૰ ૪
છઠ્ઠુ દિશા પરિમાણ કરાવી, અવ્રતની રાવી તજાવીરે, સાચો૰
સાતમે બોલ છવિશ પ્રકારે, તેહની હદ બતલાવીરે સાચો૰ ૫
આઠમે અનર્થા દંડ ન સેવો, કરૂણા આણી દીધીરે, સાચો૰
નવમે સમતા સામાયિક વ્રતની, સાચી સમજુતી દીધીરે. સાચો૰ ૬

દસમે ચૌદ નિયમ નિત્ય બેની! શ્રાવકે ધારણ કરવારે, સાચો૦
એકાદસમેં પોષધ વ્રત પૂરણ, આઠમ પાખી આદરવારે. સાચો૦ ૭
બારમે અતિથિ બારણે આવે, સાધુ સાધ્વી કોઇરે, સાચો૦
ઉલ્લટ ભાવથી દાનને દેતાં, લાભ ઘણેરો હોઈરે. સાચો૦ ૮
આવી અપૂર્વ વાતો મીઠી, ગુણી ગુરૂજીએ કીધીરે, સાચો૦
**અમરચંદ**ના સ્વામી સૌભાગી, એહ શિખામણ દીધીરે. સાચો૦ ૯

# ૧૨—નેમિપ્રભુ અને રાજિમતિ.

## પદ ૧૬૯—મહાસતી રાજિમતિનો નેમપ્રભુ પ્રત્યેનો વિશુદ્ધ પ્રેમ.

[ રૂપિયો તે આલું રોકડો મારા વ્હાલાજીરે—એ રાગ ]

જઇને રેજો મારા વ્હાલાજીરે, શ્રી ગીરનારને ગોખ. જઈ૦ ટેક.
અમે પણ ત્યાં આવશું મારા હાલાજી, જ્યારે પામીશું જોગ. જ. ૧
જાન લઈ જુનાગઢે, મા૦ આવ્યા તોરણ આપ, જઈ૦
પશુડાં પેખી પાછા વળ્યા, મા૦ જાતાં નદીઓ જવાબ. જઈ૦ ૨
સુંદર આપણ સારીખા, મા૦ જોતાં નહિ મળે જોડ, જઈ૦
બોલ્યા અણબોલ્યા કરો, મા૦ એ વાતે તમને ખોડ. જઈ૦ ૩
હું રાગી આપ વૈરાગીઆ, મા૦ જગમાં જાણે સહુ કોઈ, જઈ૦
રાગી તો લાગી રહે, મા૦ વૈરાગી રાગી ન હોય. જઇ૦ ૪
વર બીજો હું નવિ વરૂં, મા૦ સઘળા મેલીને સ્વાદ, જઇ૦
મોહનજીને જઈ મળું, મા૦ મ્હોટાં સાથે શો વાદ. જઈ૦ ૫
ગઢ તો એક ગીરનાર છે, મા૦ નાથ એક છે શ્રી નેમ, જઈ૦
રમણિ એક રાજેમતિ, મા૦ પૂરો પાડયો જેણે પ્રેમ. જઈ૦ ૬
**વાચક ઉદયની** વંદના, મા૦ માની લેજો મહારાજ, જઈ૦
નેમ રાજુલ મુક્તિ વર્યાં, મા૦ સાર્યાં આતમ કાજ. જઈ૦ ૭

### પદ ૧૭૦–નેમરાજુલના સાત વાર.

[ આદિત્યવારે દેવદર્શન કીજેરે--એ રાગ ]

આદિત્યે શ્રી અરિહંત, અમઘેર આવોને,
મારા શ્યામ સલુણા નેમ, દીલમાં લાવોને૦ ૧
સોમે તે શુભ શણગાર, સજીએ સંગેરે,
મારા જગજીવનની સાથ, રમીએ રંગેરે ૨
મંગળ શુભ દિન આજ, મંગળ ચારૂરે,
કાંઇ નવ ભવ કેરો નેહ, હું સંભારૂરે ૩
બુધે ઘેર આવો નાથ, બુદ્ધિના બળીઆરે,
પ્રભુ એક સહસ્ત્રને આઠ, લક્ષણ ભરીઆરે ૪
ગુરૂ ગરવા ગુણવંત, શીવા દેવીનારે,
કાંઇ સમુદ્ર વિજય કુલચંદ, નેમ નગીનારે ૫
શુક્રે તે શેહેસાવન, ચાલો સજનીરે
મારો સમય થયો પ્રભાત, વીતી રજનીરે ૬
શનિવારે સંયમ સાધી, પ્રીત વધારીરે,
દોનુ પામ્યા પરમાનંદ, નેમને નારીરે ૭
કહે **મુળચંદ** નક્કી એમ, આશા ફળશેરે,
જે નિર્મળ પામે શીલ, ભવજળ તરશેરે ૮

### પદ ૧૭૧–રાજુલના સાત વાર.

[ કૂલણજી તમે કેમ કરીને કૂલ્યારે ! કૂલણજી !–એ રાગ ]

રવિવારે રથ ફેરવી ચાલ્યા કથરે વ્હાલાજી,
આ પ્રીતલડી કેરો તે કીધો અંત, મારા વ્હાલાજી ! ૧
સોમે સુંદર શ્યામ સલુણા જાયરે, વ્હાલાજી !
આ નવ ભવ કેરો નેહ નકામો થાય, મારા વ્હાલાજી ! ૨

મંગળવારે સમરૂં મંગળ ચારરે, વ્હાલાજી!
આ નેમ નગીનો નમવા થાઉં તૈયાર, મારા વ્હાલાજી! ૩
બુધવારે હુ બોધ બીજને પામીરે, વ્હાલાજી!
આ સંયમ સાધી નેમ થયા શીવગામી, મારા વ્હાલાજી! ૪
ગુરૂવારે ગુણના સાગર મળીયારે, વ્હાલાજી!
હવે ભવના ફોગટ ફેરા મારે ટળીયા, મારા વ્હાલાજી! ૫
શુક્રવારે શીવાદેવી સુતરે, વ્હાલાજી!
આ જાદવ કુલનો ચંદ જુઓ અદ્ભૂત, મારા વ્હાલાજી! ૬
શનિવારે શોક ગયો છે નાશીરે, વ્હાલાજી!
આ રાજુલા નારી દર્શનની પ્યાશી, મારા વ્હાલાજી! ૭
શેશા વનમાં સાત વાર જે ગાશેરે, વ્હાલાજી!
આ ગિરનારે મુક્તિનો મેળો થાશે, મારા વ્હાલાજી! ૮
શ્રી નેમ પ્રભુજી કેરા શુભ પશાયરે, વ્હાલાજી!
આ સેવક **દોલત** નેમ તણા ગુણગાય. મારા વ્હાલાજી! ૯

## પદ ૧૭૨–નેમનાથ ને રાજિમતિની ગરબી.

[ સોના ઈંઢુણી રૂપા બેડલું રે, યાદવ ઉભા રહો રંગરસીઆ–એ રાગ ]

રાજુલ કરજોડી વિનવેરે, જાદવ ઉભા રહો રંગ રસીઆ,
તોરણ આવી કેમ જાઓરે, જાદવ ઉભા રહો રંગ રસીઆ,
આઠે ભવની મારી પ્રીતડીરે, જાદવ ઉભા રહો રંગ રસીઆ,
નવમે જ્ઞાની ઘેર આવોરે, જાદવ ઉભા રહો રંગ રસીઆ. ૧
પશુ દયા દીલમાં ધરી રે, જાદવ ઉભા રહો રંગ રસીઆ,
મેલી ચાલ્યા ગિરનાર રે, જાદવ ઉભા રહો રંગ રસીઆ,
ગુણ અવગુણ તણી વાતડી રે, જાદવ ઉભા રહો રંગ રસીઆ,
પૂછી નહિ સીરદાર રે, જાદવ ઉભા રહો રંગ રસીઆ. ૨

જાવતો મુને સગ લીજીએ રે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
મહેર કરી મહારાજ રે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
પ્રીતિ દાનમા નન દીજીએરે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
સુધાર્યા ભવોભવના કાજરે જાદવ ઉભા રહો રગ રસીઆ, ૩
સૈયરો સાથે લઈ સચર્યારે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
જઈ ભેટયા જગદીશ રે જાદવ ઉભા રહો રગ રસીઆ,
વ્રત લઈને કેવળ પામીયારે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
પૂરી છે મન જગીશરે, જાદવ ઉભા રહો રગ રસીઆ ૪
ધન્ય પતિને ધન્ય કામનિરે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
પહોચ્યા છે મુક્તિ ધગ્મામરે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
**ઉમેદચંદજી**ના ભાગ્યથીરે, જાદવ ઉભા રહો રગ રસીઆ,
તસ્સ ગુણ સુખડે ગવાયરે, જાદવ ઉભા રહો રગ રસીઆ ૫

## પદ ૧૭૩-નેમપ્રભુજી વિષે.

[ રસિયા આવજો રે રાતે—એ રાગ ]

શ્રી ગુરૂ ચરણેરે નમીએ, હવે અમે ભવસાગર નહિ ભમીયે,
ભવોભવ ભમતારે લાધ્યું, મારૂ મન નેમ પ્રભુજીશું બાધ્યું,
મનડુ બાધ્યુંરે એની, હવે હું તો વાત ન માનું કોની ૧
પશુડાની સૂણીરે વાણી, નેમજીએ રથ ગ્રાચ્યો છે તાણી,
બધન છોડારે બાલા, એણીપેરે બોલે નેમ દયાલા ૨
રાજુલ એણીપેરેરે બોલે, નહિ કોઈ નેમ પ્રભુજીને તોલે,
તોરણ આવીરે વળીયા, એવા નેમ પ્રભુજી બળીયા ૩
વરશી દાનજરે દીધુ, સયમ શેસાવનમા લીધો,
કેવળ પામ્યારે સ્વામી, સેવક **શીવજી** નમે શીરનામી ૪

## પદ ૧૭૪–પાર્શ્વપ્રભુજી વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

પાર્શ્વ જિનેશ્વર રે સ્વામી, ભવિજન સેવો શીવપદ ગામી,
અશ્વસેન રાજા રે જાયો, નગરી વણારસી બહુ સુખ પાયો. ૧
નીલે વર્ણે રે સોહે, લંછન નાગ પ્રભાવતિ મોહે.
નવકર શોભે રે કાયા, એકસો વર્ષ મહાસુખ પાયા. ૨
સુરતી મોહન રે ગારી, જોતાં મુજ મન લાગે પ્યારી,
નયન રંગીલાં રે સોહે, નીરખી ભવિજનનાં મન મોહે. ૩
પ્રભુશું લાગી રે માયા, ગાતાં નિર્મળ થાયે કાયા,
એહવા પ્રભુજીને રે સેવો, પામો મુક્તિનો ફળ મેવો. ૪
નેહ નજરથી રે નીરખો, સેવક કરજો સ્વામી સરીખો,
અર્જ સૂણોને રે સ્વામી, સેવક **શીવજી** કહે શીરનામી. ૫

## પદ ૧૭૫–નેમનાથનો ગરબો.

[મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કાન! કયાં રમી આવ્યા ? એ રાગ.]

તમને કહેવાય કેમ કાળા, હો નેમ! રાજ રઢીયાળા,
રાજ રઢીયાળા, અનંત રૂપવાળા, તમને. ટેક.
રાજેમતિને લાગ્યા રૂપાળા, શિવાદેવીના બાળા, હો નેમ!
જાણ્યા જન્મથી ત્રણ જ્ઞાન વાળા, એહવા તેં નેમજી રૂપાળા. હો નેમ! ૧
અંદરથી ધોળા ને ઉપરથી કાળા, શ્વાસ સુગંધીવાળા, હો નેમ!
છાના આહારી ને છાના નિહારી, નહિ પરસેવા વાળા. હો નેમ! ૨
રાજેમતિના બોલ રૂપાળા, તે નહિ સાંભળવા વાળા, હો નેમ!
પૂર્યાં પશુડાં પાડે બરાડા, તેને છોડાવવા વાળા. હો નેમ! ૩
રાજેમતિના રાગની માળા, તેને એ તોડવા વાળા, હો નેમ!
**ચંદ્ર** રાજુલને સિદ્ધિ નગરમાં, પહેલી પહોંચાડવા વાળા. હો નેમ! ૪

## પદ ૧૭૬–નેમપ્રભુ અને રાજિમતિ વિષે.

[ મણિતુલ્ય મહારાજ કરૂ અરજ હું આજ—એ રાગ. ]

સમુદ્ર વિજય કુલચંદ, શિવાદેવીના નંદ, છોડ્યા જગતના ફંદ,
શીવપુરીમાં સુખે સિધાવીયા. એ ટેક. ૧
પેખી પશુના વૃંદ, સુણી સ્વર આક્રંદ, જાન વાળી જિણંદ. શી. ૨
રાજુલ બોલે છે એમ, પાછા જાઓ છો કેમ, પ્રભુ બોલોને નેમ. શી. ૩
વહુ આણીને વ્હાલ, પ્રભુ રાખોને ખ્યાલ, તુમે દીનદયાળ. શી. ૪
દીધું વાર્ષિક દાન, સંયમ લીધો સુજાન, પામ્યા કેવલ જ્ઞાન. શી. ૫
વાણી અમૃત ધાર, સાંભળીને તે વાર, બોધ પામ્યાં નરનાર. શી. ૬
મુનિ સહસ્ર અઢાર, સતિ ચાલીશ હજાર, લીધો સંયમભાર. શી. ૭
રાજુલ મલવાને નાથ, ચાલ્યાં સૈયરો સાથ, ગ્રહી હાથમાં હાથ. શી. ૮
આવ્યાં ગઢ ગિરનાર, તિહાં વર્ષ્યો જલ ધાર, રાજુલ ભિંજ્યા તે વાર.શી. ૯
ગયાં ગુફાની માંય, ચીવર સુકાવા ત્યાંય, દિઠા દેવર ભાય. શી.૧૦
રાજુલ રૂપનિહાળ, ચૂકયો ચારિત્ર ખ્યાલ, આણ્યો વિષયમાં વ્હાલ.શી૧૧
રાજુલ સતિનો વીર, બોધ સુણી સુધીર, થયા સંયમમાં સ્થિર. શી.૧૨
નવે ભવની આ પ્રીત, જેણે રાખી ખચીત, જુઓ ઉત્તમની રીત. શી.૧૩
ધન્ય રાજુલ ને નેમ, ધન્ય મુનિ રહનેમ, પાલ્યો પૂર્ણ તે પ્રેમ. શી.૧૪
શામ મુનિની આશ, પુરો પ્રભુજી ખાસ, આપો શિવપુર વાસ. શી.૧૫

## પદ ૧૭૭–રાજિમતિ સતીની નેમપ્રભુ પ્રત્યે સદ્‌ભાવના.

[ રાગ પુનમ ચાંદની. ]

પરમકૃપાળુ પ્રભુજી દીધાં દર્શન પ્રેમથીરે,
મારા મનના મોહન, અંતરના આધાર,
આ દાસીનાં દુઃખડાં સર્વે દૂરે ટાળજોરે,
શિવનગરીમાં જાવા સાથે લ્યો આ વાર. પરમ૦ટેક.

સાખી:—સાસરીયે હું નહિ રહું, પિયર પર નહિ પ્રેમ,
સુખ સંસારી છોડીને, સાથે આવું નેમ,
આજે અપાર અર્ણવ પાર ઉતારણ કારણેરે,
આવ્યા આપ ચલાવી ઉગ્રસેન દરબાર. પરમ૦ ૧
સાખી:—સમય જાણીને આવીયા, વિગતે કરવા વાર,
ગુરૂવર સ્વામી ગુણનિધિ, અબલાના આધાર,
પૂર્વ ભવનો પ્રેમ પવિત્ર આપે પાળીયોરે,
દયાળુ દેવથી આનંદ અંતરમાં અપાર. પરમ૦ ૨
સાખી:—પ્રીત સગાઈ મેં કરી, અખંડ રહેવા કાજ,
તોરણ આવ્યા તારવા, શામળીઆ શિરતાજ,
એવા વિવેકી વરને જાઉં, કોટી વારણેરે,
ત્રિવિધ તાપ ટાળીને શાંતિના કરનાર. પરમ૦ ૩
સાખી:—વિશ્વેશ્વર વલગી રહી, પૂરણ રાખી ટેક,
અવર કંથ નહિ આદરૂં, ઇણ ભવ સ્વામી એક,
માટે મનમાં ઇચ્છા શ્રી ભગવંતને ભેટવારે,
સુંદર શીવપુરીમાં દેવતણે દરબાર. પરમ૦ ૪
સાખી:—આત્મ ધર્મ હું આદરૂં, કુટીલ તજી સહુ કામ,
તારક હે પ્રભુ તારજો, નેમી આપનું નામ,
પૂરણ પુરૂષોત્તમના પવિત્ર પગલાં પામીનેરે,
આવું પગલે પગલે પાછળ, ગઢ ગિરનાર. પરમ૦ ૫
સાખી:—નાથ નગીના નેમજી, લળી લળી લાગું પાય,
વિચાર આ અંતર તણો, પામી આપ પશાય,
હે શરણાગત સ્વામી આ બાલા ઉદ્ધારજોરે,
વ્હાલા વેગે કરજો નારીનો નિસ્તાર. પરમ૦ ૬

સાખી:—તોરણથી પાછા વળ્યા, બહાદુરી ધરી નેમ
તેમ સતી રાજિમતિ, પતિવ્રત પાળ્યું પ્રેમ,
ધન્ય ગ્રહ નેમી પણ સયમથી શીવપુરી વરયારે,
વંદે શામ મુનિ તે ત્રણેને વારવાર પરમ૦ ૭

## ૧૩–સાત વાર, પંદર તિથિ, બાર માસ.

### પદ ૧૭૮–અઢાર પાપસ્થાન ત્યાગવા વિષે સાતવાર.

[ વાનાજીની વાટડી અમે જોતા રે—એ રાગ ]

આદિત્યવારે આત્મશુદ્ધિ કરીયેરે, પ્રાણઘાત મૃષા પરિ હરીયેરે,
વળિ અદત્ત હાથે નવ ધરીયે.
સૂણો ભવિવાર સાને ઉદારરે, જેમ પામીએ ભવ કેરો પાર સૂ ટેક ૧
સોમવારે તે સોમ વદનરે, દેખી ઉપજે અગ મદનરે,
પર ત્રિયા તજે તેને ધન્ય સૂણો૦ ૨
મગળવારે તે માગલિક ધર્મરે, જાણી તેહનો સાચો મર્મરે,
તજો પરિગ્રહ મોટો અધર્મ સૂણો૦ ૩
બુધવારે બુદ્ધિના દરિયારે, ક્રોધ માન માયા પરિહરીયારે,
લોભ છાડીને શીવ વધુ વરીયા સૂણો૦ ૪
ગુરુવારે ગુરુને આરાધોરે, રાગદ્વેષ બે ચોરને બાધોરે,
ક્લેશકાર કરે બહુ વાધો સૂણો૦ ૫
શુક્રવારે સૂણો તમે ભાઈરે, કુડા કલક તજો પીશુનાઈરે,
પિઠિ મસ કહો કોણ ખાય ? સૂણો૦ ૬
શનિવારે સુધ્યાન ધરીજેરે, રતિ અરતિ દૂર કરીજેરે,
માયા મૃષા મિથ્યાત્વ હરીજે સૂણો૦ ૭
સાત વાર કહ્યા સુખકારીરે, સૂણી ધર્મ કરો નરનારીરે,
ઓઢીદાસ તસ બલિહારી સૂણો૦ ૮

## પદ ૧૭૯–ઉપદેશી સાત વાર.

[ રઘુપતિ રામ હૃદયમાં રેજો રે—એ રાગ. ]

સખી આદિત્યે આદિત્યકારીરે, નમુ વીર પ્રભુ ગુણધારીરે,
જેણે તાર્યા ઘણા નર નારી, સિદ્ધાર્થનંદ ઉરમાં રેજોરે. ૧
સખી સોમે તે શીતળ તાઇરે, જેના મુખપર ચંદ્ર છવાઇરે,
ષટ્કાયના છે સુખદાઈ. સિદ્ધાર્થ૦ ૨
સખી મંગળે મંગળ કરતારે, મહીમંડળમાં પગ ધરતારે,
કષ્ટ કર્મ ભર્મને હરતા. સિદ્ધાર્થ૦ ૩
સખી બુદ્ધે તે બુદ્ધિના દાતારે, નંદ ત્રિશલાના જગત વિખ્યાતારે,
આપી સદ્‌બુદ્ધિ કર્તા શાતા. સિદ્ધાર્થ૦ ૪
સખી ગુરૂવે ગુરૂ ગુણ ગાવોરે, નર ભવનો લીઓ શુભ લાવોરે,
ફરી મળશે ન અવસર આવો. સિદ્ધાર્થ૦ ૫
સખી શુક્રે સુકૃત કરી કામરે, નિત્ય ઉઠી જપો જિન નામરે,
જેથી પામો શિવપુર ધામ. સિદ્ધાર્થ૦ ૬
સખી શનિયે સુમતિ નીહાળીરે, ક્રોધ માન માયા લોભ ટાળીરે,
રાખો આત્મ ગુણ અજવાળી. સિદ્ધાર્થ૦ ૭
સાતે વાર જે ભાવથી ગાશેરે, તેના પાતિક દૂર પલાસેરે,
**વીર મુનિ** કહે છે ઉલ્લાસે. સિદ્ધાર્થ૦ ૮

## પદ ૧૮૦–ઉપદેશી સાત વાર.

[ વાલાજીની વાટડી અમે જોતાં રે—એ રાગ ]

સખી સોમે સૂણો સંત વાણીરે, સેવો શિયળ સદ્‌ગુણ જાણીરે,
છોડો દુર્ગુણ દુઃખની ખાણી, સૂણો સાત વાર આ સુખકારી.ટેક.૧
સખી મંગળે મોહને મમતારે, તજી ક્રોધને ધરજો સમતારે,
સુખ પામીયે ઇંદ્રીયો દમતાં. સૂણો૦ ૨

સખી બુધે રૂડી બુદ્ધિ ધરજોરે કદી કલ્પના કુડી ન કરજોરે,
સદા ધર્મ સુણીને સંઘરજો. સૂણો૦ ૩
સખી ગુરૂવારે ગુણવંતરે, સંત સેવો સદા ધરી ખંતરે,
તજી અંતરનો નિજ તંત સૂણો૦ ૪
સખી શુક્રવારે શુભ ભાવેરે, જેહ જ્ઞાની તણા ગુણ ગાવેરે,
તેહ કર્મ સકળને ખપાવે. સૂણો૦ ૫
સખી શનિવારે સંપી વસવુરે, બહુ દાંત દેખાડી ન હસવુરે,
ખળ સંગતથી દૂર ખસવુ સૂણો૦ ૬
સખી રવિએ રૂડા કૃત્ય કરજોરે, ક્રોધ માન માયા મદ હરજોરે,
પુણ્ય પંથમા પ્રીતે વિચરજો. સૂણો૦ ૭
સખી સાતવાર સુખકારીરે, સૂણો ભાવ ધરી નરનારીરે,
વદે વિનય મુનિ હિતકારી સૂણો૦ ૮

## પદ ૧૮૧-શિખામણના સાત વાર

[ રઘુપતિ રામ હૃદયમા રેજો રે—એ રાગ ]

રવિવારે રસે જ્ઞાન ધરજોરે, નિત્ય નિર્મળ બોધમા ઠરજોરે,
ઉપકારથી પરદુ:ખ હરજો, સ્નેહે કરી શ્રાવીકા બોધ ધારોરે ટેક ૧
સોમવારે શ્રી સમકીત ધરજોરે, દેવ ગુરૂ ધર્મ શુદ્ધ વરજોરે,
મિથ્યા પાખંડને પર હરજો સ્નેહે૦ ૨
મન મંગળ મંગળે રાખોરે, નિત્ય સત્ય વચન શુદ્ધ ભાખોરે,
સારા સદ્ગુણના ફળ ચાખો. સ્નેહે૦ ૩
બુધવારે સુબુદ્ધિથી ચાલોરે, દોષ દુર્ગુણ દૂરથી ટાળોરે,
પ્રેમધારી પતિવ્રત પાળો. સ્નેહે૦ ૪
ગુરૂવારે ગૌરવને વધારોરે, ચિત્ત ગર્વ ગુમાન ન ધારોરે,
ખોટા વ્હેમ વિશેષ વિદારો સ્નેહે૦ ૫

શુક્રવારે સુકૃત્ય નિત્ય કરવાંરે, વ્રત નિયમ નિરંતર ધરવાંરે,
ભવસાગરના દુઃખ હુરવા. સ્નેહે૦ ૬
શનિવારે સુઘડતા ધરજોરે, સતિ ચરિત્ર શ્રવણ નિત્ય કરજોરે,
ધરી પ્રીતિ તેને અનુસરજો. સ્નેહે૦ ૭
સાત વાર આ શ્રાવક નારીરે, ગાવે સાંભળે સ્નેહથી ધારીરે,
જન્મ નારી તણો હ્યે સુધારી. સ્નેહે૦ ૮

## પદ ૧૮૨–શ્રાવિકા બ્હેનોને શિખામણના સાત વાર.

[ મુળીબાઈના મહિનાનો રાગ ]

સખી આદિતે અરિહંત નામકે, સ્મરણ કરીયેરે,
સ્થિર રાખી મનના વિચાર, નિત્ય નિયમ ધરીયેરે. ૧
સખી સોમે તે સૈયર સાથ, દર્શને જઈયેરે,
વંદી ગુરૂજીના નિત્ય પાય, પાવન થઈયેરે. ૨
સખી મંગળે મંગલિક સાર, ગુરૂમુખ ધારીરે,
અમૂલ્ય પદાર્થ એહ, શરણાં ચારીરે. ૩
સખી બુધવારે બુદ્ધિ જ્ઞાન, પ્રગટ કરીયેરે,
સામાયિક શુદ્ધ આચાર, વિનયથી ધરીયેરે. ૪
ગુરૂવારે ગુરૂજીની સેવા, કરો સહુ બેનીરે,
નિદ્રા વિકથા ચાર, કરીએ નહિ કોનીરે. ૫
સખી શુક્રે સૂત્ર સિદ્ધાન્ત, પ્રભુ મુખ વાણીરે,
સાંભળી ધરીયે મનજ્ઞાન, ઉગારીએ પ્રાણીરે. ૬
શનિવારે તે શુદ્ધ વિચાર, મનમાં ધારીરે,
વ્રત લીજીએ ગુરૂજીની પાસ, થાએ સુખકારીરે. ૭
વાર સાતે શિખામણ સાર, દીલમાં ધરીયેરે,
પામી ચિંતામણિ સમ દેહ, શીદ પરહરીયેરે. ૮

ગુરૂ મંગળજી સ્વામી પસાય, શિખામણુ સારીરે,
મુનિ શામ કહે ધરો ચિત્ત, સહુ નરનારીરે. ૯

## પદ ૧૮૩–પતિવ્રતા બ્હેનોને શિખામણના સાત વાર.

[ ઓધવજી સંદેશો કહેજો મારા શ્યામને—એ રાગ. ]

આદિતવારે અબળા આળસ મેલીને,
રાખો અંગ વિષે રૂડો ઉછરંગ જો,
ભક્તિની જુક્તિ અતિ ઉત્તમ જાણવા,
કીજે સંત મહંત તણો સત્સંગ જો. આ૦ ૧
સોમે શીતળ શીલ સ્વભાવે સર્વદા,
જાળવીએ શિયળને કુળ મર્યાદ જો,
પિયર અને સાસરીઆ ચાહે ચિત્તથી,
ચતુરા અંતર રાખો એવી યાદ જો. આ૦ ૨
ભોમે ભૂમિસમ શુભ ધીરજ ધારીએ,
સજીએ શાંતિ ક્ષમા દયા શણગાર જો,
સ્વામીને આનંદ સદા ઉપજાવીએ,
સ્વજન સબંધીનો મેળવીએ પ્યાર જો. આ૦ ૩
બુધે બુદ્ધિ બળથી ખળને બોધીએ,
શોધી સુખકર શિખામણનો સાર જો,
વિદ્યા વેલી વિનયથકી વધારીએ,
ટાળી વ્હેમ ભરેલા સર્વ વિચાર જો. આ૦ ૪
ગુરૂવારે ગુણવાન શિર સ્વામિ ગણી,
માનુનિ દીજે મનતણું મોટું માનજો,
સુખદુઃખમાં આધિન રહો સંતોષથી,
ભલો બુરો પણ ભર્તા તે ભગવાન જો. આ૦ ૫

શુક્રવારે સુક્ષ્મ વાત વિચારીએ,
પ્રેમ નેમથી કેવલ જે પ્રતિકૂળજો,
મૂળજ એવા દુઃખનું બાળી નાખીએ,
જરૂર જેથી અંતે ઉપજે શૂળ જો. આ૦ ૬

શનિ રહો નિશદિન ઈશ્વરના ધ્યાનમાં,
જેનો આપણુને સાચો આધારજો,
**કાન** અનુપમ સુખ આપી આશા પૂરશે,
રાખો તેની શ્રદ્ધા સર્વ પ્રકાર જો. આ૦ ૭

[ કર્તા કાનજી ધર્મસિંહ. ]

## પદ ૧૮૪–શિખામણના સાત વાર.

[ આદિત્યે શ્રી અરિહંત અમ ઘેર આવોરે—એ રાગ. ]

આદિત્યવારે દેવ દર્શન કીજેરે,
કાંઈ નિત્ય ઉઠીને નામ પ્રભુજીનું લીજેરે. ૧

આ સોમવારે શિયલ નિર્મળ પાળોરે,
કાંઈ પાંચે ઇંદ્રિયના મદ તપ કરી ગાળોરે. ૨

આ મંગળવારે મન સ્થિર કરી રાખોરે,
કાંઈ આઠે કર્મના બંધ તોડી નાખોરે. ૩

આ બુધવારે બુઝો ઉત્તમ નરનારી જોરે,
કાંઈ કરો ધર્મનાં કામ સુંદર સુખકારીરે. ૪

આ બૃહસ્પતિ વારે ભય સવે જાય ભાગીરે,
કાંઈ ધરો દયા દીલમાંય પાપને ત્યાગીરે. ૫

આ શુક્રવારે સુકૃત કામો કીજેરે,
કાંઈ દઈ સુપાત્રે દાન, અમૂલ્ય લાભ લીજેરે. ૬

આ શનિવારે સમય મળ્યો છે સાચોરે,
કાંઈ છોડી સંસારી મોહ, ધર્મમાહી રાચોરે ૭
આ વાર સાતે પુરા થયા શુભ સંગેરે,
કાંઈ નાગોર શહેર ચોમાસું કર્યું મનરંગેરે ૮

## પદ ૧૮૫-શ્રાવિકાને બાર વ્રત આદરવા વિષે પંદર તિથિ.

[ વાલાજીની વાટડી અમે જોતારે—એ રાગ. ]

સખી પડવે પરમ ગુરૂદેવરે, શુદ્ધ માર્ગદર્શક સેવરે,
તજી કાળ અનાદિની ટેવ, નમો નિત્ય વીરજી સુખકારીરે ૧
સખી બીજે બોધી બીજ વરીયેરે, મિથ્યા દર્શનને પરહરીએરે,
સમકીત રત્ન ઉર ધરીએ નમો૦ ૨
સખી ત્રીજે તીર્થંકર વાણીરે, સૂણો ભાવધરી ભવિપ્રાણીરે,
જાણી ગુણ અનંતની ખાણી નમો૦ ૩
સખી ચોથે ત્રસસ્થિર પ્રાણીરે, નિજ આતમની પરે જાણીરે,
હિંસા મ કરો દયા દીલ આણી નમો૦ ૪
સખી પાંચમે પંચમા બેઠારે, નવ બોલીએ વેણજ જુઠારે,
સત્યવ્રત પાળો થઈ શેઠા નમો૦ ૫
સખી છઠ્ઠે છેતરી તું હરમારે, કુડા માપ ન રાખીએ ઘરમારે,
ચોરેલ વસ્તુ ન ધરીએ કરમા નમો૦ ૬
સખી સાતમે શિયળ પાળોરે, પરપુરૂષને દૂરથી ટાળોરે,
નવ વાડે આત્મ અજવાળો નમો૦ ૭
સખી આઠમે આઠને એકરે, પરિગ્રહ પરિમાણુ કરી વિવેકરે,
ચાલો રાખી ધર્મની ટેક નમો૦ ૮
સખી નોમે નર ભવ ભારીરે, ધરો ધારણા દિશા ચારીરે,
નવિ જશો કદિ હદબારી. નમો૦ ૯

સખી દશમે કર્માદાનરે, દુઃખકારી એ પાપનું સ્થાનરે,
છવીસ બોલનું કરીએ માન. નમો૦૧૦
સખી અગ્યારસે અનર્થકારીરે, અનર્થા દંડ તે ચાર પ્રકારી,
વેણુ વદીયે નિર્વદ્ય વિચારી. નમો૦૧૧
સખી બારસે અવ્રત બારરે, કરો છ કોટિએ પરિહારરે,
ધરો સામાયક સુખકાર. નમો૦૧૨
સખી તેરસે દિશાવગાશીરે, ચૌદ નિયમ ધરોને વિમાસીરે,
તજી નિદ્રા વિકથાને હાંસી. નમો૦૧૩
સખી ચૌદસે આઠમ પાખીરે, કરો પોષા સુધારસ ચાખીરે,
શીવ વરસો અમર નામ રાખી. નમો૦૧૪
સખી પૂનમે પૂરણ ભાવેરે, વહોરાવો ગુરૂઘર આવેરે,
જેથી અશુભ કર્મ દૂર થાવે. નમો૦૧૫
સખી પંદર તિથિએ સારરે, ભાખ્યાં શ્રાવકનાં વ્રત બારરે,
**વીર સુનિ** શિક્ષા હિતકાર. નમો૦૧૬

## પદ ૧૮૬-ઉપદેશી પંદર તિથિઓ.

[ આવોને નંદના લાલ રમવા આવોને રે—એ રાગ. ]

પડવે પ્રીતે પ્રભુ ધ્યાનજ ધરીએ, નવકાર મંત્રને નિત્ય સમરીએ,
ભવજળ પાર ઉતરીએ, સૂણજો સ્નેહ ધરીને. ટેક. ૧
બીજે તે બોલજો બોલ વિચારી, નિજ પર દુઃખ ન થાય લગારી,
ચાલજો ચાલ સુધારી. સૂણજો૦ ૨
ત્રીજે તજી દઈને તંત તારા, ભાવ ધરી ભજી લે સંત સારા,
ભવોભવ સુખ કરનારા. સૂણજો૦ ૩
ચોથે ચંચળ ચિત્તને વશ કરજો, વિનય વિવેક વિચારને ધરજો,
દીલડામાં દોષથી ડરજો. સૂણજો૦ ૪

પાંચમે પાપના પંથે ન પડજો, ઘટડામાં ઘાટ અઘટ નવ ઘટજો,
પુણ્યનો પંથ પકડજો. સૂણજો૦ ૫
છઠે છાના છળ છિદ્ર ન ધરજો, છળે કરી કોઈને ન છેતરજો,
છકાઈની રક્ષા કરજો. સૂણજો૦ ૬
સાતમે સાંભળજો સંતવાણી, સાંભળી છાંડજો દુર્ગુણ ખાણી,
અંતરમાં હર્ષ આણી. સૂણજો૦ ૭
આઠમે આઠ મદોને દબાવો, નમ્ર ભાવે ધર્મમંદીરે આવો,
આનંદ ઉર જગાવો. સૂણજો૦ ૮
નોમે નક્કી મૂકીને મરી જાવું, ફરી નહિ મળશે સુંદર તન આવું,
શાંતપણે સમજાવું. સૂણજો૦ ૯
દશમે દાન દીઓ શુભ ભાવે, દુઃખ દારિદ્ર જેથી દૂર જાવે,
શિવરમણી સુખ પાવે. સૂણજો૦ ૧૦
અગીયારસે ઉરમાં અરિહંત, ભાવ ધરી ભજીયે ભગવંત,
કર્મનો કરવાને અંત. સૂણજો૦ ૧૧
બારસે બાળક બુદ્ધિ નિવારો, સદ્‌ગુણરૂપી સજ્જો શણગારો,
આનંદે આત્મ સુધારો. સૂણજો૦ ૧૨
તેરસે તન ધનમાં ન લોભાશો, તૃષ્ણા નદી માંહી રે ન તણાસો,
ફુલી ફુંદે ન ફસાશો. સૂણજો૦ ૧૩
ચૌદશે ચેતજો ચિત્ત અચિંત, કાળ ઝપાટો દીએ શિર નિત્ય,
ધર્મમાં ધરજો પ્રીત. સૂણજો૦ ૧૪
પૂનમે પુણ્યના પંથમાં ચાલો, પરનિંદા પ્રમાદને ટાળો,
આતમને અજવાળો. સૂણજો૦ ૧૫
પંદર તિથિઓ પ્રેમથી ગાઈ, ઓગણીસેં સીત્તેર બરવાળામાંહી,
**વિનય મુનિ** હરખાઈ. સૂણજો૦ ૧૬

## પદ ૧૮૭-ઉપદેશી પંદર તિથિઓ.

[ રઘુપતિ રામ હૃદયમાં રેજો રે-એ રાગ ]

સખી પડવે પરમેશ્વર ભજીયેરે, જુઠી જગની જંજાળોને તજીએરે,
શુભ શિયળ આભૂષણ સજીએ, નાભિ નૃપનંદને નિત્ય નમીએરે. ૧

સખી બીજે બે બંધન ટાળોરે, રાગ દ્વેષને તરત પ્રજાળોરે,
યા સર્વે જીવોની પાળો. નાભિ૦ ૨

સખી ત્રીજે ત્રિલોકના ત્રાતારે, ભજો ભાવથી છે સુખ દાતારે,
છોડી છળ કપટની વાત. નાભિ૦ ૩

સખી ચોથે ચતુર થઈ ધર્મેરે, વિનયવાન બનો હળવા કર્મેરે,
મિથ્યા માર્ગે ભમો નહિ ભરમે. નાભિ૦ ૪

સખી પાંચમે પાંચ પ્રમાદોરે, વળી પંચ વિષયના સ્વાદોરે,
ત્યાગો ધર્મના વાદ વિવાદો. નાભિ૦ ૫

સખી છઠ્ઠે છેતરશો ન કોનેરે, કદી છેતરે તમને કો છોનેરે,
શુદ્ધ સરલ સ્વભાવે રહોને. નાભિ૦ ૬

ખી સાતમે સમતા આણીરે, કરો સામાયક શુભ જાણીરે,
રો સમજીને ધર્મ કમાણી. નાભિ૦ ૭

ખી આઠે કર્મના હંતારે, દેવ એજ ગણો ભગવંતારે,
તાં શરણે આવે અઘ અંતા. નાભિ૦ ૮

ખી નોમે તત્ત્વો નવ જાણોરે, જાણી પરહરજો પાપસ્થાનોરે,
ખ્યું ભગવાને તે સત્ય માનો. નાભિ૦ ૯

ખી દશમે દશ વિધ લેખોરે, શુદ્ધ સંતનો ધર્મ તે પેખોરે,
વા સંતનું દર્શન દેખો. નાભિ૦૧૦

ખી એકાદશે અગીઆરેરે, પડિમા શુદ્ધ શ્રાવક ધારેરે,
તો ઉતરશે ભવપારે. નાભિ૦૧૧

સખી બારસે ભાવના બારેરે, રૂડા સજ્જન ચિત્ત વિચારેરે,
દયા દાનને ધ્યાનમા ધારે. નાભિ૦૧૨
તજ તેરસે પરનર રસનેરે, વધે વ્યાધિ આપે અપયશનેરે,
સજ સ્વામીની સેવા સરસને નાભિ૦૧૩
સખી ચૌદને ચૌદ ગુણ ઠાણારે, જેમા આત્મસ્વરૂપ સમાણારે,
તે તો સિદ્ધ પદે નોધાણા નાભિ૦૧૪
સખી પુનમે પદર ભેદેરે, સિદ્ધ થાય વળી નિર્વેદેરે,
જેથી જન્મ મરણ ભવ છેદે નાભિ૦૧૫
સખી પદરે તિથિ કહી ભાવેરે, આરાધે તે સરસ સુખ પાવેરે,
શુક કહે ભવપારને જાવે નાભિ૦૧૬

[ કર્તા-શાહ પોપટલાલ કેવલચદ રાજકોટ ]

## પદ ૧૮૮-ઉપદેશી બાર માસ.

[ વાલાજીની વાટડી અમે જોતારે-એ રાગ ]

પ્રણમુ આદીશ્વર ઉલ્હાસેરે, હરખે ગાઈશુ બારે માસરે,
જેમ પામીએ શીવપુર વાસ, ભાવે ધર્મ કીજીએ બારે માસરે ટેક ૧
અષાઢે આરભને છડોરે, ધર્મ કાર્ય કરવાને મડોરે,
નિજ આઠ કર્મને ખડો ભાવે ધર્મ૦ ૨
શ્રાવણે કરો સદ્ગુરૂ સેવારે, જેમ સુખ પામો નિત્ય મેવારે,
તમે છડો મિથ્યાત્વના હેવા ભાવે ધર્મ૦ ૩
ભાદરવે ભવ ભય જાય ભાગીરે, તમે થાઓ સવરના રાગીરે,
એમ કહી ગયા વીતરાગી ભાવે ધર્મ૦ ૪
આસોએ આશ્રવને ત્યાગોરે, તજી આગસ ઉંઘથી જાગોરે,
પાચે ઈંદ્રી પોતા વશ માગો ભાવે ધર્મ૦ ૫
કારતકે કરૂણા દીલ ધરજોરે, છયે કાયની રક્ષા કરજોરે,
નેદા વિકથાને પરહરજો. ભાવે ધર્મ૦ ૬

માગસરે મનુષ્ય દેહ પાઇરે, વળી આર્ય દેશમાં આઇરે,
જૈન ધર્મ કરો સુખદાયી. ભાવે ધર્મ૦ ૭
પોષ માસે પાર ઉતરશેરે, જે કોઈ સદ્‌ગુરૂનો સંગ કરશેરે,
તે તો સંસાર સોહીલો તરશે. ભાવે ધર્મ૦ ૮
માઘ માસે તે માનને ગાળોરે, નિજ આતમને અજવાળોરે,
અવિનય ટાળી વિનય ગુણે મ્હાલો. ભાવે ધર્મ૦ ૯
ફાગુણે ફરીયો ગતિ ચારરે, મિથ્યા માર્ગથી આવ્યો ન પારરે,
આજે સમય મલ્યો છે શ્રીકાર. ભાવે ધર્મ૦ ૧૦
ચૈત્ર માસે ચેતોને પ્રાણીરે, અસ્થિર આયુષ્ય અંજળી જળ જાણીરે,
તમે સૂણો સાધુજીની વાણી. ભાવે ધર્મ૦ ૧૧
વૈશાખે વિશેષ ગુણ રાખોરે, મુખથી સત્ય વચન નિત્ય ભાખોરે,
નક્કી શિવપુરી સુખ ચાખો. ભાવે ધર્મ૦ ૧૨
જેષ્ટ માસે જેણે ધર્મ કીધાંરે, તેના મનના મનોરથ સિદ્ધારે,
નર્ક તિર્યંચને તાળાં દીધાં. ભાવે ધર્મ૦ ૧૩
આજે પુરા થયા બાર માસરે, ધર્મ આરાધો મન ઉલ્લાસરે,
જેથી પામીએ અવિચળ વાસ. ભાવે ધર્મ૦ ૧૪
મહા પંડિત **દેવજી સ્વામી**રે, વંદે **કર્મચંદ** શીર નામીરે,
ગુરૂ પ્રતાપે સદ્‌બુદ્ધિ પામી. ભાવે ધર્મ૦ ૧૫

## પદ ૧૮૯–ઉપદેશી બાર માસ.

દુહો:—સદ્‌ગુરૂ ચરણ કમળ નમી, પામી તસ આદેશ,
શારદવદની શારદા, ટાળે સકળ ક્લેશ;
તાસ પસાએ વર્ણવું, દ્વાદશ માસ ઉદાર,
કહું સહુ તમે સાંભળો ચતુર સુગુણ નરનાર.

[ વીર કુંવરની વાતડી કોને કહીએ-એ રાગ ]

દ્વાદશ માસ મનોહર મનરંગે હારે મનરંગેરે મનરંગે,
હારે તમે ધર્મ કરો નિજ અંગે, હારે ઉમંગે આરાધ દ્વા૦ ૧
કાતી કાઢો દિલ તણી દુ ખકારી, હારે કુમતિ કુબુદ્ધિ કરો ન્યારી,
હારે સેવો સુમતિ વધુ સુખકારી, હારે વારી વિષય વિકાર. દ્વા૦ ૨
માગશીરે નમાવીને શુરૂ પાસે, હારે બોધ બીજ લહોને ઉલ્લાસે,
હારે જેહથી મિથ્યાત્વ તમ નાસે, હારે ત્રાસે કર્મ કઠોર દ્વા૦ ૩
પોષે સુપુરૂષ સેવીએ શુભ જ્ઞાની, હારે લોકાલોક પ્રકાશે ધ્યાની,
હારે જિન આણા જેણે મન માની, હારે તસ્સ દુષ્કૃત દૂર દ્વા૦ ૪
માતા ઉદર ભોગવ્યા દુ ખ પ્રાણી, હારે મળમૂત્ર દુર્ગંધની ખાણી,
હારે નવમાસ રહ્યો તીહુ ઠાણી, હારે જાણી ધર્મ સભાર. દ્વા૦ ૫
ફાગ ફજેતીએ ફૂલીઆ રંગ રસીઆ, હારે હોળી ખેલે અંતર ઉલસીઆ.
હારે બહુ જીવ હણીને હસીયા, હારે વસીઆ યમ પાસ. દ્વા૦ ૬
ચૈત્ર માસે ચેતવુ ચિત્ત પ્રાણી, હારે સાભળી જિનવરજીની વાણી,
હારે દયા ધર્મ વિશેષ વખાણી, હારે આણી અંતર પ્યાર દ્વા૦ ૭
વેશ્યા કપટની કોથળી સહી જાણો, હારે તેને ધ્યાન ચિત્તે મતિ આણો,
હારે તસ્સ સંગે જે લુબ્ધાણો, હારે કહાણો તે કપૂત દ્વા૦ ૮
જેષ્ટ અનુમતિ આદરો અલબેલા, હારે રંગીલા ન થાઇએ ગેહેલા,
હારે સાત વ્યસન કેફ તજો વ્હેલા, હારે મેવા મહા દુ ખદાય. દ્વા૦ ૯
આષાઢે આત્મ આપણો શુદ્ધ કરીએ, હારે વ્રતધરીએ સંવર અનુસરીએ,
હારે કર્મ હરીએ શિવ સુખ વરીએ, હારે તરીએ સંસાર. દ્વા૦ ૧૦
શ્રાવણે સાચુ ન સરદહે મિથ્યા ભર્મ, હારે અજ્ઞાન અંધારૂ અધર્મ,
હારે શુદ્ધ ધારોને ધર્મનો મમ, હારે કર્મ કષ્ટ પલાય. દ્વા૦ ૧૧
ભાદરવે જાણો કારમુ એહ અંગ, હારે ઢંગ રહિત પતંગનો રંગ,
હારે પ્રાણી છડો અનંગનો સંગ, હારે પહીચાણી પન્નગ દ્વા૦ ૧૨

આ સુખ સરવે શાશ્વતુ મતિ લેખો, હાંરે અંજલિ જળ યૌવન પેખે
હાંરે અંદર આંખ ઉઘાડીને દેખો, હાંરે ઉવેખો અજ્ઞાન. ઢા૦
બારે માસ બનાવીયા મેં ઉલ્લાસે, હાંરે એ ગુણુ વીશ પંદરમે વાસે,
હાંરે શુદ અષ્ટમી ભાદરવા માસે, હાંરે રાજકોટ મોઝાર. ઢા૦
પૂજ્ય પુંજાજીનો જગતમાં જશ ગાજે, હાંરે સઘળી ઉપમા શુભ છા
હાંરે તસ શિષ્ય **ખોડો** જીવ કાજે, હાંરે કહ્યો એ ઉપદેશ. ઢા૦

[ કર્તા-ગોંડલ સંઘાડાના ખોડાજી સ્વામિ.

## પદ ૧૯૦–શ્રાવિકાના બાર વ્રત વિષે બાર માસ.

[રાગ સીતાજીના મહિનાનો.]

બ્હેની આવેલો કાર્તિક માસ, બારે વ્રત આદરો,
એકથી પાંચે ઇંદ્રિયના જીવ, તેનીતો રક્ષા કરો,
જૈની બ્હેનોએ પહેલું વ્રત, રૂડી રીતે પાળવું,
જેથી કર્મબંધન ન થાય, તેવી રીતે ચાલવું. ૧
બ્હેની માગશીર મહિને મન, નિશ્ચે કરી ધારજો,
બીજા વ્રતમાં મૃષાવાદ, તેને તો નિવારજો,
સર્વ બ્હેનોના સદ્‌ગુણ જેહ, જુઠાથી ઢંકાય છે,
દૂર્ગુણનો તે સરદાર, નરકે લઈ જાય છે. ૨
બ્હેનો પોષ માસે પરભવની, વાત વિચારવી,
અદત્તા દાન લેશો નહિ કોઈ, દુર્ગતિ નિવારવી,
ત્રીજા વ્રતમાં કરોને પચ્ચખાણુ, જશ રૂડો જાગશે,
જેથી આલોકે દુઃખ જાય, મુક્તિ સુખ માગશે. ૩
બ્હેની માઘ માસે નિત્ય, સુંદર શિયળ પાળવું,
એક ચિત્તે ધરી આચાર, આયુષ્ય રૂડું ગાળવું,
પરપુરુષ ભાઈ સમાન, તમે દિલમાં ધરો,
તજી કામી હરામીનો સંગ, ચોથું વ્રત આદરો. ૪

[ વીર કુંવરની વાતડી મને કહીએ–એ રાગ ]

દ્વાદશ માસ મનોહર મનરંગે, હાંરે મનરંગેરે મનરંગે,
હાંરે તમે ધર્મ કરો નિજ અંગે, હાંરે ઉમંગે આરાધ. દ્વા૦ ૧
કાતી કાઢો દિલ તણી દુઃખકારી, હાંરે કુમતિ કુબુદ્ધિ કરો ન્યારી,
હાંરે સેવો સુમતિ વધુ સુખકારી, હાંરે વારી વિષય વિકાર. દ્વા૦ ૨
માગશીરે નમાવીને શીર પાસે, હાંરે બોધ બીજ લહોને ઉલ્લાસે,
હાંરે જેહથી મિથ્યાત્વ તમ નાસે, હાંરે ત્રાસે કર્મ કઠોર દ્વા૦ ૩
પોષે સુપુરૂષ સેવીએ શુભ જ્ઞાની, હાંરે લોકાલોક પ્રકાશે ધ્યાની,
હાંરે જિન આણા જેણે મન માની, હાંરે તસ્સ દુષ્કૃત દૂર દ્વા૦ ૪
માતા ઉદર ભોગવ્યા દુઃખ પ્રાણી, હાંરે મળમૂત્ર દુર્ગંધની ખાણી,
હાંરે નવ માસ રહ્યો તીણુ ઠાણી, હાંરે જાણી ધર્મ સંભાર. દ્વા૦ ૫
ફાગ ફજેતીએ ફૂલીઆ રંગ રસીઆ, હાંરે હોળી ખેલે અંતર ઉલસીઆ.
હાંરે બહુ જીવ હણીને હસીયા, હાંરે વસીઆ યમ પાસ. દ્વા૦ ૬
ચૈત્ર માસે ચેતવુ ચિત્ત પ્રાણી, હાંરે સાંભળી જિનવરજીની વાણી,
હાંરે દયા ધર્મ વિશેષ વખાણી, હાંરે આણી અંતર પ્યાર. દ્વા૦ ૭
વેશ્યા કપટની કોથળી સહી જાણો, હાંરે તેને ધ્યાન ચિત્તે મતિ આણો,
હાંરે તસ્સ સંગે જે લુબ્ધાણો, હાંરે કહાણો તે કપૂત દ્વા૦ ૮
જેષ્ટ અનુમતિ આદરો અલબેલા, હાંરે રંગીલા ન થાઇએ ગેહેલા,
હાંરે સપ્ત વ્યસન કેક તજો વ્હેલા, હાંરે મેવા મહા દુઃખદાય. દ્વા૦ ૯
આષાઢે આત્મ આપણો શુદ્ધ કરીએ, હાંરે વ્રતધરીએ સંવર અનુસરીએ,
હાંરે કર્મ હરીએ શિવ સુખ વરીએ, હાંરે તરીએ સંસાર દ્વા૦ ૧૦
શ્રાવણે સાચુ ન મરદહે મિથ્યા ભર્મ, હાંરે અજ્ઞાન અંધારૂ અધર્મ,
હાંરે શુદ્ધ ધારોને ધર્મનો મર્મ, હાંરે કર્મ કષ્ટ પલાય. દ્વા૦ ૧૧
ભાદરવે જાણો કારમું એહ અંગ, હાંરે ઢંગ રહિત પતંગનો રંગ,
હાંરે આણી છંડો અનંગનો સંગ, હાંરે પહીચાણી પન્નગ દ્વા૦ ૧૨

આ સુખ સરવે શાશ્વતુ મતિ લેખો, હાંરે ગંભિ[illegible]
હાંરે અંદર આંખ ઉઘાડીને દેખો, હાંરે ઉવેખો [illegible]
બારે માસ બનાવીયા મેં ઉલ્લાસે, હાંરે એ ગુણ ચીત્ત[illegible]
હાંરે શુદ અષ્ટમી ભાદરવા માસે, હાંરે રાજકોટ [illegible]
પૂજ્ય પુંજાજીનો જગતમાં જશ ગાજે, હાંરે સઘળી ઉપમા [illegible]
હાંરે તસ શિષ્ય મોહન જીવ કાજે, હાંરે કહ્યો એ ઉપદેશ. [illegible]

[ કર્તા-ગોંડલ સંઘાડાના મોહનજી સ્વામિ. ]

## પદ ૧૯૦-શ્રાવિકાના બાર વ્રત વિષે બાર માસ.

[રાગ સીતાજીના મહિનાનો.]

બ્હેની આવેલો કાર્તિક માસ, બારે વ્રત આદરો,
એકથી પાંચે ઇંદ્રિયના જીવ, તેનીતો રક્ષા કરો,
જેની બ્હેનોએ પહેલું વ્રત, રૂડી રીતે પાળવું,
જેથી કર્મબંધન ન થાય, તેવી રીતે ચાલવું. ૧
બ્હેની માગશીર મહિને મન, નિશ્ચે કરી ધારજો,
બીજા વ્રતમાં મૃષાવાદ, તેને તો નિવારજો,
સર્વ બ્હેનોના સદ્‌ગુણ જેહ, જુઠાથી ઢંકાય છે,
દુર્ગુણનો તે સરદાર, નરકે લઈ જાય છે. ૨
બ્હેનો પોષ માસે પરભવની, વાત વિચારવી,
અદત્તા દાન લેશો નહિ કોઈ, દુર્ગતિ નિવારવી,
ત્રીજા વ્રતમાં કરોને પચ્ચખાણ, જશ રૂડો જાગશે,
જેથી આલોકે દુઃખ જાય, મુક્તિ સુખ માગશે. ૩
બ્હેની માઘ માસે નિત્ય, સુંદર શિયળ પાળવું,
એક ચિત્તે ધરી આચાર, આયુષ્ય રૂડું ગાળવું,
પરપુરુષ ભાઈ સમાન, તમે દિલમાં ધરો,
તજી કામી હરામીનો સંગ, ચોથું વ્રત આદરો

બ્હેની ફાગણે ફૂલો ન કાંઈ, દેખી ઋદ્ધિ કારમી,
કરો તૃષ્ણાનો પરિહાર, સંતોષ વ્રત ધારમી,
નવ પ્રકારના પરિગ્રહો તણું, પ્રમાણ કરો,
વ્રત પાંચમું ધારોને બાઈ, જેથી શિવ સુખ વરો. ૫
બ્હેની ચૈત્ર માસે તું ચેત, ધર્મ રૂડો પામીને,
છએ દિશાનું કરો પરિમાણ, અવ્રતને વામીને,
ધારેલી દિશાને ઓળંગી, આગળ જાવું નહિ,
નાવે શવઈ ઉપરની કાંઈ, છઠું વ્રત જાણો સહી. ૬
બ્હેની વૈશાખે વારંવાર, હું તુજને વિનવું,
ઉપભોગ અને પરિભોગ, કરતાં નિયમિત થવું,
પંદર જાતના કર્માદાન, શ્રાવકને વર્જવા,
વાર વાણી વદે છે એમ, એનાથી અલગ થવા. ૭
બ્હેની જેઠ માસે તું જાગ, વૃથા શું દંડાય છે,
પરને પાપનો આપતાં બોધ, કર્મ બહુ બંધાય છે,
વિધવિધ જાતિના હથિઆર, પરને માટે શીદ ધરો,
વ્રત આઠમું પાળવા બાઈ, ડરીને પગલાં ભરો. ૮
બ્હેની આષાડ માસે મેહ, મીઠો લાગે સર્વને,
જેહ શ્રાવક સુધા હોય, ગાળે નિજ ગર્વને,
સામાયિક કરીએ નિત્ય, સર્વે દોષ ટાળીને,
વ્રત નવમું ધરો નિર્દોષ, આતમ ગુણ મહાલીને. ૯
બ્હેની શ્રાવણ માસે ચાલ, દશમું વ્રત ધારવા,
પ્રતિદિન કરો અંગીકાર, કર્મોને નિવારવા,
છએ દિશાની કરો મર્યાદ, ચૌદે નિયમ ધારીને,
તેમાં ચૂક કરો નહિ કાંઇ, પાપને નિવારીને ૧૦

બ્હેની ભાદરવે ભવસાગર, તરવા ઉદ્યમ કરો,
આઠમ ચૌદશ પાખી દિન, પોષધ વ્રત આદરો,
કરી પાંચ પ્રમાદનો ત્યાગ, સજ્ઝાય ધ્યાનમાં રહો,
વ્રત એકાદશમું એહ, ગુણોથી ભર્યું અહો. ૧૧
બ્હેની આસો માસે આવો, સાધુ સત્ સંગમાં,
બારે વ્રત ધરી પરિધાન, રહેવું અતિ રંગમાં,
સાધુ સાધ્વીને દેતાં દાન, શુદ્ધ ચિત્ત રાખવું,
મૂકી મોટાઇનું માન, ભક્તિ ભાવે ભાંખવું. ૧૨
બ્હેની અધિક માસમાં આશ, પૂરો મનની ઘણી,
કરો ધર્મધ્યાન રૂડી પેર, કામ કષાય હણી,
ગુરુ **મંગળજી** સ્વામીનો શિષ્ય, કૃષ્ણમુનિ એમ કહે,
બાર વ્રતના બારે માસ, સૂણી શિવ સુખ લહે. ૧૩

## પદ ૧૯૧-મનુષ્યકર્ત્તવ્યના બાર માસ.

[ રાગ ઉપર પ્રમાણે ]

સખી કારતકે કરોને વિચાર, આપણ ક્યાંથી આવિયાં,
સાથે સુખ દુઃખનોરે સામાન, કહોને ક્યાંથી લાવિયાં,
મળ્યો કેમ મનુષ્ય અવતાર, વિવેકે વિચારવું,
ધર્મગુરુ ધરાવે જ્યાં સાર, ધ્યાને કરી ધારવું. ૧
સખી માગશર મહિને, માયા કપટ છળ મેલવું,
ધરી અંતરમાં અભિમાન, ખોટામાં ન ખેલવું,
કરી કજિયા કલેશ કુસંપ, અંતર ન ઉકાળવું,
બાળી આનંદ રૂપ આરામ, બીજાને શું બાળવું. ૨
પોષ માસે પરમેશ્વરના નામ, તણો રસ પીજીએ,
પરમાર્થમાં ધરીને પ્રેમ, દેવા જેવું દીજીએ,

ઉત્તમ જન્મનો સમજી ઉદ્દેશ, લાવો ખરો લીજીએ,
તૂટે કુટિલ કર્મતણો કોટ, કાર્યો એવાં કીજીએ. ૩
માઘ માસે મદન મદ આઠ, મિજાજને મારીએ,
સમજી સાચું જીવનનું સ્વરૂપ, સ્વભાવ સુધારીએ,
કાઢી મન મંદિરમાંથી મેલ, વિજ્ઞાન વધારીએ,
સંકટ આવે જ્યારે સન્મુખ, હિંમતને ન હારીએ. ૪
ફાગણ માસે તજી રૂડાં કામ, ફોગટના ફરીએ નહિ,
વળી વગર વિચાર્યું કામ, કદી કરીએ નહિ,
લુચ્ચા લંપટ ધૂર્તની વાત, કાને ધરીએ નહિ,
ઉપાધિઓ કરાવે અપાર, તેમાં ઉતરીએ નહિ. ૫
ચૈત્ર માસે બનીને ચતુર, ચેતન રસ ચાખીએ,
સદ્‌ગુરૂ વચનો તણો લઈ સ્વાદ, રટણ એમાં રાખીએ,
સ્વધર્મના સાટે શિર, આનંદથી આપીએ,
દુઃખદાયક જે દુષ્ટ દોષ, કળાએથી કાપીએ. ૬
વૈશાખે વિચારી વિચારી, વચન રૂડાં બોલીએ,
જેમાં થાય અનર્થ અપાર, તે પડદા ન ખોલીએ,
રાગ દ્વેષના રગડામાંય, રતન નવ રોળીએ,
કુંદન જે કરે મટાડી કથીર, બુદ્ધિ તેમાં બોળીએ. ૭
જેઠ માસે જરૂર જંજાળ, જગતની છોડીએ,
જિનવરના મારગડામાંય, જીવનને જોડીએ,
રૂડું હૃદય જ્યાં બને રસાળ, ત્યાં ચિત્તને ચોડીએ,
ત્રિવિધિના વધારે તાપ, તે તૃષ્ણાને તોડીએ. ૮
અષાઢે તો અનિત્ય અને એકત્વ ભાવના ભાવીએ,
મૈત્રી ભાવે જગડાની ઝાળ, શાંતિમાં સમાવીએ,

કારુણ્ય માધ્યસ્થ પ્રમોદે, આનંદ જમાવીએ,
ભજી ભવદુઃખ ભંજનહાર, દોષોને દબાવીએ. ૯
શ્રાવણ માસે તો આપ સમાન, સર્વ જીવો જાણીએ,
વીતરાગે કહ્યા જે વિચાર, અંતરમાંહી આણીએ,
મટે પરતંત્રતાના પાપ, તે પંથ પીછાણીએ,
સમજી આત્મ મંદિરનું સ્વરૂપ, તેમાં મોજ માણીએ. ૧૦
ભાદરવે ભવરૂપ મિથ્યાત્વના, મૂળ મટાડીએ,
ઉંધા અવળા રચીને ઉપાય, દુશ્મન ન જગાડીએ,
પાપી પાંચે તજી દઈ પ્રમાદ, જીવનને જગાડીએ,
પરભાવનો કરી પરિત્યાગ, સ્વભાવે લગાડીએ. ૧૧
આસો માસે અંતરના તાર, જોડી અરિહંતમાં,
તુંહિ ! તુંહિ ! રટો દિન રાત, ખરેખરી ખંતમાં,
આપી ઔષધિ અમૃત તુલ્ય, કરે ભવ અંતને,
કહે **સંતનો શિષ્ય** સહાય, સેવો એવા સંતને. ૧૨

## પદ ૧૯૨–ઉપદેશી બાર માસ.

[ આદિત્યે શ્રી અરિહંત અમ ઘર આવો રે—એ રાગ ]

સખી કારતક માસે કામ રૂડાં કરજો રે,
પરમેષ્ઠિનું નિત્ય ધ્યાન હૃદયમાં ધરજો રે,
વિનય વિવેક વિચારમાં ચિરજો રે,
પ્રભુ રાખી દિલડામાંય દ્રષ્ટિથી ડરજો રે. ૧
સખી માગશર માસે મોહ મદ ને મમતા રે,
અંતરથી તજજો ક્રોધ ધરજો સમતા રે,
ઈંદ્રિયના વિષય વિકારને નિત્ય દમતા રે,
લહીએ અવિચળ સુખધામ ગુણીજન ગમતા રે. ૨

સખી પોષે પાપ અઢારમાં નવ પડજો રે,
નિત્ય પ્રેમ ધરીને પુણ્યપંથ પકડજો રે,
પરનિંદા પ્રપંચ પ્રમાદને પરહરજો રે,
દુષ્ટ દુર્જન કેરો સંગ કદીએ ન કરજો રે. ૩

સખી માહ મહિને મન માન મરવું મેલી રે,
ધન ધામ ધરા સુખમાં શું રહીયા રેલો રે,
નહિ આવે તારી સાથ ધનની થેલી રે,
ભજી લે ભાવે ભગવાન દુઃખમાં બેલી રે. ૪

સખી ફાગણ માસે ફંદમાં શું ફૂલ્યા રે,
આવ્યા લેવાને લાભ દેવામાં ડૂલ્યા રે,
ઉંધે મસ્તક નવ માસ ઉદરમાં ઝૂલ્યા રે,
આ ભ્રમણામાં ભરમાઈ તે દિન ભૂલ્યા રે. ૫

સખી ચૈતર માસે ચિત્ત ચોખું કરીએ રે,
ભણી ભણતર ભલી ભાત દુર્ગુણ હરીએ રે,
લાજ વધારી લોકમાં વિચરીએ રે,
કુળમાં નવ લાગે ડાઘ ત્યાં પગ ભરીએ રે. ૬

સખી વૈશાખે વિષ તુલ્ય વિષયો જાણી રે,
નહિ ગૃદ્ધ થવું તેમાંય અંતર આણી રે,
ભાવ ધરી સૂણજો સદા સંત વાણી રે,
આ મળે અમર વૈમાન ટળે દુઃખ ખાણી રે. ૭

સખી જેઠે જુઠી જાળમાં ન ઝલાશો રે,
આ લક્ષ્મી તણા અભિમાનમાં ન તણાશો રે,
જાણી આ દિવસ ચાર સર્વ વિલાસો રે,
બની અંધ બહુ તેમાં નહિ લોભાશો રે. ૮

સખી આષાઢે આનંદમાં નિત્ય રહેવું રે,
સુખ દુઃખ જે આવે શિર તે સહી લેવું રે,
નહિ મિથ્યા કોઈ શિરપર આલ દેવું રે,
નહિ કદિએ વેણ કઠોર કોઇને કેવું રે. ૯
સખી શ્રાવણ માસે સાંભળી શીખ સારી રે,
ટાળો અંતરની ટેવ સર્વ નઠારી રે,
દેજો સુપાત્રે દાન માન નિવારી રે,
જપજો શ્રી જિનવર જાપ જય જયકારી રે. ૧૦
સખી ભાદરવે ભક્તિ કરી શુભ ભાવે રે,
આ ભવસાગરનો અંત જેથી આવે રે,
આવો રૂડો સમય ફરી ફરી નાવે રે,
શ્રી સદ્ગુરૂ સહુને સાનમાં સમજાવે રે. ૧૧
સખી આસો માસે આળસ અંગ નિવારો રે,
કરી ધર્મ તણા શુભ કામ આત્મ સુધારો રે,
વારો અંતરનાં વેર વિરોધ વિકારો રે,
સંપી વસજો સહુ સાથ (એ) ધર્મ તમારો રે. ૧૨
આ રૂડા બારે માસ જે જન ગાવે રે,
ગાઈ અંતરના અવગુણને અટકાવે રે,
ભવભવનાં સંકટ તેહનાં ટળી જાવે રે,
**મુનિ વિનય** સદા સુખ મોક્ષનાં તે પાવે રે. ૧૩

## પદ ૧૯૩–શિખામણના બાર માસ.

[ ઓધવજી સંદેશો કહેજો મારા શ્યામને—એ રાગ ]

સોળ સતીનાં ચિત્રો ધ્યાને ધારજો. ટેક.
કારતક માસે કરવાં કામો ઘર તણાં, રાખી યત્ન રાખી રૂડું ચિત્તજો,

માગસરે મન મેલ બધોએ મૂકવો, રહેવુ સ પે ધારી ધર્મે પ્રીતજો ૧
પોષે પોષો દેખી પામર પ્રાણીઓ, દ્યો નહિ કોઈ દીન જનોને દુ ખજો,
મહા માસે માબાપ નહિ તરછોડતા, કરી ચાકરી આપો તેને સુખજો ૨
ફાગણુ માસે ફૂલણજી બનશો નહિ, ગજા ઉપરવટ વાવરશો નહિ દામજો,
ચૈતર માસે વ્યવહારે ચતુરા થજો, કથ કહ્યામા રહી દીપાવો નામજો ૩
વૈશાખે વ્હાલા બાળક સ ભાળજો, નહિ દેશો ગાળો તેમજ વલિ મારજો,
જેઠે જુગતેથી કેળવજો તેમને, ધીમે ધીમે ધારી નિર્મળ પ્યારજો ૪
અષાઢે અળગી કરજો ઈર્ષ્યા બધી, ચાડી ચુગલી વાધા વચકા સર્વજો,
શ્રાવણમા સદ્દગુણી ચાવો સ્નેહથી, ધન દોલતનો તજો સઘળો ગર્વજો.૫
ભાદરવે પણ ભગિની ઠારક આપની, સાસુ સસરા નણુ દ દેવર ઘરનાથજો,
આસો આખર આસ સારઅસાર છે,ક ઈ નહિસાથે પાપપુણ્યજશ હાથજો.૬
અદકે અદકી અક્કલ ધર્મે ધારવી, ધર્મ સમો નહિ સુખદ ખમા આધારજો,
રોવો કૂટો ખીજો શાને કારણે, સ તોષીને સઘળે સુખ ભ ડારજો.૭
બાર માસ વિચારો અવગુણુ આપણા, સાધુ સાધ્વી સેવો પ્રીતિ સાથજો,
પતીને માથે હોય નહિ કાઇ શીંગડા, શુભ લક્ષણા સતીઓને જોડા હાથજો

## ૧૪—દીક્ષામહોત્સવ પ્રસંગે ગાવાનાં.

### પદ ૧૯૪—નેમપ્રભુજીની દીક્ષાના વરઘોડા વિષે

[ ગોરમા શીદ આપ્યો અવતાર કે નાગરી નાતમા રે લોલ—એ રાગ ]

સયમ લે છે નેમિનાથ, હર્ષ હૈડે ધરીરે લોલ,
આવી વેગે સુરનો સાથ, સામગ્રી સૌ કરીરે લોલ. ૧
જુગતે યાદવ કુળનો સાથ, ભરાયો ભીડ ઘણીરે લોલ,
સર્વે સુદરીઓ સગાથ બિરાજ્યા બણી ઠણીરે લોલ ૨
વદન વીરને જોઈ વ્હાલ, કરે નરનારીઓરે લોલ,
નિરખી નિર્મળ નેમ દયાળ કે, આંખો ઠારીઓરે લોલ. ૩

મોટું હેત ધરીને માવડી, લેછે મીઠડાંરે લોલ,
ધન્ય ધન્ય પુત્ર જન્મ્યો કુંખ કે, હરખે દીઠડાંરે લોલ.
આશિષ આપી સ્નેહ સહિત કે, મુક્તિ પામજોરે લોલ,
મનની થાજો પૂરણ આશ કે, સંકટ વામજોરે લોલ.
નેમના સગા સંબંધી સર્વ કે, પરિવાર છે ઘણોરે લોલ,
ઉપજ્યો સઘળાને આનંદ કે, પાર ન તે તણોરે લોલ.
શોભા જાનથી સો ગુણી હોય કે, નહિ બાકી કશીરે લોલ,
નેમજી બેસે શિવિકા માંહે કે, લીલા લ્હેર વસીરે લોલ.
વાજે વિધવિધના વાજીંત્ર કે, ગોરીઓ ગાય છેરે લોલ,
શ્રવણે સાંભળી સમાચાર, જોવા જન જાય છેરે લોલ.
વિલોકી વહાલાનો વૈરાગ્ય, વિરાગી બહુ થયારે લોલ,
કેશનો કીધો છે વળી લોચ, સંસાર ભૂલી ગયારે લોલ.
ઉતાર્યો આભૂષણ અલંકાર, મોહ માયા તજીરે લોલ,
સૌને લાગ્યો પ્રભુશું પ્યાર, સ્વર્ગ સાધન સજીરે લોલ.
સાધુ સહસ્ર નેમિશ્વર સાથ, શોભે બહુ જોડમાંરે પોલ,
સંયમ લીધો સેસાવન, વૈરાગે હોડમાંરે લોલ.

## પદ ૧૯૫-મહાવીરપ્રભુજીની દીક્ષાના વરઘોડા વિષે

[ આનંદ મંગળ ગાવો, પરણાવી લઈશું લાવો,
મારી બ્હેનો! વરઘોડે વ્હેલાં આવજો—એ રાગ. ]

મહાવીર દીક્ષા લે છે, ત્યાં ચોસઠ ઇંદ્ર મળે છે,
મારી બ્હેનો વરઘોડે વ્હેલા આવજો. ટેક.
દાન સંવત્સરી દીધાં, સહુ જનનાં કારજ સીધાં. મારી૦
સિદ્ધાર્થના બેટા, સંસારથી રહે છે છેટા, મારી૦
ત્રિશલા માના જાયા, એ ચોવીસમા જિનરાયા. મારી૦

સુપાર્શ્વના ભત્રીજા, એ જોયા ના કોઈ બીજા, મારી૦
નદીવર્દ્ધન રાજાના, દીક્ષા લે છે ભાઈ નાના. મારી૦ ૩
સુદર્શનાના બધુ, તે ત્રણ જગતના બધુ, મારી૦
પ્રિયદર્શનાના પિતા, એ ત્રણ ભૂવન માનિતા. મારી૦ ૪
યશોદાના ભર્તા, તે ભવનો દરીઓ તરતા, મારી૦
જમાલીના સસરા, માડે છે મોહની દસરા. મારી૦ ૫
દેવાગી વાજા વાગે, કઈક સૂતા શ્રાવક જાગે, મારી૦
ક્ષત્રિ કુડ નગરમા, નહિ રહે આજ કોઇ ઘરમા મારી૦ ૬
ઈદ્રોના આસન કપે, જ્યા ઇદ્રો સર્વે જપે, મારી૦
અવધિજ્ઞાને જાણી, આવે છે ઇદ્ર ઇદ્રાણિ મારી૦ ૭
ચદ્રપ્રભા પાલખડી, સૌને લાગે લાડકડી, મારી૦
પાલખડી ચૌપાસે, ઉપાડે ઇદ્ર ઉલ્લાસે મારી૦ ૮
પાલખડીમા બેઠા, પ્રભુ લાગે સહુને મીઠા, મારી૦
સુંદરીઓ પાછલ ચાલે, મગલ ગીતોથી મ્હાલે. મારી૦ ૯
મગલ ગીતો ગાતી, જોઈ મહોચ્છવને હરખાતી, મારી૦
ઉચ્છરગ અતિ સુરનરમા, આનદ વર્તે ઘરઘરમા મારી૦ ૧૦
ઇદ્રાણિ સહુયે આવે, મહાવીરના મગલ ગાવે, મારી૦
જય જય નદા ભદ્રા, સૌ બોલે મગલ સબ્દા મારી૦ ૧૧
નગરીમા બહુ ફરશે, જઈ જ્ઞાત વને ઉતરશે, મારી૦
પ્રભુ દીક્ષાને આદરશે, પછી મહી મડલ વિચરશે મારી૦ ૧૨

### પદ ૧૯૬–દીક્ષામહોત્સવ વિષે.

[ વિમલા નવ કરશો ઉચાટ—એ રાગ ]

આજે ઘર ઘર આનદ મગળ ગીત ગવાય છે રે. ટેક
આનદ ઓચ્છવ અધિક છવાયો, પ્રેમ પ્રેમ ઘટઘટ પ્રગટાયો
અપૂર્વ ભક્તિ અગ અગ ઊભરાય છે રે. આજે૦ ૧

વિશુદ્ધ પ્રેમ વરસે છે આજે, જિનશાસન શોભાવા કાજે,
હૃદય સરોવર પ્રેમ જળે છલકાય છે રે. આજે૦ ૨
કંઈક બ્હેનો શણગાર સજે છે, કંઈ ભાવથી વીર ભજે છે,
નરનારીનાં મંગળ મુખ મલકાય છે રે. આજે૦ ૩
જ્યાં જોઉં ત્યાં મંગળ ભાસે, ઘટ ઘટ વહેતો પ્રેમ પ્રકાશે,
સર્વ સ્થળે મંગળના સ્વર સંભળાય છે રે. આજે૦ ૪
મંગળમય કરવાને કાજે, ઉત્સવ ધર્મ તણો છે આજે,
**સંતશિષ્યને** જયનું દ્રશ્ય જણાય છે રે. આજે૦ ૫

## પદ ૧૯૭-દીક્ષાપ્રસંગે સમવસરણમાં ગાવાની જંબુકુમારની ગહુંલી.

[ હુંક અને ટોડા વચે રે, મેંદીનાં દોય ઝાડ,
મેંદી રંગ લાગ્યો—એ રાગ ]

સંયમ લેવા સંચર્યા રે, સાથે સહુ પરિવાર,
સંયમ રંગ લાગ્યો, રંગ લાગ્યો, ચિત્ત લાગ્યો ચોળ. સંયમ૦ ટેક.
આઠે કન્યા સામટી રે, માત પિતા પરિવાર, સંયમ૦
સુર્યાભદેવ તણી પેરે રે, નાટક વિવિધ પ્રકાર. સંયમ૦ ૧
રાજગૃહી શોભા બની રે, સ્વર્ગપુરી અનુસાર, સંયમ૦
સુરનર જોવા આવીયા રે, દીક્ષાનો અધિકાર. સંયમ૦ ૨
સાંબેલાં બહુ સજ કરી રે, આવ્યા કુણિકરાય, સંયમ૦
પડહ બજડાવ્યો નગરમાં રે, ભવિજન હર્ષ ન માય. સંયમ૦ ૩
પાંચસેં કુંવર શણગારીયા રે, પ્રભવાનો પરિવાર, સંયમ૦
જંબુ કુમારના બોધથી રે, ચોર થયા શાહુકાર. સંયમ૦ ૪
ગોરી ગાવે ગીતને રે, બોલે નવ નવા છંદ, સંયમ૦
જય જય શબ્દ મુખ ઉચ્ચરે રે, હય ગજ માણુસ વૃંદ. સંયમ૦ ૫

અઢળક દાન વર્ષાવતા રે, જેમ પુષ્કર જલધાર, સંયમ૦
ચામર છત્રે વિરાજતા રે, ચાલ્યા જંબુકુમાર. સંયમ૦ ૬
લુણ ઉતારે બેનડી રે, આવ્યા રાજને-દ્વાર, સંયમ૦
વધાવતી મુક્તા ફળે રે, રાણી સુહાગણ નાર. સંયમ૦ ૭
નારી અપ્સરા કિન્નરી રે, ગાવે મધુરાં ગીત, સંયમ૦
જિનશાસન શોભાવીયો રે, ધન્ય ધન્ય એ સુવિનીત. સંયમ૦ ૮
કર્મ દળી કેવળ લીઓ રે, દીએ ફૈબા આશિષ, સંયમ૦
વડા વખત વ્યવહારીયારા રે, આવી નમાવે શીશ. સંયમ૦ ૯
જંબુને જોવા ભણી રે, સૌભાગી સસ્નેહ, સંયમ૦
નવ બારી નગરી હતી રે, થઈ સાંકડી તેહ. સંયમ૦ ૧૦
સ્થાવરચા પુત્રની પરે રે, જેણી પરે મેઘકુમાર, સંયમ૦
તેણી પરે મહોચ્છવ જાણજો, સૂત્ર જ્ઞાતા મોઝાર. સંયમ૦ ૧૧
એમ મહોચ્છવ કરતાં થકાં રે, પરવરીયો પરિવાર, સંયમ૦
ગુણશીલ ચૈત્યે આવીયારે, જીહાં સોહમ ગણધાર. સંયમ૦ ૧૨
રથ તુરંગને પાલખી રે, સવિ ઉભા સરદાર, સંયમ૦
નિજ વાહનથી ઉતરી રે, વાંદે ગુણ દાતાર. સંયમ૦ ૧૩
અહો સ્વામી અમ તારજો રે, શ્રી સોહમ ગણધાર, સંયમ૦
જંબુ આદિ સર્વને રે, દીધો સંયમભાર. સંયમ૦ ૧૪
સાધુ સમાચારી ધરી રે, ભણીયા અંગ અગીયાર, સંયમ૦
કર્મ દળી કેવળ લહ્યું રે, પહોંચ્યા મુક્તિ મોઝાર સંયમ૦ ૧૫
બાકી સુરગતિ પામીયા રે, પાંચસે સત્યાવીસ, સંયમ૦
એહવા મુનિને ધ્યાવતાં રે, પામે પરમ જગીશ. સંયમ૦ ૧૬

## પદ ૧૯૮–દીક્ષાપ્રસંગે સમવસરણમાં ગાવાનું ગીત.

[ મલ્લાવરાવ શહેરનો સૂબો ક્યારે આવશે રે—એ રાગ ]

સંયમી શૂરા દીક્ષિતપંથ દીપાવજો રે. ટેક.
ઉત્તમ કુળ અજવાળજો રે, બાળજો કર્મનાં બીજ રે, સંયમી૦
તાપ ત્રિવિધિના ટાળજો રે, આ ભવનું ફળ એજ રે. સંયમી૦ ૧
પવિત્ર ગુણો પ્રગટાવજો રે, ગંભીર થઇ ગુણવાન રે, સંયમી૦
ભાવ ચડીયાતા ભાવજો રે, કરજો પ્રવચનનું પાન રે. સંયમી૦ ૨
જેના કારણ માટે જાગિયારે, તેની તે કરજો સંભાળ રે, સંયમી૦
પુરુષાર્થને પ્રગટાવજો રે, હૃદયને કરજો રસાળ રે. સંયમી૦ ૩
વજા તે કરજો વૈરાગ્યનું રે, તપની કરજો તલવાર રે, સંયમી૦
મહાવીર પંથ મલાવજો રે, ઉતરવા ભવપાર રે. સંયમી૦ ૪
ખડગ ક્ષમા ધરી ખંતથી રે, તપની માંડી દેજો તોપરે, સંયમી૦
ભાલુ ભક્તિતણું રાખજો રે, કોઇનો ચાલે નહિ કોપરે. સંયમી૦ ૫
સુમતિશક્તિ સાથે રાખજોરે, કુમતિનો કરવાને કાળરે, સંયમી૦
વૈરીના બાણ વછૂટશે રે, ધૈર્યની ધરી લેજો ઢાલ રે. સંયમી૦ ૬
મોહ દુશ્મનને મારજો રે, કરવા આતમનો ઉદ્ધાર રે, સંયમી૦
જ્ઞાનગોળા ચીંધી ફેંકજો રે, શત્રુનો કરજો સંહાર રે. સંયમી૦ ૭
વીરની આજ્ઞા આરાધજો રે, અંતર તજી અભિમાન રે, સંયમી૦
**સંતશિષ્ય** સુખ પામવા રે, સંયમ સુંદર ધામ રે. સંયમી૦ ૮

## પદ ૧૯૯–દીક્ષાપ્રસંગે સમવસરણમાં ગાવાનું ગીત.

[ રાગ ધોળ ]

દશા સૂણજો દીક્ષા લેનારની, અભ્યંતરના કહું છું આચાર,
સૂણો નરનાર, સંયમ પંથ સાંભળો. ૧
છતી રિદ્ધિ છોડે છે સંસારની, સમજી અંતર માંહે અસાર,
કરવાને ઉદ્ધાર, સંયમ પંથ સાંભળો. ૨

જેણે પીધી રસાયણ પ્રેમની, તેની દ્રષ્ટિના ટળી જાવે દોષ,
કરે ક્યાંથી રોષ, સંયમ પંથ સાંભળો. ૩
ગોળી ખાધી જેણે સદ્‌ગુરૂ તણી, રહે નહિ તેના હ્રદયના રોગ,
તજ્યા કામ ભોગ, સંયમ પંથ સાંભળો ૪
વિષયોથી રહે ચિત્ત વેગળું, અવનીથી બન્યા છે ઉદાસ,
એકે નથી આશ, સંયમ પંથ સાંભળો ૫
ખાવા પીવામાં જીવ ખંચે નહિ, વ્યવહારની ન ગમે વાત,
દિવસ કે રાત, સંયમ પંથ સાંભળો. ૬
જેને વાતો ગમે છે વૈરાગ્યની, રહ્યા દુષ્ટ દોષોથી દૂર,
સાચા મહાશૂર, સંયમ પંથ સાંભળો. ૭
ક્રોધ માન માયા મદ લોભને, પાડી પાતળા બનીયા પવિત્ર,
રાખી રૂડી રીત, સંયમ પંથ સાંભળો. ૮
શાંતિ શાંતિ ભરી જેના શ્વાસમાં, સંતશિષ્યસયમીઓની રીત,
પૂરણ તેમાં પ્રીત, સંયમ પંથ સાંભળો. ૯

## ૧૫–પવિત્ર પર્યુષણ મહાપર્વની અઠ્ઠાઇ આરાધના વિષે.

### પદ ૨૦૦–પર્યુષણ મહાપર્વની આરાધના વિષે.

[ રાગ પુનમ ચાંદની ]

નિત્ય નિત્ય નમીએ દેવગુરૂને ભાવથી રે,
જે છે ભવ દુઃખ ભજન દીનાનાથ દયાળ,
રૂડું પર્વ પર્યુષણ ભાવ ધરીને કીજીએ રે ટેક.
સાખીઃ—જરૂર પર્વ પર્યુષણે, જઈ સદ્‌ગુરૂ દરબાર
વંદન કરી વાણી સુણો, જૈનાગમનો સાર

પૂરણ ભક્તિ કરજો સદ્‌ગુરૂ ને આગમતણી રે;
જાણી ભવોભવમાંહી સુખ સંપત્તિ દાતાર. રૂડું૦ ૧
સાખીઃ—વેપાર સર્વ પ્રકારના, નહિ કરવા વ્રતધાર,
કુડ કપટ નિંદા તજી, કરવો સત્ય ઉચ્ચાર,
જુગટું ગંજીપો ને શેત્રંજ પણ રમવું નહિ રે,
તેમજ રમત બીજી સઘળી દૂર નિવાર. રૂડું૦ ૨
સાખીઃ—ષટ્‌માસી તપફળ હોવે, એક દિન પાળ્યે શીળ,
એહવું શિયળ નિર્મળું, પાળો તજી કુશીળ,
નરનારી રૂપ ન નિરખો કુદ્રષ્ટે કરી રે,
રાખો દ્રષ્ટિ નિર્મળ ગણી બેનીને ભ્રાત. રૂડું૦ ૩
સાખીઃ—ખાંડણ પીસણ લીંપણું, વનસ્પતિ પરિહાર,
સુખ શૈય્યા ત્યાગી કરી, ભૂમિ કરો સંથાર,
ગરીબ અનાથ જીવોની સાર સદા કરજો તમેરે,
દુઃખીઆ જીવને દેખી દયા ઉરમાં ધાર. રૂડું૦ ૪
સાખીઃ—અન્ન પાણી તે જાણીએ, રૂધિર માંસ સમાન,
રાત્રિ ભોજન એહવું, જાણી તજ ગુણવાન,
બહુધા લાભ ગણીને કરો તમે, ચૌવિહારનેરે,
ધર્મતણાં ઉપગરણો સંગ્રહ કરો ચિત્ત ચ્હાય. રૂડું૦ ૫
સાખીઃ—દાન દેવાને કારણે, રાખો અભંગ દ્વાર,
પરિગ્રહ મમતા તજી, ઉદાર વૃત્તિ ધાર,
જ્ઞાનોત્તેજન કરવા દ્રવ્ય સદા ખરચો તમેરે,
જેથી જૈન ધર્મની વૃદ્ધિ દિન દિન થાય. રૂડું૦ ૬
સાખીઃ—ચતુર્વિધ સંઘની કરો, વત્સલતા બહુ ભાવ,
ઉત્તેજન જૈન ધર્મનું, કરી લીઓ શુભ લ્હાવ,

શાતા તપસીને ઉપજાવો, પૂર્ણ પ્રેમથીરે,
ધર્મી સીઝાતાની સાર કરો ચિત્ત ચ્હાય. રૂડું૦ ૭
સાખીઃ—પોષધવ્રત ઉપવાસને, કરો શક્તિ અનુસાર,
આવશ્યક બંને ટંકના, કરીને પાપ નિવાર,
નિજ અપરાધની માફી સર્વ જીવોથી માગવીરે,
સંવત્સરીએ શ્રાવક જરૂર પોષધ ધાર. રૂડું૦ ૮
સાખીઃ—સર્વ પર્વ શિરોમણિ, એ પર્યુષણ પર્વ,
અજવાળો ગણી તેહને, તજી દુષ્ટતા સર્વ,
ગિરિધર મુનિની શિખામણ, ઉર ધારજોરે,
ઓગણીશે અઠ્ઠાવન રાજનગરની માંય. રૂડું૦ ૯

## પદ ૨૦૧–પર્યુષણ મહાપર્વની આરાધના વિષે.

[ રાગ ધોળ ]

અનોપ દિવસ અઠાઇના, પાળો આણીને પૂરણ ! પ્યાર,
સર્વે નર ને નાર, પર્યુષણ પાળીએ. ટેક. ૧
નાવણ ધોવણ લેપણ કરવું નહિ, ખાંડણ પીસણુનો પરિહાર,
પર્યુષણ મોઝાર, પર્યુષણ પાળીએ. ૨
ત્રસ જીવોને યત્નાથી જાળવો, દીજે દીન મનુષ્યોને દાન.
દયા દિલ આણ, પર્યુષણ પાળીએ. ૩
અભયદાન દીઓને ઉમંગથી, થતી હોયજીહાં જીવઘાત,
પચેન્દ્રિયની જાત, પર્યુષણ પાળીએ. ૪
દિન આઠ શિયળ શુદ્ધ પાળવું, આદરીએ બેનીપોષા ઉપવાસ.
ત્રૂટે કર્મ પાસ, પર્યુષણ પાળીએ. ૫
વીરવાણી શુદ્ધ ભાવે સાંભળો, એક ચિત્તે રૂડી રાખી રીત,
લાવી પૂર્ણ પ્રીત, પર્યુષણ પાળીએ. ૬

પ્રતિક્રમણ કરો પાપ ટાળવા, બાર માસમાં જેહ બંધાય,
તેહ ટળી જાય, પર્યુષણ પાળીએ. ૭
વળી ખમાવો વેર વિરોધને, બારે માસમાં જેહ બાંધેલ,
મૂકી મનમેલ, પર્યુષણ પાળીએ. ૮
ક્રોધ કલેશ નિંદાને પરિહરો, નવિ રમીએ જુગારની જાત,
વ્યસન એ વિખ્યાત, પર્યુષણ પાળીએ. ૯
જાણો અઠ્ઠાઈ અનાદિ કાળની, અરિહંત ગયા છે ભાંખ,
સિદ્ધાંતમાં શાખ, પર્યુષણ પાળીએ. ૧૦
ભુજનગરે અઠ્ઠાઈ દિનમાં, **કૃષ્ણ મુનિનો** એ ઉપદેશ,
ધારોને વિશેષ, પર્યુષણ પાળીએ. ૧૧

## પદ ૨૦૨–પર્યુષણ મહાપર્વની આરાધના વિષે.

[ રાગ હરિગીત ]

શુભ પર્યુષણ છે પ્રબળ યત્ને, પાપ તાપ પતાવવા,
ઉત્તમ ખરેખરી આજ તક છે, ઝેર વેર શમાવવા,
જાગી જગાડો જૈન બંધુ, જૈન જ્યોત જગાવવા,
કટુતા કપટ છળ કલેશ કાઢી, પ્રેમ ઘટ પ્રગટાવવા. ૧
દુશ્મન બનાવેલા જનોને, સ્નેહી ગણી સમજાવવા,
મારેલ ઉંડા ઘાવને સમભાવ રેડી રૂઝાવવા,
ખમીયા અમો ખમજો તમો, છે દિવસ ખાસ ખમાવવા,
અરિહંત કહે છે આજ અવસર, અંત ભવનો આવવા. ૨
કાઢી વિષય કાદવ હૃદય, વૈરાગ્ય અધિક વસાવજો,
અરિહંતની આજ્ઞા ગણી, અન્યાયને અટકાવજો,
નિજ આત્મવત્ ગણી સર્વ જીવો મિત્રતા દર્શાવજો,
કલ્યાણ મંગળ થાય સહુનું, ભાવના એ ભાવજો. ૩

દુશ્મન ખગ છે દેહમા, દમવાની ચાપ દબાવજો,
નરદેહની નૌકા તણું, સમજી સુકાન ચલાવજો,
અવગાઈના મારગ તજી, આનંદ બંદર આવજો,
કહે સંતશિષ્ય સદા, સ્વરૂપાનંદ ખૂબ ઉડાવજો. ૪

## પદ ૨૦૩–પર્યુષણની અઠ્ઠાઈ આરાધના વિષે.

[ હરિભજન વિનો દુ ખ દરિયા મમાર–એ રાગ ]

સહિયર આજે, આનંદ મારા અંતરમા ઉભરાય છે ટેક
આ દિવસો નિર્મળ થવાના, છે આત્મિક લક્ષ્મી કમાવાના,
પ્રભુ સ્મરણે પાપ સમાવાના. સહિયર૦ ૧
સદ્ગુણની સરિતામા નાહશુ, બોધામૃત મનડાને પાશુ,
ગીતગાન મહાવીરના ગાશુ સહિયર૦ ૨
આજ જ્ઞાન બગીચામા રમશુ, વળી દુષ્ટ દોષ સઘળા દમશુ,
ત્યા અપૂર્વ ભોજનિયા જમશુ સહિયર૦ ૩
ભવભાર બધો હળવો કરશુ, શુભ ધ્યાન જિનેશ્વરનું ધરશું,
આજ તાપ અમાપ બધા હરશુ સહિયર૦ ૪
આવો સહિયર આહી આવોને, પ્રભુધ્યાનની ધૂન મચાવોને,
અકલ એમા અજમાવોને. સહિયર૦ ૫
આજે પ્રેમ વિશુદ્ધ પ્રગટાવોને, મગે મળી પ્રભુગુણ ગાવોને,
જય જયનો ખેલ જમાવોને. સહિયર૦ ૬
ભવ મટશે ભજવાથી જેને, તનમન આપી દેશુ તેને,
કહે સંતશિષ્ય મગલુ એને સહિયર૦ ૭

## પદ ૨૦૪–પર્યુષણ મહાપર્વના મહા મંગળકારી દિવસો.

[ આજે દાદાજીના દેશમા, કાલે જાવુ પરદેશ જો–એ રાગ ]

પર્વ પર્યુષણ આવીયા, રૂડા મગળ દિન જો,
ધર્મ ધરો તમે ભાવથી, પ્રભુભક્તિમા થઈ લીન જો પર્વ૦ ૧

ધન્ય ઘડી ધન્ય ભાગ્ય છે, ધન્ય દિવસ આજ જો,
લાવો લેજો લક્ષ્મી તણો, ધરજો ધર્મની દાઝ જો. પર્વ૦ ૨
મોહ માયા મમતા તજો, તજો રાગ ને દ્વેષ જો,
કામ ક્રોધ ને નિંદા તજો, તજો કજીયા કલેશ જો. પર્વ૦ ૩
દાન દેજો શુભ ભાવથી, સૂણજો શાસ્ત્ર વચન જો,
ધ્યાન ધરો નવકારનું, કરી નિર્મળ મન જો. પર્વ૦ ૪
તપસ્યા કરજોરે રૂડા ભાવથી, તપથી કર્મનો ક્ષય જો,
સમતા ધરજો તપસ્યા વિષે, થાશે આત્માનો જય જો. પર્વ૦ ૫
પરનિંદાને પરિહરો, હરો પંચ પ્રમાદ જો,
સાર વસ્તુને સંભાળજો, કરો અસારનો બાદ જો. પર્વ૦ ૬
પર્વ સર્વમાં શિરોમણિ, પર્વ પર્યુષણ જાણજો,
આધિ વ્યાધિ ઉપાધિ ત્યજી, સૂણો સોળે વખાણ જો. પર્વ૦ ૭
આજે હરખ વધામણાં, આનંદ મંગળ આજ જો,
ધન્ય ધન્ય તે નરનારને, પર્વ પાળે શિર તાજ જો. પર્વ૦ ૮
કરજોડી હર્ષે વંદે, **વિનયચંદ્ર મુનિરાય** જો,
જય બોલો મહાવીરનો જયજય મંગળ થાય જો. પર્વ૦ ૯

## પદ ૨૦૫-પર્યુષણ મહાપર્વ વિષે.

[ કાંડે કાંડે કાંકણીયાળી ચુડીરે-એ રાગ ]

આવો બેની આનંદ મંગળ આજેરે, પર્યુષણ પર્વ રૂડાં ગાજેરે,
મેલો મેલો મોહ મમતાને માયારે, ચાલો બેની નિર્મળ કરીએ કાયારે.૧
સાંભળજો વીર વચન સહુ ભાવેરે, શુભ પંથ ગુરૂ ગુણીયલ બતાવેરે,
પાળો બેની નિર્મળવ્રત શુભ ભાવેરે,એવો રૂડો અવસર ફરી નવ આવેરે.૨
પર્યુષણ પૂરણ ભાગ્યથી આવ્યાંરે, તેતો ખરે ભાવિકને મન ભાવ્યાંરે,
વેર ઝેર કલેશ કુસંપને ટાળોરે, ભલે ભાવે આતમને અજવાળોરે.૩

દીઓ દીઓ દાન મૂકી અભિમાનરે, તજો સહુ અંતરના તોફાનરે,
ટાળો બેની પરનિંદા પ્રમાદરે, સાર લઈ અસારને કરો બાદરે૪
ધન્ય ધન્ય તેહ તણો અવતારરે, સેવે રૂડા પર્યુષણ સુખકારરે,
કર્યો જેણે સફળ આ અવતારરે, વદે **મુનિ વિનયચંદ** હિતકારરે ૫

## પદ ૨૦૬–પર્યુષણ મહાપર્વ વિષે.

[ રાગ ધોળ ]

સૂણો સ્નેહે સકળ નરનારીઓ, રૂડા પર્વ તણો મહિમાય,
દેવાદિ પણ ન્હાય, પર્યુષણ આવીયા. ટેક ૧
પહેરો વસ્ત્ર આભૂષણ શોભતા, માનો આજ ઉછરંગનો દિન,
થાઓ અતિ લીન, પર્યુષણ આવીયા ૨
રમવા જમવાના પર્વ દિવસ ઘણા, આવા ધર્મકરણી દિન આઠ,
છૂટે કર્મ ગાઠ, પર્યુષણ આવીયા ૩
અતિ ઉમંગે જાઓ ઉપાશ્રયે, વંદો સાધુજીને સહુ સાથ,
જોડી દોનું હાથ, પર્યુષણ આવીયા ૪
સૂણો વ્યાખ્યાન વાણી વિવેકથી, રૂડું લઈ સામાયિક વ્રત,
તજો દુષ્ટ કૃત્ય, પર્યુષણ આવીયા ૫
કરો પોષા પ્રતિક્રમણ પ્રીતથી, વળી દશમું વ્રત ઉચિત,
બની શકે નિત્ય, પર્યુષણ આવીયા ૬
બહુ ઓછામા ઓછા કરવા કહ્યા, ઉપવાસો એકંદર ચાર,
ધરી અતિ પ્યાર, પર્યુષણ આવીયા. ૭
પાળો વ્રત શિયળ અતિ શોભતું, ખાંડણ પીસણનો પ્રતિબંધ,
દયાનો સબંધ, પર્યુષણ આવીયા. ૮
વ્રત નિયમ લેવા વિધ વિધના, જેથી પુન્ય પ્રકૃતિ બંધાય,
ભવાબ્ધિ તરાય, પર્યુષણ આવીયા ૯

પર્વ પર્યુષણનો મહિમા ઘણો, આજ આરાધિયે ધરી પ્રીત,
ક્ષમા તણી રીત, પર્યુષણ આવીયાં. ૧૦
ક્ષમા માગો નાના ને મોટા તણી, બોલ્યું ચાલ્યું કરો સહુ માફ,
ધોવાય છે પાપ, પર્યુષણ આવીયાં. ૧૧
આવો લ્હાવો લેશે નરનારીઓ, ધન્ય જન્મ તેનો છે નિશંક,
કહે **મોતી** રંક, પર્યુષણ આવીયાં. ૧૨

[ કર્તા—**જિનહિતેચ્છુના ઉત્પાદક મોતિલાલ શાહ** ]

## પદ ૨૦૭–પર્યુષણ મહાપર્વ વિષે.

[ સાંભળરે તું સજની મારી રજની કયાં રમીઆવ્યાં જીરે–એ રાગ ]

નર નારી સહુ સ્નેહ ધરીને, પર્વ પર્યુષણ પાળોજીરે,
ધર્મ ધ્યાનમાં ઝીલી આજે, પાપ સર્વ પખાળો,
ઉમંગે આરાધોજીરે. ટેક. ૧
રમવા જમવા કેરા પર્વો, વર્ષ માંહી બહુ આવેજીરે,
મંગલકારી ધાર્મિક પર્વો, ફરી ફરી ન આવે. ઉમંગે૦૨
ઉપાશ્રયમાં જઈ ઉમંગે, મુનિરાજને વંદોજીરે,
વ્યાખ્યાન વાણી સૂણવાં સ્નેહે, શુદ્ધ સામાયિક બાંધો. ઉમંગે૦૩
પ્રતિક્રમણ ઉપવાસો પોષધ, પ્રીતિ ધરીને કરવાં જીરે,
વ્રત શિયળને સ્નેહે પાળી, દુષ્કૃતને પરિહરવાં. ઉમંગે૦૪
ખાંડણ પિસણ ધોવણ લીંપણ, તજવા પાપના કામોજીરે,
વિવિધ પ્રકારનાં વ્રતો પાળી, ધર્મલાભને પામો. ઉમંગે૦૫
દાન દયા બહુ પાળી પળાવી, લ્હાવો રૂડો લેવોજીરે,
ક્ષમા માગી સર્વ જીવોની, વિરોધને તજી દેવો. ઉમંગે૦૬
અષ્ટ દિવસ આ કષ્ટ નિવારણ, પાળો પૂરણ પ્યારેજીરે,
જૈન હિતેચ્છુ સર્વ જીવોથી, વેર વિરોધ નિવારે. ઉમંગે૦૭

# ૧૬–દિવાળી પર્વ વિષે.

## પદ ૨૦૮–દિવાળી વિષે

[ રૂપિયાની શોભા હું શી કહું–એ રાગ ]

મહાવીર સ્વામીરે મોટકા, જગમા જય જિનરાય,
હસ્તિપાલ રાજાની વિનતિ, ધારી પાવાપુર આય,
દિન દિવાળીનો દીપતો, તે દિન વીર નિર્વાણ દિન દિવાળી૦ ૧
ચરમ ચોમાસુ મહાવીરજી, રહ્યા પાવાપુરી માય,
દર્શન કરવાને કારણે, સુરનર આવે ને જાય દિન દિવાળી૦ ૨
દેશ અઢારેના રાજીઆ, લગતા પોષા દોય ઠાય,
વીર વાણી વર્ષાવતા, પ્રહર સોળે સુખદાય દિન દિવાળી૦ ૩
આસો વદ અમાસની, સાજે ગૌતમ ગણધાર,
દેવશર્માને પ્રતિબોધવા, મૂકયા વીરે તેણી વાર દિન દિવાળી૦ ૪
વીરનો નિર્વાણ જાણીને, આવ્યા ચોસઠ ઇંદ્ર,
રાત્રી સુંદર શોભતી, જુએ નર નારીના વૃંદ દિન દિવાળી૦ ૫
કનેરી ગોખને ગોખલે, શ્રેણી દીપ સમાન,
રત્નો વિવિધ રંગના, ઠાર ઠાર દેવીના ગાન. દિન દિવાળી૦ ૬
તે દિનથી દીપ માલિકા, પડીયું જગમાહી નામ,
દોય દિન અણશણ પાળીને, પ્હોચ્યા શિવપુરગામ. દિન દિવાળી૦ ૭
જેણી સાંજે ગૌતમ ગયા, તેણી રાતે વીર નિર્માણ,
પ્રાત મળે તવ આવીઆ, દેખી મૂર્છાણા જાણ દિન દિવાળી૦ ૮
વીર વજીર એમ વિનવે, સામું જુઓ એક વાર,
દેવશર્માને મે બુઝવ્યો, આપ આણા નિર્ધાર. દિન દિવાળી૦ ૯
મૌન ધરી મહાવીરજી, કેમ બિરાજો આ વાર ?
મારો દોષ શું દેખીઓ, સેવક મૂકયો વિસાર. દિન દિવાળી૦૧૦

જોઈ મુખ પ્રભુ તમ તણું, ઝુરે સંઘ પરિવાર,
હસી બોલાવોને વાલહા, પામે હર્ષ અપાર. દિન દિવાળી૦૧૧
દુઃખ ઘણાં જગમાં જાણીએ, વિરહ સમો નહિ કોઈ,
વીરના વજીર સારીખા, વસ્ત્ર ભીંજાવે રોઈ. દિન દિવાળી૦૧૨
દિલ દાઝે મુજ વીર વિના, દાડા દોહ્યલા જાય,
સંશય હવે કોણ છેદશે, ગૌતમ કહે કોણ આય. દિન દિવાળી૦૧૩
મોક્ષ માર્ગ નવિ રોકતો, નવિ કરતો આડખેલ,
મુજને પાસે ન રાખીઓ, દીધો દૂરે ધકેલ. દિન દિવાળી૦૧૪
નિરાગી નરથી નેહલો, થાવું ફોગટ બેહાલ,
એમ વિચારીને ઓસરયા, નિજ સ્વરૂપ સંભાળ. દિન દિવાળી૦૧૫
ચઢીઆ ગૌતમ ધ્યાનમાં, પામ્યા કેવળ જ્ઞાન,
કરી મહોત્સવ નિર્વાણનો, ઇંદ્રો પોહ્યા નિજ ઠાણ. દિન દિવાળી૦૧૬
ઉત્તમ દિવસ આજનો, ધરીએ નિર્મળ ધ્યાન,
સુંદર શિયળ પાળીએ, મૂકી મોહ અજ્ઞાન. દિન દિવાળી૦૧૭
વીર વજીર દીપ માલિકા, ગાતાં પૂરે મન કોડ,
**મંગળજીસ્વામિનો** શિષ્ય કહે, **કૃષ્ણમુનિ**કરજોડ.દિન દિવાળી૦૧૮
ઓગણીસેં ચોપન સાલમાં, આસો બીજે ઉલ્લાસ,
સુદ સાતમ શનિ શોભતો, રહી જેતપુર ચોમાસ. દિન દિવાળી૦૧૯

## પદ ૨૦૯—દિવાળી વિષે.

[ સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવ્યાંજી રે—એ રાગ]

સુર સુખ ભોગવી ત્રિશલા કુંખે, રહીને જન્મ લહીનેજીરે,
અનુક્રમે સંસાર સુખ છંડી, વિચર્યા દીક્ષા ગ્રહીને,
પ્રગટી દિવાળીજીરે, પ્રભુજી પામ્યા કેવળ નાણ,
કર્મોને પ્રજાળી, પ્રગટી દિવાળીજીરે. ટેક. ૧

ચાર નીકાયના દેવો મળીયા, સમવસરણ બહુ સારૂંજીરે,
સિંહાસન પર બેસી પ્રભુજી, ધર્મ કહે બહુ પ્યારૂ પ્રગટી० ૨
ઈંદ્રભૂતિ છાત્રોની સાથે, આવ્યા પ્રભુની પાસેજીરે,
વેદના અર્થ સૂણીને સાચા, સંયમ લીયો ઉલ્લાસે પ્રગટી० ૩
પ્રભુજીના ગણધર અગીયાર, મુનિવર ચૌદ હજારજીરે,
છત્રીસ સહસ સાધ્વી જાણો, ચરણ કરણ ધરનાર. પ્રગટી० ૪
એક લાખ ઓગણસાઠ હજાર, શ્રાવક બહુ ગુણધારજીરે,
ત્રણ લાખ ને સહસ્સ અઢાર, શ્રાવિકાનો પરિવાર. પ્રગટી० ૫
એમ સ ઘની વૃદ્ધિ કરતા, આવ્યા પાવાપુરી ગામજીરે,
હસ્તિપાલની વિનતિ માની, ચોમાસુ રહ્યા સ્વામ. પ્રગટી० ૬
અલ્પ આયુષ્ય પોતાનું જાણી, અનુકંપા આણી નાથેજીરે,
સોળ પ્રહર લગે દેશના દીધી, અઢારે નૃપતિ સાથે પ્રગટી० ૭
કાર્તિક વદી અમાવાસ્યા રાત્રે, મહાવીર મૂક્તે પહોચ્તાજીરે,
નરનારી સુરનર સહુ મળીઆ, ગૌતમ ગણધર નોતા પ્રગટી० ૮
વીર નિર્વાણ સુર સુખથી સૂણી, મોહ કર્યો ચકચૂરજીરે,
કેવળ જ્ઞાન દર્શન પામ્યા, ગૌતમ ઉગતે સૂર પ્રગટી० ૯
વીર ગૌતમ નિર્વાણ કેવળ, કલ્યાણિક દિન જાણીજીરે,
દ્રવ્ય ભાવ દોય ભેદે કીજે, દિવાળી ભવિ પ્રાણી પ્રગટી० ૧૦
પોષા પડિકમણા જિન સ્તુતિ, સુંદર ભાવે કરીએજીરે,
**ધર્મચંદ્ર** પ્રભુના ગુણ ગાતા, અવિચલ સુખને વરીએ પ્રગટી० ૧૧

### પદ ૨૧૦–દિવાળી પર્વ વિષે.

[ અચકો મચકો કારેલી—એ રાગ ]

સૂણ સખી મુજ આજેરે, આજ અનોપમ દિવાળી,
આ પર્વ ભલી પેરે ગાજેરે, આજ અનોપમ દિવાળી

દિવાળી મંગળકારીરે, આ૦ સહુ સજ્જનને સુખકારીરે. આ૦ ૧
શુભ ભાગ્યે મ્હેની આવીરે, આ૦ ભવિજનને તે મન ભાવીરે, આ૦
આ દિનમાં જિન ચોવીસમાં, આ૦ વીર પ્રભુજી મોક્ષ પધાર્યારે. આ૦ ૨
સાંભળ તું મારી સજ્જનીરે, આ૦ ગુણ ગાતા વીતી રજનીરે, આ૦
પરભાતે ગૌતમ સ્વામીરે, આ૦ થયા ગણધર કેવળ જ્ઞાનીરે. આ૦ ૩
ભવિજનનાં કારજ સારીયાંરે, આ૦ નરનારી કંઈકજ તરીયારે, આ૦
આ દિવાળી અજવાળીરે, આ૦ ધરો ધર્મ સદા મદ ગાળીરે. આ૦ ૪
તે દિનથી જગમાં પ્રસરીરે, આ૦ નહિ જાય કદી તે વિસરીરે, આ૦
આનંદી મુખડાં દીસેરે, આ૦ હરખી હૈયામાં હીસેરે. આ૦ ૫
ગણુવી મહાવીર ગુણ માળારે, આ૦ થઈ જાશે ઝાકઝમાળારે, આ૦
કરશે સુખ દીનદયાળારે, આ૦ પ્રગટે મન મંગળ માળારે. આ૦ ૬
સતીઓના નામ સંભારોરે, આ૦ ટળશે કર્મનો ભારોરે, આ૦
રહેવું આનંદે નિત્યેરે, આ૦ સંપી ચાલો સહુ પ્રીતેરે. આ૦ ૭
કરો ધર્મધ્યાન શુભભાવેરે. આ૦ દિન આવો ફરી નહિ આવેરે, આ૦
સ્નેહે સહુને સમજાવેરે, આ૦ **મુનિ વિનયચંદ્ર** ગુણ ગાવેરે. આ૦ ૮

# ૧૭—સાત શોભા.

## પદ ૨૧૧—સિદ્ધની શોભા.

[ રૂપિયાની શોભા હું શી કહું—એ રાગ ]

સિદ્ધ જગત શિર શોભતા, રમતા આતમરામ,
લક્ષ્મી લીલાની લહેરમાં, સુખીઆ છે શીવઠામ.
સિદ્ધની શોભા હું શી કહું? ટેક. ૧
મહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કૈવલ્ય નામ,
અપુનર્ભવ બ્રહ્મ પદ વલી, અક્ષય સુખ વિશ્રામ. સિદ્ધની૦ ૨

ચાર નીકાયના દેવો મળીયા, સમવસરણ બહુ સારૂંરે,
સિંહાસન પર બેસી પ્રભુજી, ધર્મ કહે બહુ પ્યાર પ્રગટી૦ ૨
ઈંદ્રભૂતિ છાત્રોની સાથે, આવ્યા પ્રભુની પાસેજીરે,
વેદના અર્થ સૂણીને સાચા, સંયમ લીયો ઉલ્લાસે. પ્રગટી૦ ૩
પ્રભુજીના ગણધર અગીયાર, મુનિવર ચૌદ હજારજીરે,
છત્રીસ સહસ્ર સાધ્વી જાણો, ચરણ કરણ ધરનાર પ્રગટી૦ ૪
એક લાખ ઓગણસાઠ હજાર, શ્રાવક બહુ ગુણધારજીરે,
ત્રણ લાખ ને સહસ અઢાર, શ્રાવિકાનો પરિવાર પ્રગટી૦ ૫
એમ સંઘની વૃદ્ધિ કરતા, આવ્યા પાવાપુરી ગામજીરે,
હસ્તિપાલની વિનતિ માની, ચોમાસુ રહ્યા સ્વામ. પ્રગટી૦ ૬
અલ્પ આયુષ્ય પોતાનું જાણી, અનુકંપા આણી નાથેજીરે,
સોળ પ્રહર લગે દેશના દીધી, અઢારે નૃપતિ સાથે પ્રગટી૦ ૭
કાર્તિક વદી અમાવાસ્યા રાત્રે, મહાવીર મૂક્તે પહોંચ્યાજીરે,
નરનારી સુરનર સહુ મળીઆ, ગૌતમ ગણધર નેતા. પ્રગટી૦ ૮
વીર નિર્વાણ સુર મુખથી સૂણી, મોહ કર્યો ચકચૂરજીરે,
કેવળ જ્ઞાન દર્શન પામ્યા, ગૌતમ ઉગતે સૂર. પ્રગટી૦ ૯
વીર ગૌતમ નિર્વાણ કેવળ, મંગાળિક દિન જાણીજીરે,
દ્રવ્ય ભાવ દોય ભેદે કીજે, દિવાળી ભવિ પ્રાણી પ્રગટી૦ ૧૦
પોષા પડિક્કમણા જિન સ્તુતિ, સુંદર ભાવે કરીએજીરે,
**ધર્મચંદ્ર** પ્રભુના ગુણ ગાતા, અવિચલ સુખને વરીએ પ્રગટી૦ ૧૧

## પદ ૨૧૦–દિવાળી પર્વ વિષે.

[ અયમે મયમે કારેલી—એ રાગ ]

સૂણ સખી મુજ આજેરે, આજ અનોપમ દિવાળી,
આ પર્વ ભલી પેરે ગાજેરે, આજ અનોપમ દિવાળી.

દિવાળી મંગળકારીરે, આ૦ સહુ સજ્જનને સુખકારીરે. આ૦ ૧
શુભ ભાગ્યે મ્હેની આવીરે, આ૦ ભવિજનને તે મન ભાવીરે, આ૦
આ દિનમાં જિન ચોવીસમાં, આ૦ વીર પ્રભુજી મોક્ષ પધાર્યારે. આ૦ ૨
સાંભળ તું મારી સજ્જનીરે, આ૦ ગુણ ગાતા વીતી રજનીરે, આ૦
પરભાતે ગૌતમ સ્વામીરે, આ૦ થયા ગણધર કેવળ જ્ઞાનીરે. આ૦ ૩
ભવિજનનાં કારજ સારીયાંરે, આ૦ નરનારી કંઈકજ તરીયારે, આ૦
આ દિવાળી અજવાળીરે, આ૦ ધરો ધર્મ સદા મદ ગાળીરે. આ૦ ૪
તે દિનથી જગમાં પ્રસરીરે, આ૦ નહિ જાય કદી તે વિસરીરે, આ૦
આનંદી સુખડાં દીસેરે, આ૦ હરખી હૈયામાં હીસેરે. આ૦ ૫
ગણવી મહાવીર ગુણ માળારે, આ૦ થઈ જાશે ઝાકઝમાળારે, આ૦
કરશે સુખ દીનદયાળારે, આ૦ પ્રગટે મન મંગળ માળારે. આ૦ ૬
સતીઓના નામ સંભારોરે, આ૦ ટળશે કર્મનો ભારોરે, આ૦
રહેવું આનંદે નિત્યેરે, આ૦ સંપી ચાલો સહુ પ્રીતેરે. આ૦ ૭
કરો ધર્મધ્યાન શુભભાવેરે.આ૦ દિન આવો ફરી નહિ આવેરે, આ૦
સ્નેહે સહુને સમજાવેરે, આ૦ **મુનિ વિનયચંદ્ર** ગુણ ગાવેરે. આ૦ ૮

# ૧૭-સાત શોભા.

## પદ ૨૧૧-સિદ્ધની શોભા.

[ રૂપિયાની શોભા હું શી કહું—એ રાગ ]

સિદ્ધ જગત શિર શોભતા, રમતા આતમરામ,
લક્ષ્મી લીલાની લહેરમાં, સુખીઆ છે શીવઠામ.
સિદ્ધની શોભા હું શી કહું? ટેક. ૧
મહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કૈવલ્ય નામ,
અપુનર્ભવ બ્રહ્મ પદ વલી, અક્ષય સુખ વિશ્રામ. સિદ્ધની૦ ૨

સશ્રેય નિશ્રેયનું સ્થાન છે, દુ ખ સમસ્તની હાણ,
નિર્વૃતિ અપવર્ગ નામ છે, મોક્ષ મુક્તિ નિર્વાણ સિદ્ધની૦ ૩
અચળ મહોદય પદ લહ્યુ, જોતા જગતના ઠાઠ,
નિજ નિજ રૂપેરે જુજુવા, વીત્યા કર્મ તે આઠ સિદ્ધની૦ ૪
અગરૂલઘુ અવગાહના, નામે વિકસે વદન,
શ્રી **શુભવીર**ને વદતા, રહીએ સુખમા મગન સિદ્ધની૦ ૫

## પદ ૨૧૨–ઋષભની શોભા.

[ રાગ ઉપર પ્રમાણે ]

ભરત કહે સૂણો માવડી, પ્રગટ્યા નવે નિધાન,
નિત્ય નિત્ય દેતા ઓભિલડો, જુઓ હવે પુત્રના માન,
ઋષભની શોભા હુ શી કહું ? ટેક ૧
અઢાર કોડા કોડ સાગરે, વસીયો શહેર અનોપ,
બાર જોજનનું માન છે, ચાલો જોવાને ચોપ ઋષભની૦ ૨
પહેલો રૂપાનો કોટ છે, કાગરા કચન વાન,
બીજો સોનાનો જાણીયે, કાગરા રત્ન સમાન ઋષભની૦ ૩
ત્રીજો રત્ન પ્રકાર છે, કાગરા મણિમય જાણુ,
તેમા મધ્ય સિંહાસને, હુકમ કરે પરમાણુ ઋષભની૦ ૪
પૂર્વ દિશની સખ્યા સૂણો, પગથીયા પચીશ હજાર,
એણી પેરે ગણુતા ચારે દીશે, પગથીયા સોય હજાર ઋષભની૦ ૫
શિર પર છત્ર ત્રણ જળહળે, તેહથી ત્રિભુવન રાય,
તિન ભૂવનનોરે પાદશાહ, કેવળ જ્ઞાન સોહાય ઋષભની૦ ૬
વીસ બત્રીસ દશ સુરપતિ, વળી દોય ચાદો ને સુર,
દોય કર જોડી ઉભા ખરા, તુમ સુત ઋષભ હજુર ઋષભની૦ ૭

ચામર જોડી ચોવીસ છે, ભામંડળ ઝલકંત,
ગાજે ગગનમેં દુંદુભિ, ફૂલપગર વરસંત. ઋષભની૦ ૮
બાર ગણો પ્રભુ દેહથી, અશોક વૃક્ષ શ્રીકાર,
મેઘ સમાણીરે દેશના, અમૃત વાણી છે સાર. ઋષભની૦ ૯
પ્રતિહારજ આઠથી, તુમ સુત દીપે દેદાર,
ચાલો જોવાને માવડી, ગજ સ્કંદે અસ્વાર. ઋષભની૦૧૦
દૂરથી વાજંરે સાંભળી, જોવા હર્ષ અપાર,
હર્ષના આંસુથી ફાટીયા, પડળ દોય તેણી વાર. ઋષભની૦૧૧
ગયવર સ્કંદેથી દેખીયો, અનુપમ પુત્ર દેદાર,
આદર દીધો નહિ માયને, માય મન ખેદ અપાર. ઋષભની૦૧૨
કેહના છોરૂને માવડી, એ તો છે વીતરાગ,
એણી પરે ભાવના ભાવતા, કેવળ પામ્યા મહાભાગ. ઋષભની૦૧૩
ગજવર સ્કંદે મુગતે ગયા, અંતગડ કેવળી એહ,
વંદો પુત્રને માવડી, આણી અધિક સ્નેહ. ઋષભની૦૧૪
ઋષભની શોભા મેં વર્ણવી, સમની નગર મોઝાર,
સૂત્ર સિદ્ધાન્ત મેં સાંભળી, સંઘને જય જયકાર. ઋષભની૦૧૫
સંવત અઢારસે છાસીઓ, માગસર માસ સોહાય,
**દીપવિજય** કવિરાજને, મંગળ માળા સવાય. ઋષભની૦૧૬

## પદ ૨૧૩–વીરની શોભા.

[ રાગ ઉપર પ્રમાણે. ]

વંદુ સિદ્ધ ભગવંતને, પ્રણમું સદ્ગુરૂ પાય,
રિદ્ધિ વખાણુરે વીરની, તીન ભુવનનો જે રાય,
વીરની શોભા હુ શી કહુ ? ટેક. ૧

શ્રી સિદ્ધાર્થ નરીંઆ, ક્ષત્રિકુળ અવતંસ,
જેહનો તાત વખાણીયે, નિર્મળ ઉત્તમ વંશ. વીરની૦ ૨
સુરપતિ ચક્રી ને હલધર, વાસુદેવની જાણ,
જગમાં પદવી જોતા થકા, ઉત્તમ પદવી વખાણ વીરની૦ ૩
ભગની ચેડા મહારાજની, સતિ શિરોમણિ ધન,
ધન્ય ધન્ય ત્રિશલાદે માયને, કુખે પુત્ર રત્ન. વીરની૦ ૪
ચાર કોસનારે શહેરમાં, છાજે છત્રપતિ ભાણ,
રયણ સિંહાસન ઉપરે, હુકમ કરે પરમાણ વીરની૦ ૫
આશા પાશા છે હાથમાં, રતન જડિત ઝલકાર,
નકી પોકારે પ્રભુ આગલે, ચોસઠ ઇંદ્ર છડીદાર. વીરની૦ ૬
તીન ભુવનનોરે પાદશાહ, પટોધર જેહના અગીયાર,
અક્ષય ખજાનો છે જેહને, દ્વાદશાંગી ધરનાર વીરની૦ ૭
ચૌદ પૂર્વધર દીપતા, ત્રણસે ખાસા પ્રધાન,
ચાર હજાર ને આગ્સે, દીસે ખાસા દીવાન. વીરની૦ ૮
વિપુલમતિ જેહની નિર્મળી, પાચસે મોટા વજીર,
સખ્યા જેહની છે સાતસે, કેવલી પરમ સુધીર વીરની૦ ૯
ચરણ કરણ ગુણ આગલા, બુદ્ધિ રત્ન ભંડાર,
મેતા કામદાર દોતીયા, વૃદ્ધ ચૌદે હજાર. વીરની૦૧૦
એક લાખ ઉપર જાણીએ, ઓગણ સાઠ હજાર,
સમકીત તીખી તરવાર છે, શ્રાવક ખાસા અશ્વાર. વીરની૦૧૧
પાયદળ કોડા કોડી કહ્યા, અણુકુતા એક કોડ,
ચક્રી વાસુદેવ નરપતિ, સેવે છે કરજોડ વીરની૦૧૨
વર્ણવ્યા ત્રિલોકી પાદશાહ, વીરચૈત્ર નગર મોઝાર,
દીપવિજય કવિરાજને, સંઘમાં જય જયકાર. વીરની૦૧૩

## પદ ૨૧૪–સંઘની શોભા.

[ રાગ ઉપર પ્રમાણે ]

વંદી જિન પ્રભુ વીરજી, ગણધાર પ્રણુમી અગીઆર,
ચઉ વિહ સંઘને વર્ણવું, જગ જશ મહિમા અપાર.
સંઘની શોભા હું શી કહું ? ટેક. ૧
ભગવતિ સૂત્રમાં પૂછીયું, શ્રી ગૌતમ ગણધાર;
આપ વીરે પ્રકાશીયાં, તીર્થ શ્રી સંઘ ચાર. સંઘની. ૨
વ્રતધર સાધુ ને સાધ્વી, સત્યાવીશ ગુણધાર;
શ્રાવક શ્રાવિકા નિર્મળા, એકવીશ ગુણના ભંડાર. સંઘની. ૩
પેલો સંઘ જે મુનિવરા, કેવળી સુરી ઉવઝાય;
પૂરવધર શ્રુત કેવળી, દશ નવ પૂર્વિ કહાય. સંઘની. ૪
દ્વાદશ અંગધર પૂજ્યજી, ઉહી મનપર્યવ જાણુ;
ચારણ દોય ભગવંતજી, વળી દોય કલ્પી વખાણુ. સંઘની. ૫
છાંડ્યાં કંચન ને કામની, છોડ્યા દ્વેષ ને રાગ;
સંયમ સાધન ઉજલા, ગુણઠાણે વીતરાગ. સંઘની. ૬
શત્રુ મિત્ર સરખા ગણે, દીએ ભવિને ઉપદેશ;
પરોપકારને કારણે, વિચરે દેશ વિદેશ. સંઘની. ૭
શાશ્વતા ભાવે જાણીયે, અઢી દ્વીપે મુનિરાજ;
દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી, કરતા આતમ કાજ. સંઘની. ૮
નિત્ય નિત્ય કીજીએ વંદણા, ચૌ શરણ સૂત્રે લખાય;
ઓગણત્રીસ જાતના મુનિ કહ્યા, એ સંઘ પેલો ગવાય. સંઘની. ૯
બીજા સંઘને વંદીએ, મહાસતી સાધવી જાણુ;
મુનિના જે ગુણ વર્ણવ્યા, તે સહુ ગુણમણિ ખાણુ. સંઘની.૧૦
ચારિત્ર ગુણેથી નિર્મળા, સાધન શીલ સુવિવેક;
અંતર એક છે વેદનો, બીજા સહુ ગુણ એક. સંઘની.૧૧

ત્રીજો સઘ વખાણીએ, શ્રાવક સમકીતવત,
દેવે ચલાવ્યા નવિ ચવે, જિનની આણા વહત સઘની.૧૨
સણુસક બોલ જે સૂત્રમા, ગણુધર દેવ કહત,
ધારક છે સહુ બોલના, ચૌદ નિયમ ધરત સઘની.૧૩
ક્ષાયક ઉપસમ વશના, સમકીત ચોથે ગુણઠાણ,
વ્રત પચ્ચખાણે ઉજળા, તે પાચમે ગુણઠાણુ સઘની.૧૪
ત્રગડે સહુ જિનરાજજી, મુખે કરે વખાણુ,
દ્રઢ ધર્મી દ્રઢ રાગીઆ, વ્રતધર બાર સુજાણુ સઘની.૧૫
મુનિવરને પ્રતિ લાભતા, મારગ જિન દીપાય,
શ્રાવક સુધારે જિન કહે, તે સઘ ત્રીજો કહાય. સઘની ૧૬
ચોથો સઘ વખાણીએ, સમકીત શિયળની રેખ.
શુદ્ધ ગુણવતીને શ્રાવિકા, ભગવતિમાંહિ ઉલ્લેખ સઘની ૧૭
પતિવ્રતા ધર્મી રે વ્રતધરા, ધરીઆ શીળ શણગાર,
દેવગુરુ વ્હાલા છે જેહને, વ્હાલા જિન વચન સાર સઘની.૧૮
ત્રીજા સઘનારે ગુણ કહ્યા, ચોથા સઘમા સમાય,
અતર એકજ છે વેદનો, અતર બીજો ન કોય સઘની.૧૯
દર્શન જ્ઞાન ચરિત્ર જે, સઘ ગુણ સઘમા જમાવ,
ગુણ વધતેરે વાધતે, કેવળ જ્ઞાન બનાવ સઘની ૨૦
મહીધર રવિ શશી સાગર, રથ ચક્ર કમળ સોહાય,
નદી સૂત્રમારે ઉપમા, એ સાતે સઘને સોહાય સઘની ૨૧
સઘની શોભા મે વર્ણવી જબુસર નગરમે એહ,
ભગવતી સૂત્રની વાચના દુધે વુઠા છે મેહ સઘની.૨૨
સવત અઢાર સત્યાશીયે, સઘના કીધા વખાણ,
**દીપવિજય** કવિરાજને, સઘને ક્રોડ કલ્યાણ સઘની ૨૩

## પદ ૨૧૫-શિયળની શોભા.

[ રાગ ઉપર પ્રમાણે ]

બાલ બ્રહ્મચારી પ્રભુ નેમજી, બાવીસમો જિન ભાણુ,
પ્રણમી પદ જુગ તેહના, વર્ણું શિયળ વખાણ;
શિયળની શોભા હું શી કહું ? ટેક. ૧

ગણધર ગણી મુનિ સાધ્વી, સંખ્યા પચાસ હજાર,
સમવસરણમાંરે વીરજી, ભાખે શિયળ વિસ્તાર;
ચૌવિહ સંઘ હિતકાર. શિયળ. ૨

સિંહ પરે જે વ્રત આદરે, પાળે સિંહ પરે ધન,
શિયળ રથ બેઠારે તે ફરે, ધન્ય જશ ધન્ય કૃત્ય પુણ્ય. શિયળ. ૩

ઉત્તરાધ્યયનમાં ઉપદેશે, જિનપતિ ત્રિભુવન રાય;
એ વ્રત સમુદ્ર ગંભીર છે, એમાં ચારે સમાય,
એમાં બારે સમાય. શિયળ. ૪

એહને સમુદ્રની ઉપમા, ચારે નદીઓ સમાન, બારે નદીઓ સમાન,
વળી દશ ઉપમારે એહને, ઉત્તરાધ્યયને વખાણુ. શિયળ. ૫

એક છતે છત પાંચની, એકે નહિ નહિ પાંચ;
નહિ અનુવ્રત મહાવ્રત, ફોગટ નામ પ્રપંચ. શિયળ. ૬

વ્રતધર તેહના નામને, ધનકુળ ધન તસ્સવંસ,
ધન્ય તસ્સ માયને, તાતને, તે તસ્સ કુળમાં અવતંસ. શિયળ. ૭

લીધાં વ્રત જેણે ખંડીયા, તે તસ્સ કુળમાં અંગાર,
પ્રવચન આણાનો પાપીઓ, ચીહુ ગતિ પમસે સંસાર. શિયળ. ૮

લીધાં વ્રત નહિ ખંડીઆ, મહાસતી સાધ્વી કહેવાય,
સાધ્વી ને વળી શ્રાવિકા, પ્રવચન માંહી ગવાય. શિયળ. ૯

લીધા વ્રત નવિ ખંડીઆ, ધન્યધન્ય તેહનો અવતાર,
આચા ઝવેરીરે શિયળના, શ્રાવકને અણગાર. શિયળ.૧૦
લીધા વ્રત નવિ ખંડીઆ, શાખી આતમરાય,
બીજા શાખીરે કેવળી, ભાખે સુજશ સહાય. શિયળ.૧૧
લીધા વ્રત નવિ ખંડીઆ, આપદ સંકટ માય,
પડહો તેહના નામનો, વાજે ત્રિભુવન માય શિયળ.૧૨
શિયળથી સર્પ ન આભડે, હોવે કુસુમની માલ,
જળમાં સ્થળ થઈ પરિણમે, વિઘ્ન હોય વિસરાલ. શિયળ.૧૩
શૂળી સિંહાસન નિપજે, દુર્જન સજ્જન થાય,
સિદ્ધિ રસાયન નીપજે, સેવે સુરીનર પાય શિયળ ૧૪
ધન્ય ધન્ય અભય કુમારને, ઢંઢણ મેઘ કુમાર,
ધન્ય ધન્ય શિયળ સનાહને, ધન્ય વળી વેરકુમાર શિયળ૧૫
શેઠ સુદર્શનને કર્યું, શૂળી સિંહાસન દેવ,
દુખીઆ જનને સુખીઆ કરે, પ્રભુજી શિયળની ટેવ. શિયળ ૧૬
ચંદનબાળા મૃગાવતી, પીધા નિર્મળ જ્ઞાન,
ચેડા નૃપની સાતે સતિ, પૂત્રી શિયળ નિધાન. શિયળ ૧૭
સીતા કુન્તા ને દ્રૌપદી સોળસા દમયંતી નાર,
સતિય સુભદ્રાજી મહાસતિ, કીધો અ૫ સંસાર શિયળ ૧૮
એણીપેરે વીર મહાવીરજી શિખામણ કહીએણ,
વ્રતધર ચૌવિહ સંઘને, વરસ્યા અમૃત મેહ શિયળ ૧૯
ગુર્જર દેશ વડોદરે, વ્રતધર સંઘને કાજ,
શિયળની શોભા મેં વર્ણવી, એ વ્રતગુણ નિધિપાજ શિયળ.૨૦
સંવત અઢાર એકાણુએ, કીધા શિયળ વખાણ,
**દીપ વિજય** કવિરાજને, સંઘને કોડ કલ્યાણ શિયળ.૨૧

## પદ ૨૧૬ ગણધરની શોભા.

[ રાગ ઉપર પ્રમાણે. ]

પહેલા ગૌતમ ગણધરૂ, ઇંદ્રભૂતિ છે નામ,
અગ્નિભૂતિ વખાણીએ, બીજા પ્રભુ ગુણધામ.
ગણધર શોભા હું શી કહું ? ટેક. ૧
વાયુભૂતિ ત્રીજા વળીર છે, ગૌતમ ગૌત્ર ભગવંત,
ચોથા વ્યક્તજી જાણીયે, કીધા ભવનારે અંત. ગણધર. ૨
સ્વામી સુધર્મા છે પાંચમા, મંડિત છઠ્ઠા ગણધાર,
મોરીય પુત્ર છે સાતમા, સહુ એ જગના આધાર. ગણધર. ૩
અકંપિતજી છે આઠમા, અચલજી નવમારે જાણ,
મેતાર્ય જગ પૂજ્યજી, ગણપતિ દશમો વખાણ. ગણધર. ૪
સ્વામી પ્રભાસજી વંદીએ, એકાદશમા ગણધાર,
ગણધર ગચ્છપતિ ગણપતિ, તીરથના અવતાર,
દ્વાદશાંગી ધરનાર છે, સહુ મુનિના સરદાર. ગણધર. ૫
આણા લેઈ પ્રભુ વીરની, સહુ જનને સુખદાય,
ગુણશીલ ચૈત્યે પધારીયા, શ્રેણીક વંદન આય. ગણધર. ૬
ચેલણા પુરેરે ગહુંઅલી, સહિયર ગાવે છે ગીત,
**દીપવિજય** કવિરાજની, એ જિનશાસન રીત. ગણધર. ૭

## પદ ૨૧૭–રૂપિયાની શોભા.

[ રાગ ઉપર પ્રમાણે ]

દેશ મુલકને પરગણે, હાકમ હુકમ કરંત,
છડીદાર ચોપદાર ઉભલા, ચામર છત્ર ધરંત,
રૂપિયાની શોભા હું શી કહું ? ટેક. ૧

હાથી ઘોડારે આગણે, સોના રૂપાના સાજ,
જડીયા મોતીરે હીરલે, એ સહુ મોટા ભાઈની લાજ રૂપિયાની૦ ૨
કસબી કુમકાનીરે પાલખી, રથ ઘોરી ઘુઘરમાલ,
સેવક દોડેરે મલકતા, એ ધનપાલ ઘોડીની ચાલ. રૂપિયાની૦ ૩
ઉંચા મદિર માલીઆ, કોરણી આરા છે ગોખ,
ગાદી તકીઆરે ઢોલીઆ, બેઠા માણે છે શોખ રૂપિયાની૦ ૪
ખરચે વાવરે ખાતસુ, અઢળક દેતારે દાન,
આવો પધારોજી સહુ કહે, એ લાડકવાયાના માન. રૂપિયાની૦ ૫
વિવાહ વાજને ઉજળા, સઘપતિ નામ ધરત,
સઘ ચલાવે દેશાતરે, એ સહુ શેઠજી કરત રૂપિયાની૦ ૬
ગરથ વિહોણોરે ગાગલો, ગરથે ગાગજી શેઠ,
ગરથ વિહોણારે શેઠીઆ, કરતા દીઠારે વેઠ રૂપિયાની૦ ૭
પામી ખરચે નહિ લોભીઆ, સચે ખહોલીરે આથ,
સુમણુ સરીખારે પ્રાણીઆ, જાશે ઘસતારે હાથ. રૂપિયાની૦ ૮
જિનપતિ, ગણપતિ એમ કહે, જીવને છે દશ પ્રાણ,
રૂપિયા શેઠજીને સહુ કહે, એ અગ્યારમું પ્રાણ રૂપિયાની૦ ૯
**દીપવિજય** કવિરાજજી, પ્રભુ દીયે વર્ષિય દાન,
જગમા કહેવાય ઉજળા, એ કુદડીયાળાના માન રૂપિયાની૦ ૧૦

---

# ૧૮-શિયળની સોળ કળા.

## પદ ૨૧૮

ધર્મના છેજી અનેક પ્રકાર:—
વ્રત મોટાં કહ્યાં પંચહી સાર કે, શિયળ સમો જગ કોઈ નહિ,
સૂત્ર કુરાન પૂરાણુ વિચાર કે, શિયળને સર્વ કોઈ વર્ણવે,
શિયળથી માંડજો પ્રીત અપાર કે, પરસ્ત્રી જનની કરી જાણજો,
આંખ મીચી મતિ કરજો અંધાર કે, વેગેહી શિવપુર પોચણો,
દુઃખ દેશે વેરી કામ વિકાર કે, આકે હિ અંબ ન લાગશે,
સબલ લેજો તમે સમકિત સાર કે, શિયળ સંઘાતે જો મીલે,
રત્નજડિત જેમ સુવર્ણ હાર કે, શોભે શણગાર સોહામણો,
શિયળ વિના નહિ કોઈ આધાર કે, શિયળ અખંડિત સેવજોજી. ૧

જેવો ચંચલ કુંજર કાન:—
વેગે પડે પાકી પીપળ પાન કે, જેવી ચંચલ વિજળી,
જેવો ચંચલ સંધ્યાનો વાન કે, ડાભ અણિ જળ જેહવું,
જેહવું યૌવનનું અભિમાન કે, ક્ષણુ ક્ષણુ જાએ છીજતું,
વિષયે ન રાચજો વિષ સમાન કે, ફળ કિંપાકની ઉપમા,
સુખ નહિ એ તો દુઃખની ખાણુ કે, તૃપ્ત હોઈ કોઈ મૂવા નહિ,
ઈંદ્ર નરેંદ્ર બડાહિ રાજાન કે, આશા વિલુબ્ધા ચલ ગયા,
પરભવમાં હુવા ઘણા હેરાન કે, રમણીના રૂપે મ રાચજો,
સૂત્રમાં ભાંખ્યું શ્રી ભગવાન કે, શિયળ અખંડિત સેવજોજી. ૨

શુદ્ધ શિયળ પાળો નરનાર:—
શિયળથી કુલને કલંક ન હોય કે, જૈન ધર્મ અજવાળજો,
સાચું શિયળ કરી જાણજો સોય કે, પાપને મૂળથી પરહરો,

દેવ દેવી તણા પૂજનિક હોય કે, જગમા સુજશ વાધે ઘણો,
રોગની આપદા તેથી ન હોય કે, મોક્ષ ગામી હોય શિયળથી,
અગ્નિ શીતળ હોય શિયળથી નેય કે, શિયળથી વિષ અમૃત હોવે,
શિયળથી સર્પ હોવે ફૂલ માળ કે, હાથી હોવે બકરી સમો,
સિંહ હોવે જેશો મૃગ શિયાળ કે, આપદા ટળી સપદા મળે,
કામણ ટોમણ દીએ શિયળ ટાળ કે, સમુદ્ર તાગ દીએ તેહને,
સમુદ્ર બેટ સમ હોવે તત્કાલ કે, વીર જિનેશ્વરે એમ કહ્યુ,
એવા ગુણો જાણી શિયળ પાળ કે, શિયળ અખડિત સેવજોજી ૩

ચોથુ સવર દસમે અગ —
અર્થ કહ્યા સૂણજો મન રગ કે, અગથી આલસ પરિહરો,
બારે પરિષદા મળી સુમગ કે, વાણી યોજન ગામિની,
વીરે વખાણ્યું શિયળ સુચગ કે, સુગુણી જન ભલો જાણીએ,
જેણે આદર્યું શિયળ ઉછરગ કે, તરીયા સસાર સમુદ્રને,
શેષ રહી છે નદી એક ગગ કે, યતના ઘણી કરી રાખજો,
એક ભાગે સર્વ વ્રતનો ભગ કે, એહવુ બ્રહ્મચર્ય મોહકુ,
મોટુ કહ્યુ તે છોટાને પ્રમગ કે, બત્રીશ ઉપમાએ વર્ણવ્યું,
એક એકથી અધિક મન રગ કે, શિયળ અખડિત સેવજોજી ૪

ગ્રહગણમાહિ મોટો જેમ ચદ્ર —
રત્નોની આકર માહિ સમુદ્ર કે, રત્નોમા વૈડુર્ય મોટકુ,
ભૂષણ માહિ મોટુ મુકુટ સોહત કે, વસ્ત્ર માહિ કપાસનું,
ફૂલ માહિ મોટુ ફૂલ અરવિંદ કે, ચદનમા ગોશીર્ષ વખાણીએ,
હેમવત મોટો કહ્યો ઔષધી વૃદ કે, નદીમા સીતોદા મોટકી,
સમુદ્રમા સ્વયંભૂરમણ મહત કે, રૂચક પર્વત મોટો વાટલે,
હાથી માહિ ઐરાવણ ગજેદ્ર કે, ચઉપદ માહિ સિંહ કેશરી,

સુવર્ણ કુમારમાં છે વેણુદેવ કે, ધરણિધર નાગકુમારમાં,
સર્વ વ્રતોમાં શિયળ અધિક સોહંત કે, શિયળ અખંડિત સેવજોજી. ૫

દેવલોક મોટું હી પાંચમું જાણ:—
સભામાં સૌધર્મી સભા વખાણુ કે, સ્થિતિમાં લવસત્તમા કહ્યા,
દાન માંહિ બડો અભય દાન કે, રંગમાં કરમચી મોટકો,
સંઘયણમાં મોટું પહેલું જાણુ કે, સમચઉરંશ મોટું સંઠાણમાં,
ધ્યાન માંહિ મોટું શુકલ ધ્યાન કે, જ્ઞાનમાં કેવળ દીપતું,
લેશ્યા નહિ કો શુકલ સમાન કે, મુનિવર માંહિ તીર્થંકરો,
ક્ષેત્રમાં મહા વિદેહ ક્ષેત્ર વખાણુ કે, ગિરિમાં મેરૂ ઉંચો કહ્યો,
વનમાં નંદનવન વખાણુ કે, વૃક્ષમાં જંબૂ સુદર્શન,
સેનામાં ચક્રીની સેના વખાણુ કે, રથમાં મહારથ મોટકો,
તેમ વ્રતોમાં શિયળ વ્રત જાણુ કે, શિયળ અખંડિત સેવજોજી. ૬

સુગુણી માણસ સાંભળો અરદાસ:—
જાય છે યૌવનને ત્રુટે છે આશ કે, શૂરવીર રહેજો સહી,
મોહે આ માર્ગમાં માંડયો છે પાસ કે, વિષય વિલાસે મ ભૂલજો,
એણે જગ નૃપતિ થાએ છે દાસ કે, આંખ અણિ કેમ ઉઘડે,
મોડે છે અંગ કરે મુખ હાસ્ય કે, દાસ કરી તુમ રાખશે,
બળ ધન યૌવન કરણી વિનાશ કે, નામ છે અબલા નારનું,
ઇંદ્ર નરેંદ્ર કીયા વશ ખાસ કે, ત્રિભુવન પાય લગાવીયા,
નજરે પડયાં કરે શિયળ વિનાશ કે, વિષય કરણ ને વાપરે,
જે દૂર તજે કરે શિવપુર વાસ કે, શિયળ અખંડિત સેવજોજી. ૭

નારી કારણે થયા ઘણા સંગ્રામ:—
બડા બડા રાજા રહ્યા રણ ઠામ કે, કટકે મૂવા છે અતિ ઘણા,
કોણ કોણ નગરને કોણ કોણ ગામ કે, કહું છું થોડી શી વાનકી,

ચિત્ત લગાડી સૂણજો તેનાં નામ કે, દ્રૌપદી કેરા પ્રસંગથી,
શ્રી કૃષ્ણે પાડી પદ્મોત્તર માન કે, રાવણે સીતા અપહરી,
ભારત કીધા તિહાં લક્ષ્મણ રામ કે, ઉદાઈ ને ચંદ્રપ્રદ્યોતને,
તેણે પણ સેવ્યું છે વિષયનું કામ કે, રૂક્મણિ ને પદ્માવતી,
કૃષ્ણજી પરણ્યા કરીને સંગ્રામ કે, અર્જુને યુદ્ધ કીધાં ઘણાં,
રત્ના સુભદ્રા પરણવા કામ કે, શિયળ અખંડિત સેવજોજી. ૮

મયણ રે હા તણે કારણે જણ:—
મણિરથે હણ્યાં છે બંધવનાં પ્રાણ કે, મરી નરકે ગયો સાતમી,
ચંદ્રપ્રદ્યોતન રાજા પિછાણ કે, મૃગવતી રૂપ સાંભળી,
સેના લઈ આવ્યો મોટે મંડાણ કે, નગરી કુસુંબી ઘેરી તિહાં,
જીવ ઘણાંનો કીધો ઘમસાણ કે, રોહિણી પરણવા કારણે,
વસુદેવ રાયે કીયા યુદ્ધ તાણ કે, રાણી પદ્માવતી તેહનું,
કુરણી કે વચન કીધું પરમાણ કે, દશ ભાઈ યુદ્ધે મરાવીયા,
તેણે નાનાનું મૂળે ન માન્યું કેણ કે, એક ક્રોડ એંશી લાખ ઉપરે,
મનુષ્ય ઘણાંનો કીધો ઘમસાણ કે, શિયળ અખંડિત સેવજોજી. ૯

અસ્થિર હોવે જેવી આપની છાય:—
અસ્થિર હોવે જેવી કાયર બાંય કે, અસ્થિર કન્યા ધન જેહવું,
અસ્થિર હોવે જેવો હારનો ત્રેહ કે, અસ્થિર રાજા હોવે દુબલો,
અસ્થિર હોવે જેવો ગ્રીષ્મ મેહ કે, અસ્થિર ધ્વજા દેવળ તણી,
અસ્થિર ધનુષ્ય આકાશનું બાણ કે, અસ્થિર લાંપનું તાપણું,
અસ્થિર હોવે જેવી માનવ દેહ કે, અસ્થિર કુંભ માટી તણો,
ફુટ જાવે લાગે થોડી શી ઠેહ કે, અસ્થિર રંગ પતંગનો,
અસ્થિર જાણો તેવો નારીનો સ્નેહ કે, પ્રાણ જો આપીએ એહને,
તો પણ છેડે દેખાડી દે છેહ કે, શિયળ અખંડિત સેવજોજી. ૧૦

નારી ચરિત્રનો ન આવે અંત:—
ઉંદર દેખી હોવે ભય ભ્રાંત કે, સર્પ ઓસિકે લહી સૂવે,
દેહલી ઉલંઘતાં દુઃખ ધરંત કે, કામ પડયે ગિરિવર ચઢે,
સકલ ઘાવ કમલા ખમંત કે, કંથ હણી ધરણી ઢળે,
કામિની ને સંગે દુઃખ અનંત કે, ધરણીના નાથને ધ્રૂજવે,
ક્ષણ માંહે રંગ વિરંગ કરંત કે, નરખલ નર પંડિતને,
પાસ પડયા પછી કોઈક તજંત કે, પેલાં હી આપ સંભારજો,
મત કરજો પર રમણીશું ખંત કે, શિયળ અખંડિત સેવજોજી. ૧૧
પર તણું રૂપ જોઈ શણગાર:—
પરશું ભોગવે ભોગ વિકાર કે, વચનશું રીઝવે ઓરને,
ઓર ને ચિંતવે ચિત્ત મોઝાર કે, આળ દેવે શિર ઓરને,
કૂડ તણી કોથળી કપટ ભંડાર કે, કલેશ કાલની કુંપલી,
રમણીમાં મૂર્ચ્છીઓ સર્વ સંસાર કે, સ્વાર્થ વિનાહિ શીદ તો,
નારીએ વિનાશ્યો નિજ ભર્તાર કે, કપીલા ને સંભારજો,
નારીના અવગુણનો નહિ પાર કે, એક જીભે કેટલા કહું,
નારી નેહ જેવું લીંપણ છાર કે, શિયળ અખંડિત સેવજોજી. ૧૨
કામ કરી લજ્જા લોપેજી કાર:—
કુલ તણી કેડે ઉડાડી દીએ છાર કે, ઉલટું વદે મદ શું છકી,
ઉંચ છોડી કરે નીચ આચાર કે, વીફરે તો વાઘણથી બુરી,
એહ જગચિત્તની ચોરણ હાર કે, છલ છીદ્ર જોતી ફરે,
કામ કટકમાં નાયક નાર કે, લોચન બાણ વર્ષાવતી,
લટકતી વેણી જાણે તીખી તલવાર કે, લાખો ગમે આગે લુંટીયા,
અરણીકાદિકને આર્દ્ર કુમાર કે, એહવા મુનિવર મોટકા,
તેનું સંયમ ધન લીધું ધુતાવ કે, નરકની દિવી જીનવરે કહી,
નારીનો સંગ તજો વારંવાર કે, શિયળ અખંડિત સેવજોજી. ૧૩

સઘળી નારી સરખી નવિ હોય.—
પુરૂષ ભલા સહુ મતિ જાણો કોય કે, નારી ન્યુ પુરૂષને જાણજો,
આપણા અવગુણ જાણો શોય કે, વિષય સેવ્યા દોનું બુરા,
શિયળથી શીવપુર દોનું ને હોય કે, નારી ને લછન કેમ ચઢે ?
પુરૂષ ભલા સુલક્ષણા હોય કે, તો વાજત તાલી કીણ વિધે,
એક હાથે નવ વાજે સોય કે, પુરૂષ કેઈ પરનારશું,
શેરી કુશીલને ભવ ગયા ખોય કે, પાપ ઉદય આવે ઇણ ભવે,
રાજા લુંટે ધન શુળી દીયે પરોય કે, પરભવમા દુખ ભોગવે,
એ સમુ પાપ બીજુ નહિ કોય કે, શિયળ અખંડિત સેવજોજી ૧૪

નારી હોવે કેઈ શિયળની ખાણુ —
વીર જીણંદે તેના કીયા વખાણ કે, કષ્ટ પડે કાયમ રહી,
ચંદનબાલા ને ચેલણા જાણ કે, રાજિમતી સતી દ્રૌપદી,
સુભદ્રા સતીને સીતા વખાણુ કે, મયણ રેહાને કળાવતી,
દમયંતી અંજના જાણો પ્રમાણ કે, શ્રીમતી ને પદ્માવતી,
મૃગાવતી શિયળે શુદ્ધ જાણ કે, સતીઓના નામ કેટલા કહું,
જૈન ધર્મ દીપાવ્યો રાખી કુલ મામ કે, શુદ્ધ મને શીળ આદર્યું,
શુદ્ધ મને પાલી છે જીનવર આણ કે, ધન્ય તેહના વ્રતને,
શિયળના કારણે તજી દીયા પ્રાણ કે, શિયળ અખંડિત સેવજોજી, ૧૫

સુરતરૂ આગણે ઉગ્યો સનૂર —
ઉખેડી રોપ્યો છે આક ધતૂર કે, હસ્તિ સાટે ખર સગ્રહે,
રત્ન ચિંતામણિ નાખી ઘે દૂર કે, કાચ ગ્રહે કુમતે કરી,
વિષ્ટામા મુખ ઘાલે ભુંડ શૂર કે, કણ સહિત કુકુ છડીને,
છોડી આબા દાડમ દ્રાક્ષ ખજૂર કે, કાગ લીંબોળીમા રતિ કરે,
વિષય સેવ્યા ચોથુ વ્રત હોય દૂર કે, અકલ વિના જીવ બાપડા,

નરક નિગોદમાં હોઈ ગયા પૂર કે, ક્ષણુ સુખની કરી ચાહના,
પાળો શિયળ નરનારી સનૂર કે, શિયળ અખંડિત સેવજોજી. ૧૬

# ૧૯—શિયળ વિષે.

## પદ ૨૧૯—શિયળ વિષે બ્હેનોને શિખામણ.

[ ઉથલાની દેશી. આઘે જાતાંરે અટવી આવશે–એ દેશી ]

એક અનોપમ શિખામણ ખરી, સમજી લેજોરે સઘળી સુંદરી,
સુંદરી સેજે હૃદય હેજે, પરસેજે નવિ બેસીએ,
ચિત્ત થકી ચૂકી લાજ મૂકી, પરમંદિર નવિ પેસીએ,
બહુ ઘેર હીંડે નારી નિર્લજ, શાસ્ત્રે પણુ ત્યજવી કહી,
જેમ પ્રેત દષ્ટીયે પડ્યું ભોજન, જમવું તે જુગતું નહિ. ૧
પરશું પ્રેમેરે હસીય ન બોલીએ, દાંત દેખાડીરે ગુહ્ય નવ ખોલીએ,
ગુહ્ય ઘરનું પરની આગે, કહોને કેમ પ્રકાશીએ ?
વળી વાત જે વિપરીત ભાસે, તેહથી દૂરે નાસીએ,
અસુર સવારે અને અગોચર, એકલડા નવિ જાઈએ,
સહસાત્કારે વાત કરતાં, સહેજે શિયળ ગુમાવીએ. ૨
નટવીટ નરશુંરે નયન ન જોડીએ, મારગ જાતારે આઘું ઓઢીએ,
આઘું તે ઓઢી વાત કરતાં, ઘણુાંજ રૂડા શોભીએ,
સાસુ અને માના જણ્યા વિણ, પલક પાસ ન થોભીએ,
સુખ દુઃખ સરજ્યું પામીએ પણ, કુળાચાર ન મૂકીએ,
પરવશ વસતાં પ્રાણુ જાતાં, શિયળથી નવિ ચૂકીયે. ૩
વ્યસની સાથેરે વાત ન કીજીએ, હાથો હાથેરે તાળી ન લીજીએ,
તાળી ન લીજે નજર ન દીજે, ચંચળ ચાલ ન ચાલીએ,
એક વિષય બુદ્ધિયે વસ્તુ કેહની, હાથ પણુ નવિ ઝાણીએ,

કોટિ કંદર્પરૂપ સુંદર, પુરુષ દેખી ન મોહીએ,
તૃણખલા તોલે ગણીએ તેહને, ફરીય સામું ન જોઈએ. ૪
પુરૂષ પરનોરે વળી ન વખાણીએ,વૃદ્ધ તે પિતા સરખો જાણીએ,
જાણીયે પિયુ વિણ પુરૂષ સઘળા, સહોદર સમોવડે,
પતિવ્રતનો ધર્મ જોતાં, નાવે કોઈ તડો વડે,
કુરૂપ કુષ્ટિ કુબડો ને, દુષ્ટ દુર્બળ નિર્ગુણો,
ભર્તાર પામી ભામિની, તે ઇંદ્રથી અધિકો ગણો. ૫
અમર કુમારરે તજી સુર સુંદરી,પવન જયેરે અંજના પરિહરી,
પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી,
મહાસતી માથે કષ્ટ પડયાં પણ, શિયળથી તે નવિ ચલી,
કસોટીની પરે કસી જોતાં, કંથશું વિહડે નહિ,
તનમન વચને શિયળ રાખે, સતી તે જાણો સહી. ૬
રૂપ દેખાડીરે, પુરૂષ ન પાડીએ,વ્યાકુળ થઈનેરે મન ન બગાડીએ,
મન ન બગાડીએ પર પુરૂષનું, જોગ જોતાં નવિ મળે,
કલંક માથે ચડે કુડાં, સગા સહુ દૂર ટળે,
અણ સરજ્યો ઉચાટ થાયે, પ્રાણ તીહાં લાગી રહે,
ઇહ લોક પામે આપદા, પરલોક પિડા બહુ સહે. ૭
રામને રૂપેરે સૂર્પનખા મોહી,કાજન સીધ્યુંરે વળી ઈજ્જત ખોઈ,
ઈજ્જત ખોઈ દેખ અભયા, શેઠ સુદર્શન નહિ ચલ્યો,
ભર્તાર આગળ પડી ભોંઠી, અપવાદ સઘળે ઉછળ્યો,
કામની બુદ્ધિયે કામિનીએ, વંકચુળ વાહ્યો ગણું,
પણ શિયળથી ચૂકયો નહિ, દૃષ્ટાંત એમ કહેતાં ભણું. ૮
શિયળ પ્રભાવેરે,જુઓ સોળે સતી,ત્રિભુવન માંહિરે જે જે થઈ છતી,
છતી થઈને શિયળ રાખ્યું, કલ્પના કીધી નહિ,

નામ તેહના જગત જાણે, વિશ્વમાં ઉગી રહી,
વિવિધ રત્ને જડીત ભૂષણ, રૂપ સુંદર કિન્નરી,
એક શિયળ વણ શોભે નહિ, તે સત્ય ગણજે સુંદરી. ૯
શિયળ પ્રભાવેરે, સહુ સેવા કરે, નવવાડેરે, જેહ નિર્મળ ધરે,
ધરે નિર્મળ શિયળ ઉજ્જવળ, તાસ કીર્તિ ઝળહળે,
મનકામના સવિ સિદ્ધ પામે, અષ્ટ ભય દૂરે ટળે,
ધન્ય ધન્ય તે જાણો ધરાજે, શિયળ ચોખ્ખું આદરે,
આનંદના તે ઓઘ પામે, ઉદય મહાયશ વિસ્તરે, ૧૦

[ કર્તા—મહોપાધ્યાય યશોવિજયજી મહારાજ. ]

## પદ ૨૨૦–શિયળપ્રેમી પત્નિની નિજ પતિ પ્રત્યે હિતશિખામણ.

[ રાગ ઉપર પ્રમાણે ]

સૂણસૂણ કંતરે શિખ સોહામણી, પ્રીતન કીજેરે પરનારી તણી,
પરનારી સાથે પ્રીત પિયુડા, કહો કિણપરે કીજીયે,
ઉંઘ વેચી આપણી, ઉજાગરો કેમ લીજીયે ?
કાછડી છુટો કહે લંપટ, લોકમાંહે લાજીયે,
કુલ વિષય ખંપણ રખે લાગે, સગામાં કેમ ગાજીયે ? ૧
પ્રીતિ કરતારે પહેલાં બ્હીજીયે, રખે કોઈ જાણે રે મનશું ધ્રુજીયે.
ધ્રુજીયે મનશું ઝૂરીયે પણ, જોગ મળવો છે નહી,
રાતદિન વિલપતાં જાયે, અટવાઈ મરવું સહી,
નિજ નારીથી સંતોષ ન વળ્યો, પરનારીથી કહો શું હશે ?
ભરે ભાણે તૃપ્તિ ન વળી, તો એઠ ચાટે શું થશે ? ૨
મૃગતૃષ્ણાથીરે તૃષ્ણા નવિ ટળે, વેળુ પીલ્યાથીરે તેલ ન નીકળે,
ન નિકળે પાણિ વલોવતાં, લવલેશ માખણનો વળી,

ખુડતા બાચકા ભરીયા જેણે, તે તર્યા ન વાત સાભળી,
તેમ નારી રમતા પર તણી, સતોષ ન વળે એક ઘડી,
ચિત્ત ચટપટી ઉચ્ચાટ થાયે, નયને નાવે નિદ્રડી. ૩

જેવો હોવે રે રગ પતગનો તેવો ચટકોરે પર સ્ત્રી મગનો.
પરનારી સાથે પ્રેમ પિયુડા, રખે તું જાણે ખરો,
દિન ચાર રગ સુરગ રૂડો, પછી નહિ ગ્હે નિર્લરો,
જે ઘણા સાથે નેહ માડે, છાંડ તેહ શુ વાતડી,
એમ જાણી મમકર નાહલા! પરનારી સાથે પ્રીતડી ૪

જે પતિવ્હાલો રે વચે પાપણી, પગ્શુ પ્રેમે રે રાચે સાપિણી,
સાપણી સરખી વેણી નીરખી, રખે શીળ થકી ચલે,
આખને મટકે અગને લટકે, દેવ દાનવને છળે,
મનમાહે કાળી અતિ રસાળી, વાણી મીઠી શેલડી,
સાભળી ભોળા રખે ભૂલો જાણજો વિષ વેલડી ૫

સગ નિવારોરે પર રામા તણો, શોક ન કીજેરે મન મળવા તણો,
શોક શાને કરો ફોગટ, દેખવુ પણ દોહિલુ,
ક્ષણ મેડિયે ક્ષણ શેરિયે, ભમતા ન લાગે સોહિલુ,
ઉશ્વાસને નિશ્વાસ આવે, અગ ભાગે મન ભમે,
વળિ કામીની દેખી દેહ દાઝે, અન્ન દીઠુ નવિ ગમે. ૬

જાય કલામીરે મનશું કળમળે, ઉન્મત થઈ નેરે અલલ પલલ લવે,
લવે અલલ પલલ જાણો, મોહ ઘેલો મન રડે,
મહા મદન વેદન કઠિણ જાણી, મરણ વારૂ ત્રેવડે,
એ દશ અવસ્થા કામ કેરી, કત! કાયાને દહે,
એમ ચિત્ત જાણી તજે રાણી, પારકી તે સુખ લહે. ૭

પરનારીનારે પરાભવ સાંભળો, કંથ કીજે રે ભાવ તે નિર્મળો,
નિર્મળે ભાવે નાહ સમજો, પર વધુ રસ પરિહરો,
ચાંપીયો કીચક ભીમસેને, શિલા હેઠળ સાંભળો,
રણ પડયાં રાવણ દશે મસ્તક, રડવડયાં ગ્રંથે કહ્યાં,
તેમ મુંજપતિ દુઃખ પુંજ પામ્યો, અપજશ જગમાંહે લહ્યો. ૮
શિયળ સલુંણારે માણસ સોહીયે, વિણ આભરણેરે જગમન મોહીયે,
મોહીયે સુરનર કરે સેવા, વિષ અમૃત થઇ સંચરે,
કેસરીસિંહ શિયાળ થાયે, અનળ અતિ શીતળ કરે,
સાપ થાયે ફૂલ માળા, લચ્છી ઘર પાણી ભરે,
પરનારી પરિહરી શિયળ મન ધરી, મુક્તિ વધુ હેલાવરે. ૯
તે માટે હુંરે વાલમ! વીનવું, પાય લાગીને રે મધુર વયણે સ્તવું,
વયણ મ્હારૂં માનિને, પરનારીથી રહો વેગળા,
અપવાદ માથે ચઢે મ્હોટા, નરકે થઈ એ દોહિલા,
ધન્ય ધન્ય તે નરનારી જે જગ, શિયળ પાલે કુલતિલો,
તે પામશે **યશ** જગતમાંહી, કુમુદચંદ સમ ઉજળો. ૧૦
[ કર્તાઃ—**મહોપાધ્યાય યશોવિજયજી મહારાજ** ]

## પદ ૨૨૧–શીલવંતી સતીને શિખામણ.

[ જનકસુતા હું નામ ધરાવું–એ દેશી ]

**નિસૂણો** સકળ સોહાગણ નારી, શિક્ષા અતિ સુખકારી,
મનડું વારી વિષય વિસારી, સજો શિયળ શણગારી,
સૂણજો સતીઆં, દૂર કરી કુમતિઆં, સૂણજો સતીઆં,
જર્યું હોવે શુભ ગતિઆં, સૂણજો સતીઆં. ટેક. ૧
પંચ સાખે પરણ્યો તે પ્રિતમ, આ તનનો અધિકારી,
એહ ટાળી અવર નર ગણીએ, લાલ ફકીર ભિખારી. સૂ૦ ૨

પ્રગટ પુરંદર રૂપે સુંદર, નળ કુબેર અનુહારી,
તૃણ તણે તોલે ત્રેવડીએ, હોય જો સુર અવતારી. સ૦ ૩
નટવિટ નર લંપટ લુચ્ચાથી, પગલા પાછા ભરાએ,
બગલા સરખા દુષ્ટને દેખી, દૂરથી વેગળા તરીએ. સૂ. ૪
તાળી પાડી દાંત દેખાડી, ખડખડ લોક હસાડી,
કામ કુતુહલ ક્રિડાકારી, વાત ન કરીએ ઉઘાડી સૂ. ૫
શિયળવતીને નિત્ય નવિ નહાવું, ષટ્ રસ સ્વાદે ન ખાવું,
નિત્ય શૃંગાર શરીરે ન સજવા, પરઘર ઘણું નહિ જાવું સૂ. ૬
તાત ભ્રાત સરીખા નરશું, વાટે વાત ન કરીએ,
દુષ્ટ દુર્જન દોષ ચઢાવે, અપયશથી અતિ ડરીએ. સૂ. ૭
આવળ ફૂલ સરીખા ફોગટ, શિયળ રહિત નરનારી,
નાક હીને આભૂષણ અંગે, શોભા ન દીસે સારી સૂ. ૮
ચીર પટંબર અંબર ઓઢ્યા, સજીઆ સોળ શણગાર,
શિયળ વિના જાણો તે સઘળા, આગ તણા અંગાર સૂ. ૯
ઘરઘર ભટકે વાટે અટકે, વાત કરે કર લટકે,
ચચળ ગતિએ ચાલે લટકે, સજ્જન સહુને ઘણું ખટકે સૂ. ૧૦
કોઈક કુળ ખંપણ કામિનાઓ, શ્વસુર બાપનું બોળે,
એહુ લોકનું કાજ બગાડે, જતને રણમાં રોળે. સૂ. ૧૧
કુસતિઓ કલંક લગાડે, ગુણ આરામ ઉજાડે,
સજ્જનને સંતાપ પમાડે, સૂતા શત્રુ જગાડે સૂ. ૧૨
નિર્લજ નિર્ગુણ નાક વિહોણી, વાટે ઘાટે વગોવાશે,
શિયળ થકી સંપૂર્ણ થાશે, સુરનર તસ્સ ગુણ ગાશે. સૂ. ૧૩
કાચ તે સાચ કદિ નવ હોવે, રત્ન જ્યોતિ નહિ આણી,
સત્યવતીના અવગુણ દાખી, જીવતી ગળે કોણ માખી ? સૂ. ૧૪

સોને શ્યામ ન લાગે સજ્જના, પરમેશ્વર છે શાખી,
મૂક્તિ તણા અભિલાષી થઈને, શિયળ રસ લ્યો ચાખી. સૂ. ૧૫
જ્ઞાતાધ્યયને ષોડસ્ વાસે, ફતેપુર ઉલ્લાસે,
પૂજ્ય પુંજાજી સ્વામી પસાયે, જોડી ઋષી **ઓડીદાસે.** સૂ. ૧૬

## પદ ૨૨૨—શિયળ સાચવવા વિષે શિખામણ.

[ સાંભળરે તું સજની મારી રજની ક્યાં રમી આવ્યાજીરે—એ રાગ ]

સરસ્વતીને શીર નમાવી, શિખામણ એક દઉં છું જીરે,
સારૂં કેતાં લાગે ખારૂં તો માફી માગી લઉ છું,સૂણજો સજ્જનીજીરે. ટેક.૧
લટકતી ચાલે ચાલ ન ચાલો, બાઈઓ તમે શાણા જીરે,
ઝીણાં વસ્ત્ર અંગે ન સજીએ, તજીએ નઠારાં ગાણાં. સૂ. ૨
પ્રગટ ન કરીએ રૂપ પોતાનું, પરપુરૂષની આગેજીરે,
એકાંતે જઈ હસી પડીએ તો, શિયળ પોતાનુ ભાંગે. સૂ. ૩
તાળી પાડી દાંત દેખાડી, વાત ન કરીએ પરથીજીરે,
રૂપ પણ તેનુ નિહાળી ન જોઇએ, લલચાઈએ નહિ જરથી. સૂ. ૪
પર પુરૂષની પ્રીત ન કરીએ, જરીએ વિશ્વાસ ન ધરીએજીરે,
અસુર એકલડાં ગામ ન જઈએ, અધીરા ન થઇએ ડરીએ. સૂ. ૫
છેલ છબીલા રંગ રસીલા, અલબેલા થઈ ચાલેજીરે,
નજર ભરી નારીને નિરખે, નિશ્ચે તે દુઃખ આળે. સૂ. ૬
કુવા કાંઠે નદી કિનારે, સ્નાન મર્યાદે કરીએ જીરે,
આઘું ઓઢી નીચી નજરે, સરલ ચિત્તથી ફરીએ. સૂ. ૭
કંથ પોતાનો હોય કદરૂપો, પાઈ એ એક ન રળતોજીરે,
તો પણ તેને પ્રભુ સમ જાણો, ફરીથી તે નથી મળતો. સૂ. ૮
પત્થર સમ પર પુરૂષ જાણો, હોય ગુણવંતો રૂડોજીરે,
તે ઉપર કદી મોહ ન આણો, કોયલ ન ઈચ્છે સૂડો. સૂ. ૯

શિખામણ આ હૈયે ધરશો, ઠરશો શિયળવતાજીરે,
નામ તમારૂં જુગ જુગ રે'શે, કે'શે બહુ ગુણવત્તા સ. ૧૦
રાજિમતિ સીતા ચંદનબાળા, દીઠા નથી તમે તેનેજીરે,
તો પણ તેને પૂરણ પીછાણો જાણો અમર એને. સ. ૧૧
શિયળમા છે સદ્‌ગુણ એવો, મેવો મૂક્તિ કેરોજીરે,
અતુલ સુખ તો એથી પામો, સમુદ્ર સુખની લહેરો સ. ૧૨
જીવ વિનાનું ખોળીયું જેવુ, સુગંધ વિનાનું ફુલજીરે,
શિયળ વિનાની નારી તેવી, જેવી રખડતી ધૂળ. સ. ૧૩
હોય જેનામા સદ્‌ગુણ બીજા, ન હોય શિયળનો ગુણજીરે,
તો તે ગુણમા વાટજ ઉઠી, નામ મીઠું પણ લુણ સ. ૧૪
સોળ વરસની સુદરી સુદર, સુદર શણગાર સજીઆરે,
નાક કપાવી શિર મુડાવ્યું, આઝી પામે લજીઆ સ. ૧૫
પૂણ્ય પરમાર્થ પૂરણ કરતી, ધરતી પ્રભુનું ધ્યાનજીરે,
શિયળ ન પાળે સ્નેહ થકી તો, જાણો વિષ પકવાન. સ. ૧૬
શિયળ એ તો મોક્ષના મોતી, સદ્‌ગુણ મીણીઆ મોતીજીરે
ઉપાય છે એ તરવા કેરો, બીજો નથી જુઓ ગોતી સ. ૧૭
શિયળ ન પાળે સુંદરી કોઈ, ગણો તે હલકે માપજીરે,
ભરીને નવ તસુ નાકજ કાપો, તોએ ન બેસે પાપ. સ. ૧૮
ગરબી આ કોઈ શિયળ કેરી, સજ્જની ભણશે ગાશેજીરે,
મનસુખનો સુત મોતી કહે છે, પૂર્ણ મનોરથ થાશે. સ. ૧૯

[ કર્તા -જૈન હિતેચ્છુ માસિકના ઉત્પાદક ]

## પદ ૨૨૩–શિયળનું પાલન કરવા વિષે શિખામણ

[ રાગ ધોળ ]

સૂણો સમજુ સકલ નરનારીઓ, મોટો શિયળ તણો મહિમાય,
શિયળ પાળો સ્નેહથી. ટેક ૧

સોના રૂપાની શોભા ન સમજીયે, શોભા સરસ શિયળ શણુગાર, શિ.
જેવાં નકટાંને ભૂષણ નાખીયે, એવા શિયળ વિના નરનાર. શિ. ૨
વધે લાજ અધિક ઠીક લોકમાં, પરલોકમાં મૂક્તિ પમાય, શિ.
સુખ સંપત્તિ શિયળથી સેવીયે, રીઝે જગકર્તા જગરાય. શિ. ૩
માટે શિયળ સર્વે વિધ સાચવો, તજો કામી હરામીનો સંગ, શિ.
જરીયે ડરીયે ન મરણના ભય થકી, ભારે ડરીયે શિયળ થાતાં ભંગ. ૪
તજી લાજ બેઅદબી ન બોલીએ, નહિ ડોલીએ મદ છકમાંય, શિ.
નીચી નજરે સરલ ચિત્તે ચાલીએ, હાંસી મશ્કરી કરીએ ન ક્યાંય. ૫
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા, તેનું દાટીએ માટીમાં સુખ, શિ.
તજવી સોબત નિત્ય તેહની, જેણે લજવી જનેતાની કુંખ. શિ. ૬
ભણવું ગણવું તેહનું ધન્ય છે, જેણે કુળને લગાડ્યો ન ડાઘ, શિ.
ભણી ગણીને શિયળ ન સાચવે, એના ભણતરમાં ઉઠી આગ. શિ. ૭
હૈયા ફુટા બોલે બોલ હાંસીયે, દેખી ફાંસીને નાશીયે દૂર, શિ.
શિક્ષા સુંદર **દલપતરામ**ની, જાણી કામની શીખો જરૂર. શિ. ૮

## પદ ૨૨૪–શિયળ વિષે બ્હેનોને શિખામણ.

[ રાગ ધોળ ]

બ્હેની શિયળ સલુણી સંસારમાં, સજો શિયળ તણો શણુગાર,
સૂણો સૌ સુંદરી. ટેક. ૧
જેથી કુળને કલંક લાગે ઘણું, એવો આચરીએ ન આચાર. સૂ. ૨
ગળી કુંડના પાસ જતાં થકાં, કાળો ડાઘ પડે તત્કાળ, સૂ. ૩
વ્યભિચારી નઠારાની સોબતે, અણચીંત્યુ અડે શિર આળ. સૂ. ૪
બ્હેની વાત એકાંતે ના કીજીએ, ભલે હોય ભ્રાત કે તાત. સૂ. ૫
પર નરથી નજર ન મિલાવીએ, વળી હસી ન દેખાડીએ દાંત. સૂ. ૬
ભાલ ઢાંકીને રસ્તે ચાલીએ, શાલવંતી સુલક્ષણી નાર. સૂ. ૭

મ્હેની ! ચટક મટકે નવ ચાલીએ, નવિ કરીએ આખડલી વિકાર સ. ૮
સુંદર સાડી પ્હેરોને શિયળ તણી, કંઠ નવસરો નીતિનો હાર સ. ૯
શણગાર સજો આ સત્યના, કરો વિનય વડીલનો શ્રીકાર સ. ૧૦
પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને, સાસુ સસરાની લીજે સંભાળ સ. ૧૧
મ્હેની ! જગતપતિ જિનરાજની, કરો ભક્તિ સ્તુતિ ત્રણ કાળ સ. ૧૨

## પદ ૨૨૫–શીલ વિષે શિખામણ.

[ રાગ ધોળ ]

સુણો સોહાગણ નરનારીઓ, સજો શિયળ તનુ શણગાર,
જેથી સુખસાર, શિયળ પાળો સ્નેહથી ટેક ૧
પ્રાણ જાતા પણ વ્રત ન ભાંગીએ, એવી રાખીએ મન સાથે ટેક,
મરતા સુધી છેક, શિયળ પાળો સ્નેહથી ૨
અલ્પ દુ ખ છે પ્રાણને ત્યાગતા, શિયળ ભાંગતા દુઃખ અથાગ,
ભાખ્યું જગનાથ, શિયળ પાળો સ્નેહથી ૩
શિયળે સંકટ સર્વે દૂર ટળે, અરિ કેશરી ભય નહિ અંગ,
ડસે ન ભુજંગ, શિયળ પાળો સ્નેહથી ૪
ઝેર અમૃત થઈને પરિણમે, સાપ કાળો મહા વિકરાળ,
બને ફૂલ માળ, શિયળ પાળો સ્નેહથી ૫
અગ્નિ શિયળ થકી શીતળ બને, શીલે સિંહ શિયાળ સમાન,
હરે નહિ પ્રાણ, શિયળ પાળો સ્નેહથી ૬
શિયળ વિના સાડી નથી શોભતી, નથી શોભતા સોળ શણગાર,
એકે એ લગાર, શિયળ પાળો સ્નેહથી ૭
જુઓ જનક વિદેહની દીકરી, રામ જેવો જેનો ભરથાર,
ગૈ લંકા મોઝાર, શિયળ પાળો સ્નેહથી ૮

ઘણી કોશિશ કીધી'તી રાવણે, કીધા મન્દોદરીએ લક્ષ ઉપાય,
માન્યું ન જરાય, શિયળ પાળો સ્નેહથી. ૯
જુઓ! સુદર્શને મતિ કેળવી, રાખ્યું શિયળ દૃઢ કરી મન,
પછી કહ્યું ધન, શિયળ પાળો સ્નેહથી. ૧૦
મયણુ રેહા મહાસતી મોટકી, શીલ માટે વેઠ્યું મહા દુઃખ,
પામી અંતે સુખ, શિયળ પાળો સ્નેહથી. ૧૧
જાણી એમ શિયળ ચોખ્ખું પાળવું, જેથી થાશે કોટિક કલ્યાણ,
પામે પદ નિર્વાણ, શિયળ પાળો સ્નેહથી. ૧૨
શિયળ વિના શોભા બધી જાણવી, જેવાં ફુલે છે આવળ ફુલ,
કોડી નહિ મૂલ, શિયળ પાળો સ્નેહથી. ૧૩
હીત પોતાનું જાણીને માનવી, પ્રીતે પાળો સદાયે શીલ,
ધારી રાખો દીલ, શિયળ પાળો સ્નેહથી. ૧૪
શિયળ થકી નવે નિધિ જાણજો, ઝાઝા જનમાં પામે તેહ માન,
સાચું એ નિધાન, શિયળ પાળો સ્નેહથી. ૧૫
શીલ આધીન દેવ આવી મળે, કરે મનતણાં વાંચ્છિત કામ,
શિયળથી તમામ, શિયળ પાળો સ્નેહથી. ૧૬
સદા બ્રહ્મચારી ભગવાન તુલ્ય છે, **કેવળચંદ**નો સ્વામી કહે એમ,
લહો તમે નેમ, શિયળ પાળો સ્નેહથી. ૧૭

## પદ ૨૨૬–શીલની રક્ષા વિષે.

[ અચકો મચકો કારેલી—એ રાગ ]

નિજ ધર્મ હૃદયમાં ધારી બ્હેન! શિયળ શ્રાવિકા સાચવજો, ટેક.
સુખકાર સદા તે ભારી બ્હેન! શીલ શ્રાવિકા સાચવજો. ૧
પરઘરે ઉત્સવે જાતાં બ્હેન! શી. જન મંડલમાં દાખલ થાતાં બ્હેન! શી.
મનરંજન કામ કરીને બ્હેન! શી. ગુણ ગૌરવ આપ ધરીને બ્હેન! શી. ૨

બ્હેની ! ચટક મટકે નવ ચાલીએ, નવિ કરીએ આખડલી વિકાર. સૂ ૮
સુંદર સાડી પ્હેરોને શિયળ તણી, કંઠ નવસરો નીતિનો હાર. સૂ ૯
શણગાર સજો સૌ સત્યના, કરો વિનય વડીલનો શ્રીકાર સૂ ૧૦
પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને, સાસુ સસરાની લીજે સભાળ સૂ ૧૧
બ્હેની ! જગતપતિ જિનરાજની, કરો ભક્તિ સ્તુતિ ત્રણ કાળ સૂ ૧૨

## પદ ૨૨૫–શીલ વિષે શિખામણ.

[ રાગ ધોળ ]

સૂણો સોહાગણ નરનારીઓ, સજો શિયળ તનુ શણગાર,
જેથી સુખસાર, શિયળ પાળો સ્નેહથી ટેક ૧
પ્રાણ જાતા પણ વ્રત ન ભાંગીએ, એવી રાખીએ મન સાથે ટેક,
મરતા સુધી છેક, શિયળ પાળો સ્નેહથી ૨
અલ્પ દુ:ખ છે પ્રાણને ત્યાગતા શિયળ ભાંગતા દુ:ખ અથાગ,
ભાખ્યું જગનાથ, શિયળ પાળો સ્નેહથી ૩
શિયળે સંકટ સર્વે દૂર ટળે, અરિ કેશરી ભય નહિ અંગ,
ડસે ન ભુજંગ શિયળ પાળો સ્નેહથી ૪
ઝેર અમૃત થઈને પરિણમે, સાપ કાળો મહા વિકરાળ,
બને ફૂલ માળ, શિયળ પાળો સ્નેહથી. ૫
અગ્નિ શિયળ થકી શીતળ બને, શીલે સિંહ શિયાળ સમાન,
હરે નહિ પ્રાણ શિયળ પાળો સ્નેહથી ૬
શિયળ વિના સાડી નથી શોભતી, નથી શોભતા સોળ શણગાર,
એકે એ લગાર, શિયળ પાળો સ્નેહથી ૭
જુઓ જનક વિદેહની દીકરી, રામ જેવો જેનો ભરથાર,
ગૈ લંકા મોઝાર, શિયળ પાળો સ્નેહથી. ૮

ઘણી કોશિશ કીધી'તી રાવણે, કીધા મન્દોદરીએ લક્ષ ઉપાય,
માન્યું ન જરાય, શિયળ પાળો સ્નેહથી. ૯
જુઓ ! સુદર્શને મતિ કેળવી, રાખ્યું શિયળ દ્રઢ કરી મન,
પછી કહ્યું ધન, શિયળ પાળો સ્નેહથી. ૧૦
મયણ રેહા મહાસતી મોટકી, શીલ માટે વેઠ્યું મહા દુઃખ,
પામી અંતે સુખ, શિયળ પાળો સ્નેહથી. ૧૧
જાણી એમ શિયળ ચોખ્ખું પાળવું, જેથી થાશે કોટિક કલ્યાણ,
પામે પદ નિર્વાણ, શિયળ પાળો સ્નેહથી. ૧૨
શિયળ વિના શોભા બધી જાણવી, જેવાં ફુલે છે આવળ ફુલ,
કોડી નહિ મૂલ, શિયળ પાળો સ્નેહથી. ૧૩
હીત પોતાનું જાણીને માનવી, પ્રીતે પાળો સદાયે શીલ,
ધારી રાખો દીલ, શિયળ પાળો સ્નેહથી. ૧૪
શિયળ થકી નવે નિધિ જાણજો, ઝાઝા જનમાં પામે તેહ માન,
સાચું એ નિધાન, શિયળ પાળો સ્નેહથી. ૧૫
શીલ આધીન દેવ આવી મળે, કરે મનતણાં વાંચ્છિત કામ,
શિયળથી તમામ, શિયળ પાળો સ્નેહથી. ૧૬
સદા બ્રહ્મચારી ભગવાન તુલ્ય છે, **કેવળચંદ**નો સ્વામી કહે એમ,
લેહો તમે નેમ, શિયળ પાળો સ્નેહથી. ૧૭

## પદ ૨૨૬—શીલની રક્ષા વિષે.

[ અચકો મચકો કારેલી—એ રાગ ]

નિજ ધર્મ હૃદયમાં ધારી બ્હેન ! શિયળ શ્રાવિકા સાચવજો, ટેક.
સુખકાર સદા તે ભારી બ્હેન ! શીલ શ્રાવિકા સાચવજો. ૧
પરઘરે ઉત્સવે જાતાં બ્હેન ! શી. જન મંડલમાં દાખલ થાતાં બ્હેન ! શી.
મનરંજન કામ કરીને બ્હેન ! શી. ગુણ ગૌરવ આપ ધરીને બ્હેન ! શી. ૨

સરખીવયના સહિયરમાં બ્હેન ! શી જાતા પ્રેમધરી પીયરમાં બ્હેન ! શી.૩
જોણું જોવાને જાતા બ્હેન ! શી. બહુમાન થકી મલકાતા બ્હેન ! શી.૪
સુંદર શણગાર ધરીને બ્હેન ! શી રૂપેનવ રંગ ધરીને બ્હેન ! શી.૫
ગુણવંત રસિક નર દેખી બ્હેન ! શી ધનવંત પુરૂષને પેખી બ્હેન ! શી.૬
પરનરસું ભાષણુ કરતા બ્હેન ! શી મારગ વાટે પગ ધરતા બ્હેન ! શી.૭
મનમાંહી વિચારો કરતા બ્હેન ! શી સખીઓ સાથેપણુ ભળતા બ્હેન ! શી.૮
પરવશમાં આવી પડતા બ્હેન ! શી. કદી વિઘ્નો આવી નડતા બ્હેન ! શી.૯
છે શિયળતણું મતભારી બ્હેન ! શી એ મોક્ષતણી છે બારી બ્હેન ! શી ૧૦

## પદ ૨૨૭–શિયળ વિષે.

[ આવોને જિનરાજ, અમ ઘર આવોને—એ રાગ ]

સજીઆ જે શણગાર, શિયળ નિર્મળ નહિ તો,
નારીના એ અંગાર, શિયળ નિર્મળ નહિ તો,
દુર્ગતિ છે તૈયાર, ભલે જગ ઠગતી અહિં તો ટેક
શિયળ નારીનું નિર્મળ નાણું, શિયળ સદ્‍ગુણ સુંદર આણું,
પણ કામનું શું કરિઆણું ? શિયળ નિર્મળ નહિ તો ૧
લાવી ભલે લાખ માણેક મોતી, પંડ અખંડને પિયર પનોતી,
શું કરવી સપત્ત સોતિ, શિયળ નિર્મળ નહિ તો. ૨
રૂપે તો ઇંદ્ર પરી ઉતરે છે હાલ તો હાથણી પાણી ભરે છે,
પણ નારકીને વરે છે, શિયળ નિર્મળ નહિ તો. ૩
શિયળ વિણુ સામાયક થોથા, પોષા પડિકમણું ને પોથા,
સંયમ જપ તપ લોથા, શિયળ નિર્મળ નહિ તો. ૪
વ્રત ચોથાનો મહિમા મોટો, પાણીને મૂળે ન વાળો ગોટો,
હીરો વેચી ન લ્યો લખોટો, શિયળ નિર્મળ નહિ તો. ૫

સ્થંભ છે ઘર નર ધર્મનો નારી, રત્નની ખાણ જો સ્વામી શું વારી,
કુલટા શું જાણે બીચારી, શિયળ નિર્મળ નહિ તો. ૬
સુંદર રૂપ વાણી વદે બાળા, વેશ સુવેશ છે નખરાવાળા,
કોયલા કાળા ને કાળા, શિયળ નિર્મળ નહિ તો. ૭
ગઢ લોઢાનો ને બંદીખાનું, ચોકી અખંડ જ્યાં લાગે ન બાનું,
એ તે પતિવ્રત શાનું, શિયળ નિર્મળ નહિ તો. ૮
બાહેર શિયળ ઘરમાં શિયળ, ભિત્તર શિયળ ભોંયરે શિયળ,
એકાંતે શિયળ શિયળ, શિયળ નિર્મળ હોય તો. ૯
પતિવ્રત સંપત્તિ મેહ વર્ષાવે, સંતતિ રામ ઋષભ થઈ આવે,
**પ્રાણજીવન** મન ભાવે, શિયળ નિર્મળ હોય તો.૧૦

**[ કર્તા-માસ્તર પ્રાણજીવન મોરારજી દોઢીવાળા રાજકોટ]**

## પદ ૨૨૮-શિયળ વિષે.

[ શિયળ ભૂષણ સજીયે—એ રાગ ]

સર્વથી સરસ ગણાય, શોભા શિયળની,
નહિ તો જેમ વ્યર્થ જણાય, નદીઓ નિર્જળની. ટેક.
સર્વાંગે શણગાર સજ્યા પણ, ના મળે જેને નાકરે,
તો એકે શણગાર ન શોભે, જોઈ જન હસે અથાગ. શોભા. ૧
ભણતરમાં તો ભડકો ઉઠ્યો, રૂપ વિષે પડી રાખરે,
સ્નેહ સહિત શિયળ ન પાળે, લાંછન લાગે લાખ. શોભા. ૨
ડાપણમાં તો દવ લાગ્યો ને, ચુલે પડી ચતુરાઈરે,
જે જનથી શુભ વેલ શિયળની, ન સ્નેહે સચવાઈ. શોભા. ૩
ધર્મ કર્યામાં ધૂળ પડીજો, કર્મ નઠારૂં કીધરે,
હૃદય પરમેશ્વર નહિ રીઝે, વંદન કર્યે વિધ વિધ. શોભા. ૪

અક ઉપર મીંડા મૂકે તો, દશ દશ ગણા ગણાયરે,
અક વિનાના મીંડા સર્વે, શુન્યે શુન્ય જણાય. શોભા ૫
શિયળ ધનને અક સમજવો, મીંડા સદ્દગુણ માત્રરે,
શિયળ વિના સદ્દગુણીને પણ સૌ, કહેશે લોક કુપાત્ર શોભા ૬
અમૃત જેવા ઉત્તમ ભોજન, પીરસ્યા રૂડી પેરરે,
પણ તે પર સર્પે ગળ નાખી, તો તે સર્વે ઝેર. શોભા ૭
ધિક્ ધિક્ તેના માતપિતાને, ધિક્ તેનો અવતારરે,
જે સસાર વિષે જન્મીને, શિયળ તજે નરનાર. શોભા ૮
જીવ વિનાનુ શરીર જ તેનુ, તાર વિના સતાર,
શિયળ વિના નરનારી તેવા, સૌ જાણો સસાર શોભા ૯
જો કોઇને ઘેર જઇને બેસે, જાણે ક્યારે જાયરે,
સુવા પછી તે માનવીઓમા, લપટ જન નિંદાય શોભા. ૧૦
પરનારી માતા સમ માનો, પરનર પિતા સમાનરે,
તો આ લોક તથા પરલોકે, ભલુ કરે ભગવાન. શોભા. ૧૧
સાળો કે સસરો કહેવાથી, તામસ કરે તમામરે,
સૌનો સાળો સૌનો સસરો, છે દ્વિજ દલપતરામ શોભા. ૧૨
(કર્તા રાજકવિ દલપતરામ ડાહ્યાભાઈ)

## પદ ૨૨૯—શીલ વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

સૈયર સુખકર સસાર, શિયળ ભૂષણ સજીએ,
એ વિણ નિર્ગુણ નરનાર, તનમનથી તજીએ. ટેક.
પર નરનારી દેહ દીપક પર, પડી પતગ સમાનરે,
શિયળ ભૂષણ સળગાવી મૂકે, કૈંક નફ્ફટ નાદાન. શિ૦ ૧
અવર અખડિત અગ અનુપમ, નહિ મળે એક નાકરે,
શિયળ વિના એવા સદ્દગુણ સહુ, જેમ સોમલ સપાક શિ૦ ૨

વ્યભિચારીને સહુ સંસારી, કરે અધિક ફીટકારરે,
પર પોળે પકડાતાં પડીયા, મોટા જનને માર. શિ૦ ૩
જાર કર્મથી જેહ જગતમાં, કરે કલંકિત કૂળરે,
અકળમાં અંગારા ઉઠ્યા, એના ધર્મ કર્મમાં ધૂળ. શિ૦ ૪
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચે ધનનો નાશરે,
શીવસૂત **કેશવ** શિયળવંતના, દેવ સરિખા દાસ. શિ૦ ૫

[ કેશવકૃતિમાંથી ]

## પદ ૨૩૦-શીલ વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

બ્હેની સુખદ સંસારની માંય, શિયળ પાળો સ્નેહથી,
કદી ગણીએ ન વ્હાલું કામ, તનમન તેહથી. ટેક.
વેર વિરોધ વધે વ્યભિચારે, ધન આબરૂનો નાશરે,
પ્રતીત તેની કોઈ ન રાખે, કરે ન ક્ષણ વિશ્વાસ. શિ૦ ૧
કેવા કેવા સંસારથી તરીઆ, શિયળ તણો પ્રભાવરે,
શિયળ સાથે સત્ય વચન બોલો, રાખો શાંત સ્વભાવ. શિ૦ ૨
સતી સીતાજી અને સુભદ્રા, અંજના વિગેરે સોળરે,
શુદ્ધ ભાવથી શિયળ પાળીને, ખોળી છે મોક્ષની પોળ. શિ૦ ૩
સુદર્શનને શુળી ચઢાવ્યા, કોપ કરી ત્યાં રાયરે,
શુળી ફીટીને થયું સિંહાસન, શિયળ તણો મહિમાય. શિ૦ ૪
એક દિવસ જો શિયળ પળાય, તેનો છે લાભ અથાગરે,
નવ વાડે નિત્ય પાળે શિયળ, તે મોક્ષ પામે વડભાગ. શિ૦ ૫

## પદ ૨૩૧–સત્યનો અતુલ મહિમા.

[ રાગ ઉપર પ્રમાણે ]

સુંદર સુખને કરનાર, સત્ય ભૂષણ સજીએ,
અસત્ય એહ અન્યાય, તન મનથી તજીએ,
સત્યવાદીને સુરવર નરવર, ભજે ધરીને ભાવરે,
સાચું સ્વરૂપ સત્યે કરી પ્રગટે, નિર્મળ એહજ નાવ. સત્ય૦ ૧
સત્ય થકી પૂરણ સુખ પામ્યા, અવનિ માંહિ અનેકરે,
દુ:ખ પડયે જરીયે નવ ડગિયા, તજી નવ મનતણી ટેક સત્ય૦ ૨
અસત્યથી અંતર અભડાયે, જીવન હળાહળ થાયરે,
માને નહિ કોઈ તે માણસનું, સાચે જુઠું જણાય સત્ય૦ ૩
સુખ કરનારા સત્ય શિયળના, સાચા શુભ શણગારરે,
હેમ હીરાથી જડિયા હારો, એ વિણુના અંગાર. સત્ય૦ ૪
સર્વ ગુણોમા એ ગુણ મોટો, એમાં સર્વ સમાયરે,
અખૂટ ખજાનો આગળ છે જો, સત્ય સ્વરૂપ સમજાય. સત્ય૦ ૫
મહા કષ્ટથી પણ નવ મૂકે, સેવે સત્ય સદાયરે,
ધન્ય એહને આ ધરણીમા, ગુણિયલ થઈ ગવાય સત્ય૦ ૬
પૃથ્વી પાણી સૂર્ય શશિને, મરુત તજે નહિ માનરે,
સત્ય તણો એ મહિમા સર્વે, નહિ કોઈ સત્ય સમાન. સત્ય૦ ૭
અમૂલ્ય આભૂષણ આ અંગે, નક્કી ધરે નર નારરે,
**સંતશિષ્ય** કહે જન્મી જગતમાં, સફળ કરે અવતાર. સત્ય૦ ૮

## પદ ૨૩૨–શિયળ વિષે.

[ રાગ મમ મંદિર આવોરે કહું એક વાતલડી–એ રાગ ]

બ્હેનો શિયળની સાડીરે, સજીયે સ્નેહ ધરી,
વ્રત જગમાં એ દીવોરે, આચરીએ પ્રેમે કરી. બ્હેનો૦ ૧

ચિંતામણિ પામ્યારે, આ ભવ સુખકારી,
તેને સફળ કરીનેરે, ધરીયે શિયળ સારી. બ્હેનો૦ ૨
સતી સોળે અવનિમાંરે, થઈ જે મંગળકારી,
ત્રિભુવનમાં પુજાઓરે, છે ગુણવંતી નારી. બ્હેનો૦ ૩
મહિમા બહુ મોટોરે, શિયળ તણો ભારી,
તેને સજની શોભાવોરે, શિખામણ મન ધારી. બ્હેનો૦ ૪
મન વંછીત આપેરે, આ વ્રત જગમાંહી,
દુઃખ દારિદ્ર કાપેરે, જાણી લ્યો મનમાંહી. બ્હેનો૦ ૫
હરિ વિનવે ભાવેરે, શાણી બ્હેની ભાવ ધરી,
જિન ભક્તિમાં જામોરે, જશો ભવજળથી તરી. બ્હેનો૦ ૬

## પદ ૨૩૩-શિયળ વિષે.

[ વિમલા નવ કરશો ઉચાટ, વ્હેલેરા આવશુંરે-એ રાગ ]

બ્હેનો શિયળ રૂપી શણગાર, સદા સંભાળજોરે. ટેક.
માત પિતા ગુરૂભક્તિ કરીએ, સદા ચરણમાં નિશદિન ફરીએ,
સાસરીયામાં વિનય વડો વરતાવજોરે. બ્હેનો૦ ૧
સુંદરી સતી સદ્‌ગુણ શોભાવી, ધર્મનીતિથી કુલ દીપાવી,
અવગુણ કલેશ કુસંપોના મૂળ બાળજોરે. બ્હેનો૦ ૨
પતિને પ્રભુ સમ જાણી પૂજો, સતી તણો શણગાર ન દુજો,
ભક્તિભાવથી પતિ આજ્ઞા શીર ધારજોરે. બ્હેનો૦ ૩
દુષ્ટ જનો જે નટખટ પૂરા, એકે વાતે નહિ અધુરા,
સખીઓ તે નિર્લજની સંગત ટાળજોરે. બ્હેનો૦ ૪
સીતા દ્રોપદી સતીયોના જે, અમર યશો અવનિમાં ગાજે,
એજ પ્રકારે સતીધર્મ શોભાવજોરે. બ્હેનો૦ ૫
શિયળ સદ્‌ગુણથી નિજ નામો, અમર કરી યશ કીર્તિ પામો,
આશિષ **હરિની** સુંદરીયો! સ્વિકારજોરે. બ્હેનો૦ ૬

[ કર્તા—હરિભાઈ ભાઇચંદ મોરબી. ]

# ૨૦—શ્રાવિકા બ્હેનોને શિખામણ.

## પદ ૨૩૪

## વિચારશૂન્ય અવિવેકી શ્રાવિકાબ્હેનોને શિખામણ.

[ રાગ—ભોજા ભગતનો ચાબખો ]

સાભળો શ્રાવિકા ચોપડી ધારી, તમારી વાત કહું વિસ્તારી,
સમકીત રીતમા સમજો નહિ, દિલ વ્હેમે ભરેલા ભારી,
જોષી ડોશી ને ભુવા ભરાડા, લાગ્યા છો તેહની લારી સા૦ ૧
બાવા સન્યાસી વૈરાગી વચને, કરો છો અકરા કારી,
કામધેનુને તજી તમે તો, ઘેર બાધો છો છારી સા૦ ૨
વાર તિથિના વ્રત કરી, દેવી દેવલા માનો અપારી,
દોરા ધાગા કરી ભુવા ધુણાઓ, વ્રતને મેલ્યા વિસારી સા૦ ૩
વડ પિપળે જઈ પાણી ઢોળો, નર નિવેદ કરો નિરધારી,
છાણુના દેવ કરીને પૂજો, પાણીઆરે બેસાડી. સા૦ ૪
એમ અનેક મિથ્યાત તણા શલ્ય, રાખો છો મનડા મોઝારી,
સાધુના વેણુ તો સરધો નહિ, પછે કેમ ઉતરો ભવપારી સા૦ ૫
સામાયક પ્રતિક્રમણુ સમજો નહિ, નહિ છકાયને ચિત્તધારી,
બાર વ્રત આદરીને બાઈ તો, અન્યા બહુ આચારી સા૦ ૬
વ્રતમા શી શી વિધિ સાચવવી, તેની ખબર નહિ ધારી,
અધારા માહી બેઠા કૂટો છો, ખૂબ એહમા ખુવારી સા૦ ૭
કણુ કાકણુને જોવા ઝાટકવા, નવરી ન થાય બિચારી,
દિવા ઉઘાડા મેલે શોધ્યા વિણુ, બળતણુ નાખે બાળી સા૦ ૮
ચુલો ખાડણીઓ પૂજે નહિ ને, અણુગણુ પીવે વારી,
વાશી ગાર ને વળી વાશીદા, કરો છો રાત અધારી સા૦ ૯

વ્હેલાં ઉઠી સૈ પહેલાં ચતુરબાઈ, ઘંટીઓ દીએ લલકારી,
સૂતા જગાડે લોક સહુને, છાશ તણો ધમકારી. સાં૦ ૧૦
માટી તણુાતો ગંજ મચાવો, ધૂળ ખાણેથી સારી,
કુંથું કરોળીઆ ક્રોડો પડે, શી રીતે શકો ઉગારી. સાં૦ ૧૧
ચુલે પાણીયારે ઘંટી ખાંડણીએ, ઉલેચતો નહિ જારી,
ખાટલા ગોદડાં તડકે તપાવી, માંકડ નાખો છો મારી. સાં૦ ૧૨
છાણુમાં જીવનો ઘાણુ વાળો છો, અંગે આનંદ વધારી,
ધોકલો લઇને ધોવા ચાલો તીહાં, શેરીએ કરત પૂકારી. સાં૦ ૧૩
ધોવા આવો છો બાઈ ધોવા આવો છો, એમ લવતી જાય લવારી,
ખારા માટીથી માથું ઉજાળો, કંદમૂળ નાખો વિદારી. સાં૦ ૧૪
માથું જોઇને જુઓ ઉગારો, લીંખોને નાખો સંહારી,
પાડી વાછડીઓને દુધ પીવાડો, પાડાં વાછરડાંને વારી. સાં૦ ૧૫
મીઠા કવળ મૂકાવો માણુસને, સ્વારથી આ સંસારી,
ઘર આગળ અશુચીના ઢગલા, કાદવ છાણુ ને છારી. સાં૦ ૧૬
ખાળમાં જળ મળ એઠાં ઢોળો, તિંહા કળ બળ કીટ કચારી,
ડુંડા ઢોડા જાર ગોધુમ ચણાને, સેકોછો થઇ હોંશિયારી. સાં૦ ૧૭
પોંક પ્યારો પણ પાપ ઘણું, તમે હણો છો જીવ હજારી,
જીવ જતનાને જાણો નહિ, વળી વિવેક નહિ વિચારી. સાં૦ ૧૮
રાંક તણી અનુકંપા ન આવે, લોભી તતાં સરદારી,
છાશ આપીને કામ કરાવો, નિર્દય ચાલ નઠારી. સાં૦ ૧૯
પામરને પાણી જેવી ન આપો, રોઇને થાય લાચારી,
પારકે ઘરે જઈ કાંણો કરાવો, ઉંચે રાગેથી ઉલારી. સાં૦ ૨૦
કૂટો કૂટો એમ કહ્યા કરો છો, અસહેતાં મરણો સંભારી,
વૈર વિરોધ ને વાંધા ઘણા, વળી વાત કરો છો વધારી. સાં૦ ૨૧

ઝેર કરો છો સગા સગાથે, ગર્વને ન શકો ગાળી,
ગાળો આપોને આળ ચઢાવો, મર્મના વેણુ ઉચ્ચારી. સા૦ ૨૨
સામાયક પોષધમા સમતા નહિ, તમે જાઓ છો ધર્મને હારી,
રાઈ ઝગ કરીને લોકો હસાવો, રાખો છો પ્રકૃતિ ખારી સા૦ ૨૩
પાણીના અપૈયા અબોલા કરો છો, એવી છે ચાલ નઠારી,
જળ કહો ત્યા થળ નહિ, એમ ચલાવો છો ડાક ડમાળી. સા૦ ૨૪
સાચુ બોલ્યાના સમ તમારે, વ્રતની ન રહી કારી,
વર્ષમ. ચાર વાર વ્રત આળોવી, જાણે પાપને નાખ્યા નિવારી. સા૦ ૨૫
સોયનુ દાન ને ચોરી એરણની, તે કેમ થાય નિસ્તારી,
ચોપે કરીને ચોપડી લખાવી, રગભરી શણગારી સા૦ ૨૬
પરણીને પરહરી મેલી, તેને પાછી નહિ સભારી,
ઉંદરે કરડીને છોકરે ઉતરડી, રઝળતી થઇ રઢિયાળી. સા૦ ૨૭
પાણીએ પલાળીને આગે પ્રજાળી, નાથ છતા નોધારી,
કાઈ ન હાણી કાઈ ન માણી, આણીને પ્રીત ઉતારી. સા૦ ૨૮
પૂજ્ય પુનજી સ્વામી પસાયે, ગોડળ ગામ મોઝારી,
**ખોડાજી** કહે છે ચોપડી બિચારી, કર્મે રડી કુવારી. સા૦ ૨૯

## પદ ૨૩૫-શ્રાવિકા બ્હેનોને સદ્બોધ.

[ સનેહે સત એ ગિરિ સેવો-એ રાગ ]

આશ્રવ થકી આ જીવ ભમીયો, દુર્ગુણ થકી દુ ખ ખમીયો,
નક્કી કાળ અનત નિર્ગમીયો, શિખામણ સાભળો સુખકારી,
તેથી સુગતિ થાશે તમારી, શિખામણ સાભળો સુખકારી ૧
ચોવીસ દડક ને ગતિ ચાર, તેમા ઉપજ્યો ઠારઠાર,
પણ પામ્યો નહિ તસ્સ પાર, શિખામણ સાભળો સુખકારી. ૨

દયા મૂળ ધર્મનું દેખી, પર પ્રાણ પોતા સમ પેખી,
ગુણ ગ્રહીએ જ્ઞાન ગવેષી, શિખામણ સાંભળો સુખકારી. ૩
જોયા વિના ઘંટી નવ જોડો, નખ દઇ જું લીંખ મતિ ફોડો,
છળભેદ ઉમેદથી છોડો, શિખામણ સાંભળો સુખકારી. ૪
પાણી વણ ગળ્યું નવ વાવરીએ, કોડ યત્ન સંખારાનાં કરીએ,
નિર્દયપણું દિલમાં ન ધરીએ, શિખામણ સાંભળો સુખકારી. ૫
કણ વણસોયે વણ જોયે, મત પીલો ન રાંધશો કોયે,
લાગ્યાં પાપ તે તો આલોયે, શિખામણ સાંભળો સુખકારી. ૬
ઇંધણ વણ પૂંજ્યે મત બાળો, ચુલો પૂંજ્યા વિના ન પ્રજાળો,
વાસણ પૂંજી ભલી રીતે ભાળો, શિખામણ સાંભળો સુખકારી. ૭
ખાંડણીયા ખરેખરા નિરખો, હોય હિંસા ત્યાં નવિ હરખો,
જિન જ્ઞાન થકી જીવ પરખો, શિખામણ સાંભળો સુખકારી. ૮
વાસી લીંપણ નવિ વાવરીએ, વણ ઢાંકયે દીવો નવિ કરીએ,
ઠીક પરભવમાં તો ઠરીએ, શિખામણ સાંભળો સુખકારી. ૯
ઘી ને તેલ દહીં દુધ તેનાં, છાશ પાણી મધ વિગેરેનાં,
ઠીક ઠામ ઢાંકો આપ એનાં, શિખામણ સાંભળો સુખકારી. ૧૦
વાસીદું વિવેક વિચારી, એમાં પ્રાણ પરાયા ઉગારી,
લીઓ લાભ ઉત્તમ અપારી, શિખામણ સાંભળો સુખકારી. ૧૧
રાત પાછલી રાડ ન પાડો, બાર ખોલવામાં ન પછાડો,
સંસારી સુતાં ન જગાડો, શિખામણ સાંભળો સુખકારી. ૧૨
નવ તત્ત્વ નિહાળી વિચારો, ધરી ધર્મ અધર્મ નિવારો,
આવો અવસર હીરો ન હારો, શિખામણ સાંભળો સુખકારી. ૧૩
પર પુરૂષથી પ્રીત ન રાખો, સાચો શિયળ તણો રસ ચાખો,
અવિચળ સુખને અભિલાષો, શિખામણ સાંભળો સુખકારી. ૧૪

મત લઈને જે ન વિરાધે, અતિચાર રહિત આરાધે,
શિવગતિ સ્વર્ગ સુખ સાધે, શિખામણ સાંભળો સુખકારી. ૧૫
નિત્ય આવશ્યક આલવીએ, લાગે પાપ ત્યાં નવિ લવીએ,
તીર્થંકર તણા ગુણ સ્તવીએ, શિખામણ સાંભળો સુખકારી. ૧૬
ઓગણીસે ઓગણ પચાસે, શનિવાર ભાદરવા માસે,
મુંબઈ મહી અધીક ઉલ્લાસે, શિખામણ સાંભળો સુખકારી. ૧૭

## પદ ૨૩૬–શ્રાવિકા બ્હેનોને શિખામણ.

[ રાગ ધોળ ]

સૂણો જૈન કુટુંબની કામની, કહું નારી તણો અધિકાર,
ધરી મન પ્યાર, શ્રવણ કરો સ્નેહથી. ટેક ૧
પૂર્વ પૂણ્ય તણા સંયોગથી, મળ્યો મનુષ્ય તણો અવતાર,
ઉંચ કુળ મોઝાર, શ્રવણ કરો સ્નેહથી. ૨
જૈન ધર્મના તત્ત્વને ઓળખો, કરી સદ્‌ગુરૂનો સત્સંગ,
ધરીને ઉમંગ, શ્રવણ કરો સ્નેહથી. ૩
નિત્ય પ્રભાતે ઉઠી સંભારવા, દુ ખભંજન શ્રી નવકાર,
સદા સુખકાર, શ્રવણ કરો સ્નેહથી. ૪
દળતાં ખાંડતાં ને વળી ઝાડતાં, કરો જીવ તણું રે જતન,
રાખી સ્થિર મન, શ્રવણ કરો સ્નેહથી. ૫
ઈંધણ છાણાને જોઈને વાવરો, પાણી ગળજો સદા ત્રણ વાર,
કરીને વિચાર, શ્રવણ કરો સ્નેહથી. ૬
દશ ચંદરવા દશે ઠામમા, બાંધી જીવનું કરવું જતન,
દયા રાખી મન, શ્રવણ કરો સ્નેહથી. ૭
ગુરૂ દર્શન કદી નહિ ચૂકવા, તેમ કરો ગુરૂ તણી સેવ,
રાખી રૂડી ટેવ, શ્રવણ કરો સ્નેહથી. ૮

સાધુ સાધ્વી આંગણે જોઈને, લાવો અંતરમાં પૂરી પ્રીત,
કહું છું ખચિત, શ્રવણુ કરો સ્નેહથી. ૯
શુદ્ધ ભોજન રાંધી સુપાત્રમાં, કરી દાનને જમવું સદાય,
શાણી એ કહેવાય, શ્રવણુ કરો સ્નેહથી. ૧૦
સાસુ સસરાની આજ્ઞાઓ પાળવી, રેવું હળીમળી સર્વ સંગાથ,
ગણી માત તાત, શ્રવણુ કરો સ્નેહથી. ૧૧
અણુજાણ્યા સાથે નહિ બોલવું, ડરવું દુર્જનથી દિલ સાથ,
કહું સાચી વાત, શ્રવણુ કરો સ્નેહથી. ૧૨
અન્ય પુરૂષ સાથે એકાંતમાં, નિશ્ચે બોલવું નહિ કોઈ વાર,
લજ્જા મૂકી નાર, શ્રવણુ કરો સ્નેહથી. ૧૩
રાત્રિએ નહિ જવું ક્યાંઈ એકલું, ઉંચે સાદે કરવો ન ઉચ્ચાર,
રાખો મન ભાર, શ્રવણુ કરો સ્નેહથી. ૧૪
નીચ નારી મંડળ માંહી બેસતાં, અણુધાર્યું આવે શીર આળ,
વૃથા જાય કાળ, શ્રવણુ કરો સ્નેહથી. ૧૫
કામ વિના છોડી ઘર આપણું, નહિ જવું પરાયાને ઘેર,
કહું રૂડી પેર, શ્રવણુ કરો સ્નેહથી. ૧૬
પરણ્યા પછી નહિ રહો પિયરમાં, એછે પતિવ્રતા નારીનો ધર્મ,
જાણો તેનો મર્મ, શ્રવણુ કરો સ્નેહથી. ૧૭
શુદ્ધ પતિવ્રત પાળવું પ્રીતથી, એ છે સાચો સદા શણગાર,
શાન્તિનો દેનાર, શ્રવણુ કરો સ્નેહથી. ૧૮
પીયુ પરદેશમાં કદી હોય તો, ધરવો નહિ શણગાર અંગ,
વિવિધ વિધ રંગ, શ્રવણુ કરો સ્નેહથી. ૧૯
નીતિરૂપી ઘરેણું રાખો સદા, અનીતિને તમે કરો દૂર,
કહું છું જરૂર, શ્રવણુ કરો સ્નેહથી. ૨૦

લોક નિંદા કરે એવો અગમા, અણઘટતો ન પહેરવો સાજ,
તજી કુળ લાજ, શ્રવણ કરો સ્નેહથી. ૨૧
અમૃત વચનો સુણી અમૃતતણા, કરજો બ્હેનો તમે તેનો ખ્યાલ,
સાચો આણી વ્હાલ, શ્રવણ કરો સ્નેહથી. ૨૨
[ કર્તા—અમીચંદ માસ્તર વાંકાનેરવાળા ]

## પદ ૨૩૭–શ્રાવિકા પચીસી.

[ સાભળ રે તું સજની મારી, રજની કયા રમી આવ્યાજીરે–એ રાગ ]

દેવગુરૂને નમન કરીને, શિખ કહું છુ સારીજી રે,
પતિવ્રતા સુસતિ બ્હેનોને, સાભળતા સુખકારી,
શ્રાવિકા બ્હેનોજી રે. ટેક ૧
નિજપતિ પહેલા પ્રભાતે વ્હેલા, ઉઠી ધ્યાનજ ધરવુજી રે,
શુદ્ધ વૃત્તિથી સ્મરણ કરવુ, પાપ સકળ પરહરવુ શ્રા૦ ૨
માતપિતા સાસુ સસરાને, તીર્થ રૂપે જાણીજી રે,
નિત્ય ઉઠીને દર્શન કરીએ, નમન કરે તે શાણી શ્રા૦ ૩
સાસુને માતા સમ જાણી, ભક્તિ ભાવથી કરીએજીરે,
ઉંચે વચને સામું ન બોલો, વિનય ગુણને વરીએ શ્રા૦ ૪
દેરાણી જેઠાણી સાસુ, નણદ ભોજાઈ સાથેજીરે,
હળીમળીને ચાલો બ્હેનો, મરણ ગાજતુ માથે. શ્રા૦ ૫
સગા પાડોસીને સતોષી, સહુથી હળીમળી ચાલોજીરે,
વૈર વિરોધ ને કજીઆ ક્લેશ, મૂળથી તેને બાળો શ્રા૦ ૬
આવ્યાને આદર અતિ દીજે, મીઠે વચને બોલીજીરે,
જેથી જશ વિશેષે વાધે, જો જો ચક્ષુ ખોલી શ્રા૦ ૭
ઘટી ખાડણીઓ ને ચુલો, વાસી વાસણ બ્હેનોજીરે,
પૂજ્યા વિણુ તે નવિ વાવરીએ, પાપ ઘણુ છે તેનું શ્રા૦ ૮

ઘરનું કામ કરતી વેળા, દયા વિવેકને રાખોજીરે,
પુંજી પલેવી યત્નાપૂર્વક, જીવ એકાંતે નાખો. શ્રા૦ ૯
ધર્મ જગોએ ધર્મ ક્રિયાને, કરવા નિત્યે જઇએજીરે,
ગુરૂ મુખ વાણી શ્રવણ કરીને, અમૂલ્ય લાભને લઇએ. શ્રા૦ ૧૦
સાધુ સાધ્વી આંગણે આવ્યા, દેખી આનંદ લાવોજીરે,
સાત આઠ પગ સામા જઇને, સવિનય શીશ નમાવો. શ્રા૦ ૧૧

હાથ જોડીને ભક્તિ વચને, વ્હોરણ વિનંતિ કરીએજીરે,
મુનિરાજને ખપતી ચીજો, ભાવ સહિત તે ધરીએ. શ્રા૦ ૧૨
કાલાં છાણાં માટી માટે, બ્હાર કદી ન ભટકીયેજીરે,
એવા નીચ ધંધાને રસ્તે, જાતાં બ્હેનો અટકીયે. શ્રા૦ ૧૩
ઘરનું ખરચ બચાવા માટે, ઇચ્છા હોય તમારીજીરે,
શીવણ ગુંથણ ભરત ચિત્રમાં, મૂકો દ્રષ્ટિ પસારી. શ્રા૦ ૧૪
નિજપતિ વિણ અવર પુરૂષને, બંધુ પિતા સમ જાણીજીરે,
શિયળ રત્નને સાચવી રાખે, તે જગ સતી કહાણી. શ્રા૦ ૧૫

નીચ નારીનો સંગ ન કરીએ, પરઘર તો નવ ભમીયેજીરે,
રાત્રિના ઘરબ્હાર ન જઈએ, દુર્ગુણને દૂર વમીએ. શ્રા૦ ૧૬
નિજ પતિ પરદેશ ગયા પછી, શરીર શૃંગાર ન સજીએજીરે,
મીઠાં ભોજન નિત્ય ન જમીએ, રંગ વિનોદને તજીએ. શ્રા૦ ૧૭
દુષ્ટ ફટાણાં દુષ્ટ રાસડાં, ખરાબ મુખથી ન બોલોજીરે,
નીચ નારીની માફક બ્હેનો, મદ છકમાં શીદ ડોલો. શ્રા૦ ૧૮

નાચ કૂદ ને છૂટ રાસડા, શાણી બ્હેનો છોડોજીરે,
જાગણ કરી મિથ્યાત્વ માર્ગને, મૂળથી તેને ત્રોડો. શ્રા૦ ૧૯
ઉપડતે પગે ચાલ ન ચાલો, ઉંચે સ્વર નવિ બોલોજીરે,
સભામાં ઓડકાર બગાસું, લેતાં મુખડું ન ખોલો. શ્રા૦ ૨૦

લોક નિંદા કરે એવો અંગમાં, અણુઘટતો ન પહેરવો સાજ,
તજી કૂળ લાજ, શ્રવણ કરો સ્નેહથી ૨૧
અમૃત વચનો સૂણી અમૃતતણા, કરજો બ્હેનો તમે તેનો ખ્યાલ,
સાચો આણી વ્હાલ, શ્રવણ કરો સ્નેહથી ૨૨
[ કર્તા—અમીચંદ માસ્તર વાકાનેરવાળા ]

## પદ ૨૩૭–શ્રાવિકા પચીસી.

[ સાભળ રે તું સજની મારી રજની કયા રમી આવ્યાજીરે–એ રાગ ]

દેવગુરૂને નમન કરીને, શિખ કહું છું સારીજી રે,
પતિવ્રતા સુમતિ બ્હેનોને, સાભળતા સુખકારી,
શ્રાવિકા બ્હેનોજી રે. ટેક ૧
નિજપતિ પહેલા પ્રભાતે વ્હેલા, ઉઠી ધ્યાનજ ધરવુંજી રે,
શુદ્ધ વૃત્તિથી સ્મરણ કરવુ, પાપ સકળ પરહરવું શ્રા૦ ૨
માતપિતા સાસુ સસરાને, તીર્થ રૂપે જાણીજી રે,
નિત્ય ઉઠીને દર્શન કરીએ, નમન કરે તે શાણી શ્રા૦ ૩
સાસુને માતા સમ જાણી, ભક્તિ ભાવથી કરીએજીરે,
ઉંચે વચને સાસુ ન બોલો, વિનય ગુણને વરીએ શ્રા૦ ૪
દેરાણી જેઠાણી સાસુ, નણદ ભોજાઈ સાથેજીરે,
હળીમળીને ચાલો બ્હેનો, મરણ ગાજતું માથે શ્રા૦ ૫
સગા પાડોસીને સતોષી, સહુથી હળીમળી ચાલોજીરે,
વૈર વિરોધ ને કજીઆ કલેશ, મૂળથી તેને બાળો શ્રા૦ ૬
આવ્યાને આદર અતિ દીજે, મીઠે વચને બોલીજીરે,
જેથી જશ વિશેષે વાધે, જો જો ચક્ષુ ખોલી શ્રા૦ ૭
ઘટી ખાડણીઓ ને ચુલો, વાસી વાસણ બ્હેનોજીરે,
પૂજ્યા વિણુ તે નવિ વાવરીએ, પાપ ઘણુ છે તેનું શ્રા૦ ૮

ધન્ય ધન્ય તે નારીને, સજે શિયળ શણગાર,
સત્ય શીળ સંતોષને, ધરે હ્રદય મોઝાર. ૭
પ્રાણ જતાં છોડે નહિ, સત્ય શિયળની ટેક,
લાલચમાં લપટે નહિ, સંકટ સહે અનેક. ૮
સાસુ સસરાની સદા, સેવા કરે અપાર,
પતિને પરમાનંદમાં, રાખે કરી સત્કાર. ૯
આનંદ ઉપજે સર્વને, એવા બોલે બોલ,
મુખમાં અતિ મિઠાશ છે, ગરવા ગુણ અતુલ. ૧૦
સદા રહે આનંદમાં, કરે ન શોક લગાર,
સુખદુઃખમાં સમભાવના, ધર્મ કરે સુખકાર. ૧૧
હસે નહિ હદ મૂકીને, વઢે નહિ કોઈ સાથ,
દયા કરે તન ધન થકી, દેખી દીન અનાથ. ૧૨
નાત જાત કુટુંબમાં, ઉપજાવે આનંદ,
શીતળ સદા સ્વભાવમાં, જેવો પુનમચંદ. ૧૩
કૂળ દીપાવે બાપનું, કરી ભલેરાં કામ,
સદા ધરે સદ્ધર્મને, લઈ અંતર આરામ. ૧૪
દાન દીએ ઉછરંગથી, ન કરે મન અભિમાન,
પુસ્તક વાંચે જ્ઞાનનાં, ગુણ ગંભીર સુજાન. ૧૫
એવી સદ્ગુણી સુંદરી, સફળ તેનો અવતાર,
ઉભય લોકમાં પ્રેમથી, પૂજાયે તે નાર. ૧૬

## પદ ૨૩૯-શ્રાવિકા બ્હેનોને શિખામણ.

[ આવોને નંદના લાલ રમવા આવોને—એ રાગ ]

વિકા ધરીએ જો નામ, કરીએ કામ વિચારી. ટેક.
ા જવાય નહિ ધર્મને સ્થાને, કષ્ટ વિના સહેજે જાશો વિમાને,
હેરો પરનિંદાને, ઘરની કીર્તિ વધારી. શ્રાવિકા. ૧.

શ્રાદ્ધ રૂપ ને યૌવન વિદ્યા, મોટો દરજ્જો જાણીજીરે,
આપ તણું તમે જોર બતાવી, પીડોમા પર પ્રાણી શ્રા૦ ૨૧
દુખીજનોને નજરે દેખી, દયા દિલમા આણોજીરે,
શુભ દાનને દીજે બ્હેનો, સ્વર્ગતણુ સુખ માણો શ્રા૦ ૨૨
ક્રોધ તજોને ક્રુર હૃદયથી, માનને નાખો મારીજીરે,
કુડ કપટને કદિ ન કરીએ, લોભને મૂકો વિસારી શ્રા૦ ૨૩
સહનશિલતા ક્ષમાને સેવો, વિનય નમન ગુણ ધરીએજીરે,
સરળપણાથી સાચુ બોલો, સતોષ સુખને વરીએ શ્રા૦ ૨૪
ગુરૂ **મંગળજીસ્વામી** પ્રતાપે, શીખ કહે **મુનિ શ્યામજીરે**,
પતિવ્રતાનો ધર્મ સૂણીને, પાળો રાખી હામ શ્રા૦ ૨૫

## પદ ૨૩૮—સદ્બોધ શિક્ષિકા.

[ દોહરા ]

બ્હેનો સહુ આ સાભળો, શિખામણ સુખકાર,
ધ્યાન દઈ અતર ધરો, સફળ થશે અવતાર. ૧
કટુ વચન કો કદી કહે, કરે ન ક્રોધ લગાર,
સમતા રાખે સર્વમા, ઉત્તમ ધરી વિચાર ૨
કલેશ કુસપ કરે નહિ, વદે વચન હિતકાર,
તે નારીનો ધન્ય છે, આ જગમા અવતાર. ૩
વ્હેલી ઉઠે સવારમા, ધરે ધર્મનું ધ્યાન,
ગણે મત્ર નવકારને, લે સતીઓના નામ ૪
વગર વિચાર્યું ના વદે, કદીય મુખથી વેણ,
રસ્તે ચાલે જોઈને, નીચા રાખી નેણ ૫
લાજ વધારે લોકમા, વિચરે ધરી વિવેક,
તજે ન અતરથી કદી, ધર્મ તણી શુભ ટેક ૬

ઉપવાસ કરજો ધર્મ નિમિત્તે, એ વ્રતમાં કાયા ન દમજોરે. બ્હે. ૮
નિયમિત થાજો વાસી ન ખાજો, રાતે કદિ નવ જમજોરે. બ્હે. ૯
આળસું થઇને બેસી ન રહેજો, કામથી નહિ કંટાળજોરે. બ્હે. ૧૦
નવરાથઈએ ત્યારે સારૂંસારૂં શિખીએ,શિખેલસ્નેહે સંભાળજોરે.બ્હે. ૧૧
કોઈ સાથે ક્લેશ થઈ જાય ભૂલથી, માફી માગીને નિવારજોરે. બ્હે. ૧૨
દુર્ગુણ છોડી સદ્ગુણ આદરજો, કદી પરનિંદા ન કરજોરે. બ્હે. ૧૩
આવી ગુણવંતી બ્હેનો સંસારમાં, **વલ્લભ** શિવસુખ વરજોરે. બ્હે. ૧૪

## પદ ૨૪૧–જૈની બ્હેનોને શિખામણ.

[ રાગ ઉપર પ્રમાણે ]

વિચારજો વિચારજો વિચારજોરે,બ્હેનો સારૂં નરસું સહુ વિચારજો. ટે.
શ્રાવક વ્રતને જાણતાં હો તો, દયા પ્રથમ તમે પાળજોરે. બ્હે. ૧
ક્રોધ કરી કદી પોતાના બાળને, ગાળો ન દેજો ન મારજોરે. બ્હે. ૨
ચેતી પ્રથમથી ચતુર બેનો, કુટેવ બાળને ન પાડજોરે. બ્હે. ૩
કુમળાં ઝાડો જેમ વાળ્યાં વળે છે, બાળકનું તેમ જાણજોરે. બ્હે. ૪
દાંતના ચુડા સારૂ હાથી હજારોની,હિંસાનું પાપ ના વ્હોરજોરે. બ્હે. ૫
ચુડા સીસમના સુંદર મળે છે, સસ્તામાં સંતોષ માનજોરે. બ્હે. ૬
અંગ શોભાવવા પુત્ર પુત્રીને, કદી ન ત્રાજવા પડાવજોરે. બ્હે. ૭
દુઃખ દઈ તમ પ્યારાં બાળકને, નાક કાન નહિ વિંધાવજોરે. બ્હે. ૮
ક્રોડો કીડા મારી રેશમ બને છે, તેની શોભા નહિ માણજોરે. બ્હે. ૯
શીળ સાતેમના વ્હેમી બનીને, ચુલા કદી નહિ ઠારજોરે. બ્હે. ૧૦
વાસી ખોરાક ખાઈ માંદા પડો છો, રોગનું ઘર નક્કી ધારજોરે. બ્હે. ૧૧
બંધી કરીને લીલોત્રી શાકની, પછી સુકવણી ન ચાખજોરે. બ્હે. ૧૨
ખાળે ડુચા દઈ **વલ્લભ** બ્હેનો, દરવાજા ખુલ્લા ન રાખજોરે. બ્હે. ૧૩

સાસુ સસરા સ્વામિની સેવા કરવી, નણંદો સાથે સંપીને પ્રીતિ ધરવી,
મીઠી વાણી સુખ ઝરવી, પ્રેમે પતિવ્રત પાળી શ્રાવિકા ૨
સુવાળી સાવણી એ ઘરવાળી, વ્હેલા ઉઠી પ્હેલા પાણીને ગાળી,
સંખારો રાખો સંભારી, સ્હેજે તરશો સુનારી શ્રાવિકા ૩
છાયામા છાણાને યત્નાથી પુંજો, ધાને ધનેડા ધરી ધ્યાન જોજો,
વિવેક રાખી વર્તજો, દયા દેવી દિલ ધારી શ્રાવિકા ૪
એઠના ઠામ ઉઘાડા ન રાખો, ઘી તેલમા તો મરે જીવ લાખો,
આળસ અંગ ન રાખો, લાખો લાભ વિચારી. શ્રાવિકા ૫
સંતાનોને ચાર શરણા સમજાવો, દાન દયા દિલ ખૂબ ઠસાવો,
જન્મ આવો ન હરાવો, વાવો ધરતી રસાળિ શ્રાવિકા ૬
ડાહ્યા છતા કેમ દેહ કુટાવો ? ઝાઝા ઝવેરા વઝી વવરાવો,
જાગણુ શાને જગાવો, બાલા બગડે બિચારી. શ્રાવિકા ૭
શું થયુ ધર્મના સ્થાને પડયાથી, હોકારા હોશેથી જીજી દીધાજી,
વલ્લભ વાતો વધાથી, ક્યાથી મુક્તિ થનારી. શ્રાવિકા ૮

## પદ ૨૪૦—જૈની બ્હેનોને શિક્ષા.

[ લાવી લાવી લાવીરે, મહારાણી ખબર એક લાવી—એ રાગ ]

ભણજો ભણજો ભણજોરે બ્હેની, ધાર્મિક જ્ઞાન તમે ભણજો ટેક
વીતરાગ ધર્મને વીતરાગ દેવનુ, સાચુ શરણું એક ગણજોરે. બ્હે ૧
ઉઠી પ્રભાતમા અરિહંત વાંદી, સર્વે વડિલોને નમજોરે બ્હે. ૨
કટુ વચન કહી કહે વડિલ તો, શાણી બ્હેનો તમે ખમજોરે બ્હે ૩
શાંત થઈ વેણુ મધુરા બોલજો, સૌને કુટુંબમા ગમજોરે બ્હે. ૪
નીતિ ભૂલાવી દોરે દુર્ગુણમા, એવી રમત નવ રમજોરે બ્હે. ૫
અવર સખી સંગ કરી ઉજાગરા, રાતે જ્યા ત્યા ન ભમજોરે બ્હે ૬
દોરા ધાગા ને ભૂવા ભરાડા, ધંધો એ ધૂતવાનો સમજોરે બ્હે. ૭

ઉપવાસ કરજો ધર્મ નિમિત્તે, એ વ્રતમાં કાયા ન દમજોરે. બ્હે. ૮
નિયમિત થાજો વાસી ન ખાજો, રાતે કદિ નવ જમજોરે. બ્હે. ૯
આળસું થઇને બેસી ન રહેજો, કામથી નહિ કંટાળજોરે. બ્હે. ૧૦
નવરાથઇએ ત્યારે સારૂંસારૂં શિખીએ,શિખેલસ્નેહે સંભાળજોરે.બ્હે. ૧૧
કોઇ સાથે કલેશ થઇ જાય ભૂલથી, માફી માગીને નિવારજોરે. બ્હે. ૧૨
દુર્ગુણ છોડી સદ્‌ગુણ આદરજો, કદી પરનિંદા ન કરજોરે. બ્હે. ૧૩
આવી ગુણવંતી બ્હેનો સંસારમાં, **વલ્લભ** શિવસુખ વરજોરે. બ્હે. ૧૪

## પદ ૨૪૧-જૈની બ્હેનોને શિખામણ.

[ રાગ ઉપર પ્રમાણે ]

વિચારજો વિચારજો વિચારજોરે,બ્હેનો સારૂં નરસું સહુ વિચારજો. ટે.
શ્રાવક વ્રતને જાણતાં હો તો, દયા પ્રથમ તમે પાળજોરે. બ્હે. ૧
ક્રોધ કરી કદી પોતાના બાળને, ગાળો ન દેજો ન મારજોરે. બ્હે. ૨
ચેતી પ્રથમથી ચતુર બેનો, કુટેવ બાળને ન પાડજોરે. બ્હે. ૩
કુમળાં ઝાડો જેમ વાળ્યાં વળે છે, બાળકનું તેમ જાણજોરે. બ્હે. ૪
દાંતના ચુડા સારૂ હાથી હજારોની,હિંસાનું પાપ ના વ્હોરજોરે. બ્હે. ૫
ચુડા સીસમના સુંદર મળે છે, સસ્તામાં સંતોષ માનજોરે. બ્હે. ૬
અંગ શોભાવવા પુત્ર પુત્રીને, કદી ન ત્રાજવા પડાવજોરે. બ્હે. ૭
દુઃખ દઈ તમ પ્યારાં બાળકને, નાક કાન નહિ વિંધાવજોરે. બ્હે. ૮
ક્રોડો કીડા મારી રેશમ બને છે, તેની શોભા નહિ માણજોરે. બ્હે. ૯
શીળ સાતેમના વ્હેમી બનીને, ચુલા કદી નહિ ઠારજોરે. બ્હે. ૧૦
વાસી ખોરાક ખાઇ માંદા પડો છો, રોગનું ઘર નક્કી ધારજોરે. બ્હે. ૧૧
બંધી કરીને લીલોત્રી શાકની, પછી સુકવણી ન ચાખજોરે. બ્હે. ૧૨
ખાળે કુચા દઈ **વલ્લભ** બ્હેનો, દરવાજા ખુલ્લા ન રાખજોરે. બ્હે. ૧૩

સાસુ સસરા સ્વામિની સેવા કરવી, નણુદ્દા સાથે સ પીને પ્રીતિ ધરવી,
મીઠી વાણી મુખ ઝરવી, પ્રેમે પતિવ્રત પાળી શ્રાવિકા
સુવાળી સાવણીં એ ઘરવાળી, વ્હેલા ઉઠી પ્હેલા પાણીને ગાળી,
સખારો રાખો સભારી, સ્હેજે તરશો સુનારી શ્રાવિકા
છાયામા છાણાને યત્નાથી પુંજો, ધાને ધનેડા ધરી ધ્યાન જોજો,
વિવેક રાખી વર્તજો, દયા દેવી દિલ ધારી શ્રાવિકા.
એઠના ઠામ ઉઘાડા ન રાખો, ઘી તેલમા તો મરે જીવ લાખો,
આળસ અગ ન રાખો, લાખો લાભ વિચારી શ્રાવિકા
સતાનોને ચાર શરણા સમજાવો, દાન દયા દિલ ખૂબ ઠસાવો,
જન્મ આવો ન હરાવો, વાવો ધરતી રસાળિ શ્રાવિકા ૬
ડાહ્યા છતા કેમ દેદા કુટાવો ? ઝાઝા ઝવેરા વળી વવરાવો,
જાગ્રણુ શાને જગાવો, બાલા બગડે બિચારી. શ્રાવિકા ૭
શુ થયુ ધર્મના સ્થાને પડ્યાથી, હોકારા હોશેથી જીજી દીધાજી,
વલ્લભ વાતો વધાથી, કયાથી મુક્તિ થનારી શ્રાવિકા ૮

## પદ ૨૪૦–જૈની બ્હેનોને શિક્ષા.

[ લાવી લાવી લાવીરે, મહારાણી ખબર એક લાવી—એ રાગ ]

ભણુજો ભણુજો ભણુજોરે બ્હેની, ધાર્મિક જ્ઞાન તમે ભણુજો ટેક
વીતરાગ ધર્મને વીતરાગ દેવનુ, સાચુ શરણું એક ગણુજોરે. બ્હે ૧
ઉઠી પ્રભાતમા અરિહત વાદી, સર્વે વડિલોને નમજોરે બ્હે. ૨
કટુ વચન કદી કહે વડિલ તો, શાણી બ્હેનો તમે ખમજોરે બ્હે. ૩
શાત થઈ વેણુ મધુરા બોલજો, સૌને કુટુબમા ગમજોરે બ્હે. ૪
નીતિ ભૂલાવી દોરે દુર્ગુણુમા, એવી રમત નવ રમજોરે. બ્હે. ૫
અવર સખી સગ કરી ઉજાગરા, રાતે જ્યા ત્યા ન ભમજોરે બ્હે ૬
દોરા ધાગા ને ભૂવા ભરાડા, ધધો એ ધૂતવાનો સમજોરે. બ્હે. ૭

ઉપવાસ કરજો ધર્મ નિમિત્તે, એ વ્રતમાં કાયા ન દમજોરે. બ્હે. ૮
નિયમિત થાજો વાસી ન ખાજો, રાતે કદિ નવ જમજોરે. બ્હે. ૯
આળસું થઇને બેસી ન રહેજો, કામથી નહિ કંટાળજોરે. બ્હે. ૧૦
નવરાથઈએ ત્યારે સારૂંસારૂં શિખીએ,શિખેલસ્નેહે સંભાળજોરે.બ્હે. ૧૧
કોઈ સાથે ક્લેશ થઈ જાય ભૂલથી, માફી માગીને નિવારજોરે. બ્હે. ૧૨
દુર્ગુણ છોડી સદ્ગુણ આદરજો, કદી પરનિંદા ન કરજોરે. બ્હે. ૧૩
આવી ગુણવંતી બ્હેનો સંસારમાં, **વલ્લભ** શિવસુખ વરજોરે. બ્હે. ૧૪

## પદ ૨૪૧–જૈની બ્હેનોને શિખામણ.

[ રાગ ઉપર પ્રમાણે ]

વિચારજો વિચારજો વિચારજોરે,બ્હેનો સારૂં નરસું સહુ વિચારજો. ટે.
શ્રાવક વ્રતને જાણતાં હો તો, દયા પ્રથમ તમે પાળજોરે. બ્હે. ૧
ક્રોધ કરી કદી પોતાના બાળને, ગાળો ન દેજો ન મારજોરે. બ્હે. ૨
ચેતી પ્રથમથી ચતુર બેનો, કુટેવ બાળને ન પાડજોરે. બ્હે. ૩
કુમળાં ઝાડો જેમ વાળ્યાં વળે છે, બાળકનું તેમ જાણજોરે. બ્હે. ૪
દાંતના ચુડા સારૂ હાથી હજારોની,હિંસાનું પાપ ના વ્હોરજોરે. બ્હે. ૫
ચુડા સીસમના સુંદર મળે છે, સસ્તામાં સંતોષ માનજોરે. બ્હે. ૬
અંગ શોભાવવા પુત્ર પુત્રીને, કદી ન ત્રાજવા પડાવજોરે. બ્હે. ૭
દુઃખ દઈ તમ પ્યારાં બાળકને, નાક કાન નહિ વિંધાવજોરે. બ્હે. ૮
ક્રોડો કીડા મારી રેશમ બને છે, તેની શોભા નહિ માણજોરે. બ્હે. ૯
શીળ સાતેમના વ્હેમી બનીને, ચુલા કદી નહિ ઠારજોરે. બ્હે. ૧૦
વાસી ખોરાક ખાઈ માંદા પડો છો, રોગનું ઘર નક્કી ધારજોરે. બ્હે. ૧૧
બંધી કરીને લીલોત્રી શાકની, પછી સુકવણી ન ચાખજોરે. બ્હે. ૧૨
બાળે હુચ્યા દઈ **વલ્લભ** બ્હેનો, દરવાજા ખુલ્લા ન રાખજોરે. બ્હે. ૧૩

સાસુ સસરા સ્વામિની સેવા કરવી, નણદો સાથે સંપીને પ્રીતિ ધરવી
મીઠી વાણી મુખ ઝરવી, પ્રેમે પતિવ્રત પાળી શ્રાવિકા
સુવાળી સાવરણી એ ઘરવાળી, વ્હેવા ઉઠી પ્હેલા પાણીને ગાળી,
સંખારો રાખો સંભારી, સ્હેજે તરશો સુનારી શ્રાવિકા
છાયામા છાણાને યત્નાથી પુંજો, ધાને ધનેડા ધરી ધ્યાન જોજો,
વિવેક રાખી વર્તજો, દયા દેવી દિલ ધારી શ્રાવિકા
એઠના ઠામ ઉઘાડા ન રાખો, ઘી તેલમા તો મરે જીવ લાખો,
આળસ અંગ ન રાખો, લાખો લાભ વિચારી શ્રાવિકા
સંતાનોને ચાર શરણા સમજાવો, દાન દયા દિલ ખૂબ ઠસાવો,
જન્મ આવો ન હરાવો, વાવો ધરતી રસાળિ શ્રાવિકા
ડાહ્યા છતા કેમ દેહા કુટાવો ? ઝાઝા ઝવેગ વળી વવરાવો,
જાચણ શાને જગાવો, બાલા બગડે બિચારી શ્રાવિકા ૫
શું થયુ ધર્મના સ્થાને પડયાથી, હોકારા હોશેથી જીજી દીધાજી,
વલ્લભ વાતો વધાથી, ક્યાથી મુક્તિ થનારી શ્રાવિકા ૮

## પદ ૨૪૦–જૈની બ્હેનોને શિક્ષા.

[ લાવી લાવી લાવીરે, મહારાણી ખબર એક લાવી—એ રાગ ]

ભણજો ભણજો ભણજોરે બ્હેની, ધાર્મિક જ્ઞાન તમે ભણજો ટેક
વીતરાગ ધર્મને વીતરાગ દેવનુ, સાચુ શરણુ એક ગણજોરે બ્હે. ૧
ઉઠી પ્રભાતમા અરિહંત વાદી, સર્વે વડિલોને નમજોરે બ્હે. ૨
કટુ વચન કદી કહે વડિલ તો, શાણી બ્હેનો તમે ખમજોરે. બ્હે ૩
શાંત થઈ વેણુ મધુરા બોલજો, સૌને કુટુંબમા ગમજોરે બ્હે. ૪
નીતિ ભૂલાવી દોરે દુર્ગુણમા, એવી રમત નવ રમજોરે બ્હે. ૫
અવર સખી સંગ કરી ઉજાગરા, રાતે જ્યા ત્યા ન ભમજોરે. બ્હે. ૬
દોરા ધાગા ને ભૂવા ભરાડા, ધંધો એ ધૂતવાનો સમજોરે. બ્હે. ૭

ઉપવાસ કરજો ધર્મ નિમિત્તે, એ વ્રતમાં કાયા ન દમજોરે. બ્હે. ૮
નિયમિત થાજો વાસી ન ખાજો, રાતે કદિ નવ જમજોરે. બ્હે. ૯
આળસું થઇને બેસી ન રહેજો, કામથી નહિ કંટાળજોરે. બ્હે. ૧૦
નવરાથઇએ ત્યારે સારૂંસારૂં શિખીએ,શિખેલસ્નેહે સંભાળજોરે.બ્હે. ૧૧
કોઈ સાથે કલેશ થઈ જાય ભૂલથી, માફી માગીને નિવારજોરે. બ્હે. ૧૨
દુર્ગુણ છોડી સદ્ગુણ આદરજો, કદી પરનિંદા ન કરજોરે. બ્હે. ૧૩
આવી ગુણવંતી બ્હેનો સંસારમાં, **વલ્લભ** શિવસુખ વરજોરે. બ્હે. ૧૪

## પદ ૨૪૧–જૈની બ્હેનોને શિખામણ.

[ રાગ ઉપર પ્રમાણે ]

વિચારજો વિચારજો વિચારજોરે,બ્હેનો સારૂં નરસું સહુ વિચારજો. ટે.
શ્રાવક વ્રતને જાણતાં હો તો, દયા પ્રથમ તમે પાળજોરે. બ્હે. ૧
ક્રોધ કરી કદી પોતાના બાળને, ગાળો ન દેજો ન મારજોરે. બ્હે. ૨
ચેતી પ્રથમથી ચતુર બેનો, કુટેવ બાળને ન પાડજોરે. બ્હે. ૩
કુમળાં ઝાડો જેમ વાળ્યાં વળે છે, બાળકનું તેમ જાણજોરે. બ્હે. ૪
દાંતના ચુડા સારૂ હાથી હજારોની,હિંસાનું પાપ ના વ્હોરજોરે. બ્હે. ૫
ચુડા સીસમના સુંદર મળે છે, સસ્તામાં સંતોષ માનજોરે. બ્હે. ૬
અંગ શોભાવવા પુત્ર પુત્રીને, કદી ન ત્રાજવા પડાવજોરે. બ્હે. ૭
દુઃખ દઈ તમ પ્યારાં બાળકને, નાક કાન નહિ વિંધાવજોરે. બ્હે. ૮
ક્રોડો કીડા મારી રેશમ બને છે, તેની શોભા નહિ માણજોરે. બ્હે. ૯
શીળ સાતેમના વ્હેમી બનીને, ચુલા કદી નહિ ઠારજોરે. બ્હે. ૧૦
વાસી ખોરાક ખાઈ માંદા પડો છો, રોગનું ઘર નક્કી ધારજોરે. બ્હે. ૧૧
બંધી કરીને લીલોત્રી શાકની, પછી સુકવણી ન ચાખજોરે. બ્હે. ૧૨
ખાળે કુચા દઈ **વલ્લભ** બ્હેનો, દરવાજા ખુલ્લા ન રાખજોરે. બ્હે. ૧૩

## પદ ૨૪૨—શ્રાવિકા બ્હેનોને ધર્મશિક્ષણ.

[ રઘુપતિ રામ હૃદયમાં રેજોરે—એ રાગ ]

ધરો બ્હેની ધર્મની ટેક સારીરે, જેથી પામીએ ભવ પેલે પારી ટેક
નિત્ય સામાયક શુદ્ધ કરીએરે, ક્રોધ માન માયા પરિહરિયેરે,
જેથી ભવસાગર સુખે તરીએ. ધરો. ૧
પોષા પડિકમણાં શુદ્ધ ધારીરે, જૈનવાણી અતિશય પ્યારી,
ચિત્ત ધરીયે થાય સુખકારી. ધરો. ૨
વ્રત પચ્ચખાણ જે અંગી કરીયેરે, તેને કદી નાવ પરિહરિયેરે,
જેથી શિવપુરી વેગે વરીયે. ધરો. ૩
હિંસા ચોરી જૂઠ ને જારીરે, પરિગ્રહ પાંચમું છે પાપકારીરે,
પાંચે સેવતાં જાય ભવહારી ધરો. ૪
દાન દીજીયે ઉલટ ધરીરે, શિયળ પાળો કુમતિ પરહરીરે,
તપ તપી જીતો કર્મ અરિ. ધરો. ૫
ભાવ રાખી સર્વેમાં સારારે, ગુરૂ વિનયથી નવિ રહો ન્યારારે,
રાગદ્વેષના મૂકી દો ચાળા. ધરો. ૬
**ગુરૂ મંગળજી સ્વામી** પસાઈરે, **મુનિશામ** શિખામણ ગાઈરે,
હૈડે ધરી લેજો બાઈ ભાઈ. ધરો. ૭

## પદ ૨૪૩—શ્રાવિકા બ્હેનોને શિખામણ.

[ એક હતી મુસાફર ઘેલી રે, સૂણજો સાહેલી—એ રાગ ]

દીયો વાતો મિથ્યાત્વની મેલીરે, સૂણજો સાહેલી. ટેક.
છોડ હઠ ખોટાનો ઘેલીરે, સૂણજો સાહેલી. ૧
વાતો કરો દયાની પેલીરે, સૂ૦ મૂકી વાતો હિંસાની ઠેલીરે. સૂ૦ ૨
નથી ખોટા તણો કોઈ બેલીરે, સૂ૦ સાચાનો શણગાર લે ખેલીરે. સૂ૦ ૩
બ્હેન ચોરી ન કરવી કેનીરે, સૂ૦ જડે વસ્તુ તો દેવી જે જેનીરે. સૂ૦ ૪

રત ચોથાનો મહિમા મોટોરે, સૂ૦ એમાં ચલાવશો નહિ ગોટોરે. સૂ૦ ૫
મા લેજો શિખામણ સારીરે, સૂ૦ તો મળશે મુક્તિ લટકાળીરે. સૂ૦ ૬

## પદ ૨૪૪–સુમતિની સોબત રાખવાથી થતા ફાયદા.

[ ઓ વાંસલડી! વેરણ થઈ લાગી તું વ્રજની નારને—એ રાગ ]

સૂણુ સાહેલી! સુમતિ સખી માયાળુ મુજ મનમાં ગમે,
સુમતિનીરે! સોબત કરતાં, તે જગમાં ભવ નહિ ભમે. ટેક.
સુમતિની સોબત બહુ સારી, સહુ લોકને લાગે છે પ્યારી,
જગમાં વ્હાલી તે બહુ ભારી. સૂણુ સાહેલી! સુમતિ. ૧
સુમતિથી સાસુજી રાજી, નણદી બાઈ બોલે નહિ ઝાઝી,
વળી રાજી રહેશે સસરાજી. સૂણુ સાહેલી! ૨
બહુ વ્હાલો નણદીનો વીરો, મારા હૈડાનો સાચો હીરો,
સુમતિથી સ્વભાવે રહે ધીરો. સૂણુ સાહેલી! ૩
સુમતિથી ધર્મ થાએ રૂડું, કોઈ દિવસ બોલાએ નહિ કુડું,
કદી કાર્ય કરે નહિ તે ભૂંડું. સૂણુ સાહેલી! ૪
સુમતિથી સર્વ રહે રાજી, સંસાર તણી જીતાય બાજી,
કદી નામ લીએ નહિ કોઈ પાજી. સૂણુ સાહેલી! ૫
સુમતિ શિવપુરીને મેળવશે, શુભ કરણીમાં તે કેળવશે,
સિદ્ધની સાથે તે ભેળવશે. સૂણુ સાહેલી! ૬
તેથી સુમતિની સોબત કરજો, બાળમિત્રની બ્હેની ભવ તરજો,
**મનસુખ** સુમતિ સખીને વરજો. સૂણુ સાહેલી! ૭

## પદ ૨૪૫–સદ્ગુણી શ્રાવિકા.

[ એ મહિને નવ જઇયે પીયુ પરદેશ જો—એ રાગ ]

ધન્ય ધન્ય તે જગમાં સદ્ગુણી શ્રાવિકા! ટેક.
ધરંતી મન સદ્બોધ તણો શૃંગારજો.

શિયળ ઘરેણું સાચું નિજ અંગે ધરે,
પ્રભુ પર ધરતી અંતર પ્રેમ અપારજો. ધન્ય ૧
સ્વામિ સેવા કરતી સાચા સ્નેહથી,
પતિ આદેશ વિના નવ ભરતી પાયજો,
જનની સમ સાસુ જાણીને સેવતી,
કંથ જમ્યા પહેલાં કદીએ ન ખાયજો ધન્ય. ૨
સસરાજીને જનક સમા મન જાણતી,
નણદી બ્હેન ગણીને વરતે આપજો,
સાસરીઆ સંગાથે સંપ વધારતી,
લેતી લલના ઉંચા કુળની છાપજો. ધન્ય. ૩
સૈયર સાથે સજની પુરા પ્રેમથી,
બાંધે પ્રીતિ નીતિ લેવા કાજજો,
સદ્દગુણ શિખી ઉભય સુકુળ અજવાળતી,
દિન પર દિન મેળવતી ઝાઝી લાજજો ધન્ય ૪
શોકાતુર સ્વામીને નિરખી સુંદરી,
મધુરા સાદે વદતી પાસે જાયજો,
ધીરજ આપી ક્રોધ સમાવે કંથનો,
હિંમત રાખી કરતી બનતી સ્હાયજો. ધન્ય ૫
પ્રીતમના પ્રિયજનને પેખી પ્રેમદા,
નિર્મળ મનથી દેતી બહુ સન્માનજો,
બન્ધુ સમ જાણીને બાલા બોલતી,
ચતુરા ચિત્તમા રાખે શ્રી ભગવાનજો ધન્ય ૬
સદ્દગુરૂને નિજ ધર્મ વિષે શ્રદ્ધા ધરી,
સમકીત સેવા કરતી શ્રાવક નારજો,
પર્વતણા વ્રત આદરતી બહુ પ્રેમથી,
સફળ કરે મણિ શ્રાવકનો અવતારજો ધન્ય. ૭

# ૨૧-પતિવ્રતાનાં ધર્મો વિષે.

## પદ ૨૪૬-પત્નિ પ્રત્યે પતિની હિતશિક્ષા.

[ સાંભળરે તું સજની મારી, રજની ક્યાં રમી આવ્યાંજીરે-એ રાગ ]

નાથ કહે તું સૂણને નારી, શિખામણ છે સારીજીરે,
સાંભળી અંતરમાં ઉતારી, સદ્વર્તન હ્યો ધારી,
શાણા થઈએજીરે. ટેક. ૧
યાત્રા જાગ્રણ ને વિવાહમાં, માતા સાથે રહીએજીરે,
સાસરીઆમાં જળ ભરવાને, સાસુ સાથે જઈએ. શાણા૦ ૨
દિશા અંધારી ને એકલડાં, ઘર છોડી નવ જઈએજીરે,
એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને સહીએ ? શાણા૦ ૩
વહાણામાં વહેલા ઉઠીને, ધર્મધ્યાનમાં રહીએજીરે,
નરમ ગર્મ કદિ હોય કોઇતો, સમભાવેથી સહીએ. શાણા૦ ૪
આઠે પહોર ઘરમાં રહીએ, બહાર પગ નવ દઈએજીરે,
સસરા જેઠની લાજ કાઢીએ, મોં આગળ નવ રહીએ. શાણા૦ ૫
છૂટે કેશે શીર ઉઘાડે, આંગણમાં નવ જઈએજીરે,
પરપુરુષ પડછાયો દેખી, નિત્ય વેગળા રહીએ. શાણા૦ ૬
એકાંતે દેવરીઆ સાથે, તાળી દઈ નવ હસીયેજીરે,
પ્રેમ તણી જો વાત કરે તો, મોં આગળથી ખસીએ. શાણા૦ ૭
પીયુ જો પરદેશ સિધાવે, કાજલ રેખ ન દઈએજીરે,
આભરણ પેરી અંગ શોભાવી, હાથે દર્પણ નવ લઈએ. શાણા૦ ૮
પિયુ સાથે કદિ ક્રોધ ન કરીએ, રીસાઈ નવ રહીએજીરે,
સંતાનોને :તરછોડીને, અપશબ્દો નવ કહીએ. શાણા૦ ૯
ફરતળ નારીનો સંગ ન કરીએ, તે સંગે નવ ફરીએજીરે,
દુષ્ટ માર્ગને જાણી બ્હેનો, પગલું એક ન ભરીએ. શાણા૦ ૧૦

ઉદયરત્ન વાચકની શિક્ષા, સાંભળી અંતર ધરીયેજીરે,
પતિવ્રતા વ્રત પ્રીતે પાળી, સતી ગુણોને વરીએ. શાણા૦ ૧૧

### પદ ૨૪૭–પત્ની પ્રત્યે પતિની હિતશિક્ષા.

[ પરનારી પ્રત્યે પ્રીત કદી ન કરો—એ રાગ ]

ઘરનારી ગણીને નર શિખ દે ખરી, શિખ દે ખરી,
નર શિખ દે ખરી, ઘરનારી ગણીને નર શિખ દે ખરી. ટેક
નિર્લજ થઈને ઘર ઘર ઉંબર, ફરવું નહિ સૂણ પ્યારી,
ચચલ નેત્ર કરી પરનરને, જોવા નહિ મે વારી. ઘર૦ ૧
દાત દેખાડી આડી નજરે, વાત કદિ નવ કરીએ,
લાજ ધરી નિજ કુલ મર્યાદે, ધર્મમાર્ગ સચરીએ. ઘર૦ ૨
પર મદિરીએ જાતા પ્યારી, નિર્લજ નામ ગવાય,
પતિવ્રતાનો ધર્મ હારીએ, ધર્મગુરૂ લજવાય ઘર૦ ૩
દેવ ગુરૂ ને ધર્મ સગાથે, રાખો નિર્મલ પ્રીતિ,
અનુવ્રત ગુણવ્રત, શિક્ષાવ્રતને, પાળો સદ્‌ગુણ રીતિ. ઘર૦ ૪
આ ભવ પરભવ સૂધરે સારો, વારો વિષય વિકારો,
ઉમેદચંદ્ર કહે આત્મ સુધારો, તરવા ભવજળ આરો. ઘર૦ ૫

### પદ ૨૪૮–તે સતીમાં શિરદાર.

[ દોહરા ]

પ્રભુ તુલ્ય પતિને ગણે, ધર્મ હ્રદય ધરનાર,
વિવેકને વિસરે નહિ, તે સતીમા શિરદાર. ૧
શીર સાટે શીલ સાચવે, તજે ન ટેક લગાર,
પ્રાણ જતા પલટે નહિ, તે સતીમા શિરદાર ૨
સસરા સાસુ સર્વનો, જે પ્રગટાવે પ્યાર,
વિનય તજે નહિ વડિલનો, તે સતીમા શિરદાર. ૩

સુખકર હોયે સર્વને, અંતર હોએ ઉદાર,
મધુર સત્ય વચનો વદે, તે સતીમાં શિરદાર. ૪
છલકે નહિ સંપત્તિ મળ્યે, નમ્ર બને નિરધાર,
ગંભીર ભાજન જ્ઞાનનું, તે સતીમાં શિરદાર. ૫
પવિત્ર જેના પ્રાણ છે, અનાથનો આધાર,
દુઃખમાં લેશ ડગે નહિ, તે સતીમાં શિરદાર. ૬
ન્યાય વિષે નિર્મળ રહે, સદ્ વિદ્યા શણગાર,
સરલ ચિત્ત જેનું સદા, તે સતીમાં શિરદાર. ૭
કળા ભણેલી કુશળ જે, ભવ્ય રૂપ ભંડાર,
ઉજ્જવળ જેનો આત્મા, તે સતીમાં શિરદાર. ૮
કલંક વગરની કામનિ, નિર્દોષિત જે નાર,
એ અબળા ઉત્તમ ગણો, તે સતીમાં શિરદાર. ૯
જેના દર્શનથી મટે, વિરૂપા વિષય વિકાર,
વિશુદ્ધ પ્રેમ વહ્યા કરે, તે સતીમાં શિરદાર. ૧૦
સદ્ગુણનું સેવન કરી, સફળ કરે અવતાર,
**સંતશિષ્ય** તે સમજવી, તે સતીઓમાં શિરદાર. ૧૧

## પદ ૨૪૯–પૂર્વકાલની સતીઓનું સ્મરણ.

[ સુંદર શામળીઆ નામ જપીશ—એ રાગ ]

ભગિનીઓ ભાવ ધરી, ભવજળ તારક ભજીએ,
આંતર શુદ્ધ કરી, શિયળ આભૂષણ સજીએ. ભગિની. ટેક.
આગળ જે સતીઓ હતી શાણી, જીવન એના લેજો જાણી,
કષ્ટો સહન કરીને કસાણી, પવિત્રતાથી રાખતી પાણી,
જેવી રાજુલ રાણી, ભગિનીઓ ભાવ ધરી. ૧

દ્રૌપદી ને દમયંતી દેવી, સમજો સુંદરી સીતા જેવી,
કૌશલ્યા ને કળાવતી તેવી, લક્ષ વિષે લાયક બની લેવી,
ઉત્તમ બનવા એવી, ભગિનીઓ ભાવ ધરી ૨
કલંક શિરથી દૂર કઢાવા, અબળાઓનો અભ્યુદય થાવા,
પૂર્વ સમયની સ્થિતિ પ્રગટાવા, ભ્રષ્ટાચારને નષ્ટ બનાવા,
સાચો પંથ સમજાવા, ભગિનીઓ ભાવ ધરી ૩
પરાધિનતાને પરહરવા, અપાર ભવ સાગરથી તરવા,
આ શીખ સતીઓને અનુસરવા, **સંતશિષ્ય** કહેછે સુખ કરવા,
અબળા જન ઉધરવા, ભગિનીઓ ભાવ ધરી ૪

## પદ ૨૫૦–સતીઓનો સાચો ધર્મ.

[ રાગ પુનમચાંદની ]

સુંદર શિયળ તણા આભૂષણ સજીએ સ્નેહથીરે,
અળગું કરી અંધારૂં પ્રગટે જ્ઞાન પ્રકાશ,
જેથી મનુષ્ય જીવનનું ફળ મળીયું જાણીએરે,
તજીએ દુઃખ ઉપજાવે એવા વિષમય વાસ સુંદર ટેક

સાખી—સહનશીલ થઈ સર્વદા, સહીએ સુખ સંતાપ,
નિશદિન ધરીને નમ્રતા, પરિહરીએ નિત્ય પાપ,
મણિ માણેક જડેલા હેમ હીરાના હારથીરે,
સદ્ગુણ જડીત્ શોભે શિયળ તણા શણગાર. સુંદર૦ ૧

સાખી—સાચો ધર્મ સતી તણો, મનન કરી મનમાંય,
પાલન કરીએ પ્રેમથી, જન્મ મરણ ભય જાય,
સાસુ સસરા નણંદી, જેઠ દીયર જેઠાણીઓરે,
એવા સજ્જન કુટુંબી સહુને દઈ સન્માન. સુંદર૦ ૨

તો પણ તું સાંભળરે રાવણ ! નિશ્ચય શીલ ન ખંડું
પ્રાણ હમારા પરલોક જાયે, તો પણ સત્ય ન છંડું અડશો૦ ૩
કોણ મણિધરની મણિ લેવા, હૈડે ઘાલે હામ,
સતી સંગાથે સ્નેહ કરીને, કહો કોણ સાધે કામ અડશો૦ ૪
પરદારાનો સંગ કરીને, આખર કોણ ઉગરીયો,
કુડ કહું તો જો આલોચી, સહી તુજ દાડો ફરીયો અડશો૦ ૫
જનક સુતા હું જગ સહુ જાણે, ભામડળ છે ભાઈ,
દશરથનંદન શિર છે સ્વામિ, લક્ષ્મણ કરશે લડાઈ અડશો૦ ૬
હું ધણીયાતી પીયુ ગુણ ગાતી, માહરે હાથ છે છાતી,
રહે અળગો તુજ વયણે ન ચળું, કાં કુળે વાહે છે કાતી અડશો૦ ૭
ઉદયરત્ન કહે ધન્ય એ અબળા, સીતા જેહનું નામ,
સતીઓ માંહે શિરોમણિ કહીએ, નિત્ય નિત્ય હોજો પ્રણામ અડશો૦ ૮

## પદ ૨૭૯—રાવણ પ્રત્યે સીતાજીના ઉષ્ણ ઉદ્‌ગારો

[ રાગ ધોળ ]

લંકા ભૂપ મતિ મુઢ રાવણ, કેમ કામ માંહી થયો અંધ,
અલગ રહે મુજથી ટેક
પાલવ મૂકીદને મારો પાપીઆ, નહિતો પામીશ દુ:ખ પ્રબંધ અ ૧
રાજા જનક તણી હું બેટડી, દશરથ સુતની છું હું નાર, અ
પાપી કપટ કરીને તું મુજને, ચોર થઈને લાવ્યો છે આ ઠાર અ ૨
તારા દુષ્ટ વચન દીલ સાંભળી, ડગું નહિ દીલમાં તલભાર,અ.
કદી મેરૂ તજે નિજ ઠામને, જળધિ માઝા મૂકે આ વાર.અ ૩
તો પણ સાંભળ લંકાના ભૂપતિ, હું તો શિયળ ન ચૂકું લગાર,અ.
મારા પ્રાણથી શિયળ અધિક ગણું, મારી સ્હાય કરે કીરતાર અ. ૪

પરદારાની લાલચે રાવણા, ઘણા આગે થયા છે ખુવાર,અ.
નિજ કાયાનો ભોગ દઈ કરી, પ્હોંચ્યા છે નરક મોઝાર.અ. ૫
તારો દિવસ ફર્યો તું તો જાણજે, તારા કુળ તણો થાશે નાશ,અ.
ધુળધાણી થાશે લંકા તાહરી, તારા ઉજ્જડ થાશે આવાસ.અ. ૬
મારા સ્વામિ તણું જોર જોઇને, સમજાવું તુંને હું ગમાર,અ.
જીવવાની આશા કદી હોય તો, મને છોડી દે તું તત્કાળ,અ. ૭
જેમ કંચન લેવાની લાલચે, દીપ જોઇને મોહ્યો પતંગ,અ.
પણ ખોઈ બેઠો નિજ પ્રાણને, લોભથી કીધો જો દીપસંગ.અ. ૮
જેમ ભ્રમર કમળ ફૂલ જોઇને, માની આનંદ અંદર જાય,અ.
પણ વાસ લેવાની લાલચે, વણ મોતથી પ્રાણ હરાય.અ. ૯
તેમ મોહ પામ્યો અંધ રાવણ, જોઇને પરદારા જરૂર,અ.
પણ પ્રાણ તારો લેવા કારણે, કાળ આવી ઉભો છે હજુર.અ.૧૦
ધન્ય ધન્ય તુંને સીતા સાધ્વી, રાખી આફતમાં તેં તો હામ,અ.
સુર ઈંદુ કહે સીતા તાહરૂં, રહ્યું જગતમાં અવિચળ નામ.અ.૧૧

[ કર્તા—મેંગણીવાળા અમરચંદ કવિ ]

# ૨૬-વિધવા બ્હેનો વિષે.

## પદ ૨૮૦-વિધવા બ્હેનોને હિત શિખામણ.

[ સાંભળરે તું સજની મારી, રજની કયાં રમી આવ્યાંજીરે એ રાગ ]

દેવગુરૂને વંદન કરીને, શિખ કહુ છું સારીજીરે,
ગુણવંતી વિધવા બ્હેનોને, સાંભળતાં સુખકારી,
વિધવા બ્હેનોજીરે. ટેક. ૧
દુષ્ટ નારીની સાથે બ્હેનો, બેસ ઉઠ નવિ કરીએજીરે,
તેને ઘેર કદિ નવ જઇએ, પરિચયને પર-હરીએ, વિ૦ ૨

તો પણ તુ સાભળરે રાવણ ! નિશ્ચય શીલ ન ખડુ
પ્રાણ હમારા પરલોક જાયે, તો પણ સત્ય ન છડુ અડશો૦ ૩
કોણ મણિધરની મણિ લેવા, હૈડે ઘાલે હામ,
સતી સગાથે સ્નેહ કરીને, કહો કોણ સાધે કામ અડશો૦ ૪
પરદારાનો સગ કરીને, આખર કોણ ઉગરીયો,
કુડ કર્યુ તો જો આલોચી, સહી તુજ દાડો ફરીયો અડશો૦ ૫
જનક સુતા હુ જગ સહુ જાણે, ભામડળ છે ભાઈ,
દશરથનદન શિર છે સ્વામિ, લક્ષ્મણ કરશે લડાઈ અડશો૦ ૬
હુ ધણીયાતી પીયુ ગુણ ગાતી, માહરે હાથ છે છાતી,
રહે અળગો તુજ વયણે ન ચળુ, કા કુળે વાહે છે કાતી અડશો૦ ૭
ઉદયરત્ન કહે ધન્ય એ અબળા, સીતા જેહનુ નામ,
સતીઓ માહે શિરોમણિ કહીએ, નિત્ય નિત્ય હોજો પ્રણામ અડશો૦ ૮

## પદ ૨૭૯—રાવણ પ્રત્યે સીતાજીના ઉષ્ણ ઉદ્ગારો

[ રાગ ધોળ ]

લકા ભૂપ મતિ મુઢ રાવણ, કેમ કામ માહી થયો અધ,
અલગ રહે મુજથી ટેક
પાલવ મૂકીદેને મારો પાપીઆ, નહિતો પામીશ દુખ પ્રબધ અ ૧
રાજા જનક તણી હુ બેટડી, દશરથ સુતની છુ હુ નાર, અ
પાપી કપટ કરીને તુ મુજને, ચોર થઇને લાવ્યો છે આ ઠાર.અ ૨
તારા દુષ્ટ વચન દીલ સાભળી, ડગુ નહિ દીલમા તલભાર,અ.
કદી મેરૂ તજે નિજ ઠામને, જળધિ માઝા મૂકે આ વાર.અ. ૩
તો પણ સાભળ લકાના ભૂપતિ, હુતો શિયળ ન ચૂકુ લગાર,અ.
મારા પ્રાણથી શિયળ અધિક ગણ્યું, મારી સ્હાય કરે કીરતાર.અ. ૪

પરદારાની લાલચે રાવણા, ઘણા આગે થયા છે ખુવાર,અ.
નિજ કાયાનો ભોગ દઈ કરી, પહોંચ્યા છે નરક મોઝાર.અ. ૫
તારો દિવસ ફર્યો તું તો જાણજે, તારા કુળ તણો થાશે નાશ,અ.
ધુળધાણી થાશે લંકા તાહરી, તારા ઉજ્જડ થાશે આવાસ.અ. ૬
મારા સ્વામિ તણું જોર જોઇને, સમજાવું તુંને હું ગમાર,અ.
જીવવાની આશા કદી હોય તો, મને છોડી દે તું તત્કાળ,અ. ૭
જેમ કંચન લેવાની લાલચે, દીપ જોઇને મોહ્યો પતંગ,અ.
પણ ખોઈ બેઠો નિજ પ્રાણને, લોભથી કીધો જો દીપસંગ.અ. ૮
જેમ ભ્રમર કમળ ફૂલ જોઇને, માની આનંદ અંદર જાય,અ.
પણ વાસ લેવાની લાલચે, વણ મોતથી પ્રાણ હરાય.અ. ૯
તેમ મોહ પામ્યો અંધ રાવણ, જોઇને પરદારા જરૂર,અ.
પણ પ્રાણ તારો લેવા કારણે, કાળ આવી ઉભો છે હજુર.અ.૧૦
ધન્ય ધન્ય તુંને સીતા સાધ્વી, રાખી આફતમાં તેંતો હામ,અ.
સુર ઈંદુ કહે સીતા તાહરૂં, રહ્યું જગતમાં અવિચળ નામ.અ.૧૧

[ કર્તા—મેંગણીવાળા અમરચંદ કવિ ]

# ૨૬-વિધવા બ્હેનો વિષે.

## પદ ૨૮૦-વિધવા બ્હેનોને હિત શિખામણ.

[ સાંભળરે તું સજની મારી, રજની કયાં રમી આવ્યાંજીરે એ રાગ ]

દેવગુરૂને વંદન કરીને, શિખ કહુ છું સારીજીરે,
ગુણવંતી વિધવા બ્હેનોને, સાંભળતાં સુખકારી,
વિધવા બ્હેનોજીરે. ટેક. ૧
દુષ્ટ નારીની સાથે બ્હેનો, બેસ ઉઠ નવિ કરીએજીરે,
તેને ઘેર કદિ નવ જઇએ, પરિચયને પર-હરીએ, વિ૦ ૨

આવે તો આદર નવિ દેવો, એવો નિશ્ચય ધારોજીરે,
સગ કર્યાથી રગ ધર્મનો, જાશે બ્હેનો તમારો. વિ૦ ૩
વૃદ્ધ પ્રમાણિક ધર્મિ જોવા, નરનારીની સાથેજીરે,
સગ કર્યાથી કોઈ પ્રકારે, કલક નાવે માથે વિ૦ ૪
ધર્મિ બ્હેનો હોય કોઈ તો, તેની સોબત કરવીજીરે,
ધર્મ ધૂતીના બ્હેનપણાની, સોબતને પરહરવી વિ૦ ૫
ઘર છોડીને પર ઘર ભટકે, ભ્રષ્ટ થવાની એ રીત જીરે,
અનેક એહવા જોઈ દાખલા, સ્થિર કરો નિજ ચિત્ત વિ૦ ૬
પરઘર કેરૂ દળણુ પાણી, રસોઈ આદિ કામોજીરે,
ઘર છોડીને કરવા જતા, જાય આપણી મામો, વિ૦ ૭
વિશીના ધધા વિસારો, અનર્થ એમા જોઈ જીરે,
એક તો પાપ અધિકુ લાગે, ઈજ્જત આબરૂ ન હોય વિ૦ ૮
ભરત ચિત્ર શીવણુ ગુથણુજે, નિર્દોષી જીવાઈ જીરે,
શીખી અવર ધધાને છોડે, ખરી તેની ચતુરાઈ વિ૦ ૯
ઘરની સ્થિતિ હોય જેહવી, તેમા સતોષ માનોજીરે,
પરનુ સુખ દેખીને બ્હેનો, ખેદ લાવવો શાનો? વિ૦ ૧૦
દગી જારની ઘેસ પોતાની, અમૃત ભોજન માનો જીરે,
દુધપાકનુ ભોજન પરનુ, ઝેર હળાહળ જાણો. વિ૦ ૧૧
મેળા જાત્રણુમા નવિ જૈયે, નાત જમણુ તેમ જાણો જીરે,
કારજ કે કરીઆવર જાણી, જવા ઉમગ ન આણો વિ૦ ૧૨
પિયર સસરા તણા કુટુંબમા, રહીને ધર્મજ પાળોજીરે,
પણ એકલડુ છટકી ન રહેવુ, એહ ટેવને ટાળો વિ૦ ૧૩
ધર્મસ્થાનકે શુદ્ધ વૃત્તિથી, ધર્મક્રિયામા લાગોજીરે,
અવર નારીની માફક બ્હેનો, કર્મ કથાને ત્યાગો વિ૦ ૧૪

દાગીના કિંચિત માત્ર પણ, અંગ ઉપર નવિ ધરવા જીરે,
રંગ રંગીલા ને ભાતીલા, વેશ મોહક પરહરવા. વિ૦ ૧૫
કેશ સમારી સેંથા ન પાડો, અંજન આંખ ન ભરવું જીરે,
દર્પણમાં મુખડું નહિ જોવું, આછકડા નવિ ફરવું. વિ૦ ૧૬
છૂટ છેડા ને ખૂલ્લે મોઢે, મર્યાદાને ટાળીજીરે,
ચટક મટકતી ચાલ ન ચાલો, આડું અવળું ભાળી. વિ૦ ૧૭
ઉત્તમ ગુણોની વૃદ્ધિ કરીને, સતી થઇ પૂજાવું જીરે,
આત્મદોષથી સતી જીવનમાં શાને હલકાં થાવું. વિ૦ ૧૮
ગુણી બ્હેનના ગુણ ગવાયે, તે તમે નજરે દેખોજીરે,
ગુણ વિનાનું જીવન જેહનું, અપકીર્તિ જગ લેખો. વિ૦ ૧૯
ખાનપાનનો ત્યાગ કરીને, તપમાં તનડું ગાળોજીરે,
જેથી શીલ અખંડિત રહેશે, સ્વર્ગ સુખને માળો. વિ૦ ૨૦
શિખામણ આ સુંદર આપી, કિંમત તેની કરશોજીરે,
**શ્યામમુનિ** કહે શ્રવણ કરીને, શુદ્ધ માર્ગ આચરશો. વિ૦ ૨૧

## પદ ૨૮૧–વિધવા બ્હેનોનું સદ્વર્તન.

[ હરિભજન વિના દુઃખ દરીયા સંસાર–એ રાગ ]

વિધવાઓનું વર્તન હોય વિનય વિવેક ભરેલું. ટેક૦
સમજણની સરિતામાં ના'વું, બહુ સ્થિર પ્રકૃતિનાં થાવું,
કોઈ લાલચમાં ન લપટાવું. વિધવાઓનું૦ ૧
શણગાર શિયળ તણા સજવા, દુર્ગુણો માત્ર દૂરે તજવા,
ભગવાન પવિત્ર ચિત્તે ભજવા. વિધવાઓનું૦ ૨
વૈરાગ્ય વધે તે સ્થળ વસવું, મર્યાદા તજીને નવ હસવું,
સત્ શિયળ માર્ગથી નવ ખસવું. વિધવાઓનું૦ ૩

દુર્બોધિ મનડાને દમવુ, સદ્‌વિદ્યા વાડીમા રમવુ,
વ્યાધિકર વ્યસનોને વમવુ વિધવાઓનું૦ ૪
દુર્જન દુષ્ટોનાથી ડરવુ, ફોગટ જ્યા ત્યા નવ ફરવુ,
કર્તવ્ય વિચારીને કરવુ વિધવાઓનુ૦ ૫
અપકીર્તિ થાય ત્યા નવ જાવુ, ખાણુ ન હરામ તણું ખાવુ,
કદિ ગીત અયોગ્ય નહિ ગાવુ વિધવાઓનું૦ ૬
સત્‌ શાસ્ત્ર સદાય શ્રવણ કરવા, શ્રૃગાર ન અતિ અંગે ધરવા,
અનુચિત વસ્ત્રાદિ ન વાપરવા વિધવાઓનુ૦ ૭
નિત્ય પવિત્ર સર્વ રીતે રહેવુ, સંકટને ધૈર્ય ધરી સહેવુ,
શુભ શિક્ષણુ ધર્મ તણુ લેવુ વિધવાઓનુ૦ ૮
સતીઓના પંથે સચરવુ, અંધારૂ અંતરનુ હરવુ,
કહે **સંતશિષ્ય** ભવથી તરવુ વિધવાઓનુ૦ ૯

## પદ ૨૮૨–વિધવા બ્હેનોને હિતબોધ સાથે આશ્વાસન.

[ રાગ સીતાજીના મહીનાનો ]

મારી રાંકડી વિધવા બ્હેનો, સૂણો એક વાતડી,
દેખી બ્હેનો તમારા દુ ખ બળે મુજ છાતડી. ૧
હવે રાખી હૃદયથી ટેક, સુધારજો કર્મને,
નિત્ય વર્તજો વિધવા નાર, અનુસરી ધર્મને ૨
દુ ખ આવી પડ્યુ જે શીર, સ્હેવુ તે અંગથી,
હવે દીન થયો અવતાર, સૌભાગ્યના ભંગથી ૩
નિત્ય ધર્મ તણો શુભ બોધ હૃદયમા ધારજો,
કરી ઇંદ્રિય દમન વિશેષ, વિકારને વારજો. ૪
નિત્ય આપ રહી પરતંત્ર, સુરીતે ચાલજો,
કરી અંતર ચિત્ત નિરોધ, સદા મન વાળજો. ૫

ધરી તીવ્ર તપસ્યા નિત્ય, વિષયને ત્યાગજો,
શીળ રક્ષણ કરવા કાજ, અહોનિશ જાગજો. ૬
ભગવંત ભજનમાં ભાવ, ધરી ભવ તારજો,
કદી ચિત્ત વિકારી થાય, વેગે કરી વારજો. ૭
સપડાશો નહિ કદી આપ, કુસંગના રંગમાં,
નવ રે'જો એકાંત આવાસ, ગવર નર સંગમાં. ૮
નહિ પહેરવો સુંદર વેશ, કેશ ન સમારવા,
જન મંડળ ઉત્સવ માંય, નહિ પગ ધારવા. ૯
જો આ શીખ હૃદયમાં સાર, સંભાળી રાખશો,
પરલોકમાં વિધવા ધર્મ, તણાં ફળ ચાખશો. ૧૦

# ૨૭-ઝેર વેર તથા ક્રોધ કુસંપ ત્યાગવા વિ

## પદ ૨૮૩-ઝેર વેર નિવારવા વિષે.

[ કે નવલી ચાંદની રે-એ રાગ ]

ઝટપટ ઝેર નિવારીએ હે, કે ભવિજન;
ખટપટ કરતાં ન ખાટ, ઝીલો ઉપશમ જળે રે; ટેક.
લટપટ કરી તુમને કહું, હે કે ભ૦ તજીએ અટપટી આંટ. ઝી૦
માનો શિક્ષા સુંદરૂં હે, કે ભ૦ સજ્જનસું સંતોષ, ઝી૦
હળીમળી રસરંગે રહો હે, કે ભ૦ હૃદયે ન રાખો રોષ. ઝી૦
રોષથી દોષ શીરે ચઢે હે, કે ભ૦ ઝેરથી વધશે વેર, ઝી૦
સંપથી લક્ષ્મી સંપજે હે, કે ભ૦ સુરતરૂ શોભીત ઘેર. ઝી૦
ઝેરથી ઝાંખો આત્મા હે, કે ભ૦ કર્મનો પામે કીચ, ઝી૦
ધર્મ કર્યું ધૂળે મળે હે, કે ભ૦ ટળે નહિ નર નીચ. ઝી૦

ઝરમર વરસે મેહુલા હે, કે ભ૦ ઝેરી જનને ઝેર, ઝી૦
હૈડે તસ્સ હોળી બળે હે, કે ભ૦ ઝેર છે કાળો કેર ઝી૦ ૫
આળ ચઢાવે આકરા હે, કે ભ૦ મનમા ન રહે મેર, ઝી૦
સરલને સતાપે બહુ હે, કે ભ૦ ઝેર તણી એ લ્હેર ઝી૦ ૬
સુરિકતાએ મારીયો હે, કે ભ૦ ઝેરથી ધર્મી કથ, ઝી૦
સોમલ સસરે દ્વેષથી હે, કે ભ૦ માર્યો મુનિ મહત ઝી૦ ૭
નિર્દય થઈ નાગેશ્વરી હે, કે ભ૦ ઝેર સરીખો તુબ, ઝી૦
મુનિને આપી દુ ખ લહ્યો હે, કે ભ૦ નરકે પાડી બૂમ. ઝી૦ ૮
મહા શતકની માનુનિ હે, કે ભ૦ નામે રેવતી નાર, ઝી૦
ષટ શોકર્યુ ખડગે હણી હે, કે ભ૦ ષટ્ને વિષ પ્રહાર ઝી૦ ૯
માત તાત સૂત ભ્રાતની હે, કે ભ૦ અન્યોન્ય કરે ઘાત, ઝી૦
નિકટ સગાઇ નહિ ગણે હે, કે ભ૦ દ્વેષ તણો ઉત્પાત ઝી૦૧૦
ઝેર ગ્રુડે જેહને ગ્રહ્યો હે, કે ભ૦ ડૂબ્યા ભવોદધિ માહી, ઝી૦
નરક નિગોદે રડવડયા હે, કે ભ૦ દુ ખ અનતા ત્યાહી ઝી૦૧૧
બળે અહોનિશ આત્મા હે, કે ભ૦ ઠરી ન બેસે ઠામ, ઝી૦
સજ્જન છેટે સહુ રહે હે, કે ભ૦ જાણી તે નિર્મામ ઝી૦૧૨
કાળા નાગની ઉપમા હે, કે ભ૦ વીંછી સરખા ડખ, ઝી૦
શી રીતે સુખ પામશો હે, કે ભ૦ તજો ન આત્મ વક. ઝી૦૧૩
ફીટ ફીટ હોવે લોકમા હે, કે ભ૦ વાજે અપયશ તુર, ઝી૦
દ્વેષથી ધન જાયે વહી હે, કે ભ૦ ન રહે મોઢે નૂર ઝી૦૧૪
ઈત્યાદિક અવગુણ ઘણા છે હે, કે ભ૦ કેતા નાવે પાર, ઝી૦
પરહરો ઝેર જગતને હે, કે ભ૦ વિનવુ વારવાર ઝી૦૧૫
સરળ ચિત્ત નિર્મળ પણે હે, કે ભ૦ રાચો ધર્મ આરામ, ઝી૦
ગુરુ પૂંજાજી સ્વામીને હે, કે ભ૦ ચરણે કરૂ પ્રણામ ઝી૦૧૬

રસ[૬] શશી[૧] નિદ્ધિ[૯] ચંદ્રમા[૧] હે, કે ભ૦ ચોકખો ચૈતર માસ, ઝી૦
કાવ્ય કરી જેતપુરમાં હે, કે ભ૦ ખાંતથી **ઓડીદાસ.** ઝી૦૧૭

## પદ ૨૮૪–ક્રોધને સમાવી ક્ષમામાં ઝીલવા વિષે.

[ ચાલો સખી વંદનને જઇએ–એ રાગ ]

ક્ષમા કરો ક્રોધ દૂરે ટાળી, ધરો ગુણ ગર્વને ગાળી. ક્ષમા૦ ટેક.
ક્ષમા સમ સુખ અવર નાહિ, વૈર વિરોધ સર્વ જાઈ,
અરિ પ્રણમે આવીને પાયી, ક્ષમા કરો ક્રોધ દૂરે ટાળી. ૧
ક્ષમાએ ધ્યાન શુકલ ધ્યાવે, ક્ષપક શ્રેણી ગુણ સ્થાને આવે,
જેથી નિર્મળ નાણ કેવળ પાવે. ક્ષમા૦ ૨
વચન રૂપ વજ્ર કાને પડશે, તોહી શિષ્ય રીસ નહિ ચડશે,
ક્રોધ શત્રુ સન્મુખ તે લડશે. ક્ષમા૦ ૩
ક્ષમા શૂરવીર અરિહંતા, કઠણ પરિસહને જીતંતા,
ભવ દુઃખ ભંજન ભગવંતા. ક્ષમા૦ ૪
ક્ષમા વિણ તપજપ જે કરશે, ફોગટ તે ભૂખ સહી મરશે,
ક્ષમા વિના કાજ નહિ સરશે. ક્ષમા૦ ૫
ક્ષમા કરે જે જગમાં શૂરા, ઉપકારી આર્જવ ગુણ પૂરા,
પ્રગટે તસ્સ પુણ્યના અંકૂરા. ક્ષમા૦ ૬
પ્રદેશી ગજ ઋષીરાયા, મેતાર્યે ખંતી દિલ ધ્યાયા,
ખંધક શિષ્ય સુખ અનંત પાયા. ક્ષમા૦ ૭
એવંતિ મેલી તનુ માયા, જંબુકે વિદારી કાયા,
ઉપસર્ગ શુભ મને ઠાયા. ક્ષમા૦ ૮
ખમાવી આત્મ શુદ્ધ કીજે, તો આપણું કાજ સકળ સીજે,
સજ્જન સહુ સમતા રસ પીજે. ક્ષમા૦ ૯

ક્ષમા છે ભવોભવ સુખકારી, સૂણી જે ધરશે નર નારી,
તસ્સ વદન પર જાઉં વારી ક્ષમા૦ ૧૦
ઓડીદાસ શિખ હૈયે ધરશે, ક્ષમાદિક ધર્મને આચરશે,
વેગે તે શિવ રમણી વરશે ક્ષમા૦ ૧૧

## પદ ૨૮૫–વિકરાળ ક્રોધ વિષે

[ હારે દાણ માગે રે દાણ માગે–એ રાગ ]

હારે ક્રોધ કાળોરે ક્રોધ કાળો ટેક
હારે બહુ સમજી ક્રોધનું મો બાળોરે ક્રોધ કાળો
હારે ક્રોધે ન કર્યાનું કામ કરાશે,
હારે પછી પસ્તાવો પેટ ભરી થાશેરે ક્રોધ કાળો ૧
હારે ક્રોધ પાપ રૂપ ઝેર છે પ્રમાણો,
હારે ક્રોધ છીરવે તે જન મોટુ જાણોરે ક્રોધ કાળો ૨
હારે ક્રોધ ભોરીંગ ભયકર ભાસે,
હારે ક્રોધવાળામા ઝેર ઘણું વાસેરે ક્રોધ કાળો ૩
હારે જેની કાયામા ક્રોધ ઘણો વ્યાપે,
હારે એની અક્કલ તો ઉડી જાય આપેરે ક્રોધ કાળો. ૪
હારે હોયે માણસ મહા ભલુ મજાનું,
હારે દીસે ક્રોધી થાય ત્યારે તે દીવાનું રે. ક્રોધ કાળો ૫
હારે વરૂ વાઘ કપિ રીંછ હોય કેવુ,
હારે ક્રોધવાળુ જણાય જન એવુરે ક્રોધ કાળો. ૬
હારે ક્રોધ ભડકો છે આગ કેરો ભારીરે,
હારે તેથી ચેતીને ચાલજો વિચારીરે ક્રોધ કાળો ૭
હારે સોનુ તાપમા તપાવી જોઇએ ત્યારે,
હારે તેની કિંમત ખરી જણાય ત્યારે રે ક્રોધ કાળો ૮

હાંરે તેમ માણુસને ક્રોધ જ્યારે થાશે,
હાંરે તેનો ભાર તોલ તે સમે જણાશેરે. ક્રોધ કાળો. ૯
હાંરે જેમાં દીસે ગંભીરતાઈ જેવી,
હાંરે જેની કિંમત અધિક જાણો એવીરે. ક્રોધ કાળો. ૧૦
હાંરે ક્રોધ જાણો જમપુરી કેરૂં બારૂં,
હાંરે જાશે નરકમાં ક્રોધ કરનારૂંરે. ક્રોધ કાળો. ૧૧
હાંરે ક્રોધ કરશો નહિ કોઈ ઠામે,
હાંરે દીધો ઉપદેશ **દલપતરામે**રે. ક્રોધ કાળો. ૧૨

## પદ ૨૮૬–સંપીને ચાલવા વિષે.

[ સીતાજીના મહિનાનો રાગ ]

સૂણો શિખ શાણી તમે એક, વિવેક ધરી અતિ,
કરીએ નહિ કદીએ કલ્પાંત, રૂડી ધરીને મતિ. ૧
ફળ નહિ કંકાશમાં લેશ, બ્હેની જગે જાણજો,
માટે તજવો તેને હંમેશ, એવી મતિ આણજો. ૨
વસવું વસુધામાં સંપી સદાય, કરવી ન પીડા કોઇને,
ચોકખું કરવું અંતર કેરૂં કુડ, કપટ બ્હેની ધોઇને. ૩
સાસુ સસરાની સાથે હંમેશ, સંપી બ્હેની ચાલવું,
કુડું તેને કથન કદી બ્હેન, ક્રોધે ન સંભળાવવું. ૪
સંપી રે'વું સદા તેની સાથ, પ્રીતિ ધારીને અતિ,
કરવી ચાકરી તેની સદાય, વિમળ ધરીને મતિ. ૫
નણદી સાથે રાખો વધુ નેહ, ચાલી સદા સ્નેહથી,
કલેશ ટંટો કરો બધો દૂર, બ્હેની નિજ ગેહથી. ૬
દેરાણી જેઠાણી પર ભાવ, ભલો નિત્ય રાખવો,
ટંટો તેની સાથેથી તમામ, બ્હેની કાઢી નાખવો. ૭

પાડોશી પર રાખવી પ્રીત, પૂરણ બ્હેની હોશથી,
તેની સાથે સંપીને સદાય, રહેવું ન કદી રોષથી ૮
કલેશમા નથી સાર લગાર, જાણો બ્હેની જગતમા,
એથી લાજ લોકોમા જાય, હલકા થઇએ ખલકમા ૯
કે'વત ઘરડાની જે બ્હેની હોય, તે કદિ ન વીસારવી,
પાણી ગોળા તણું સૂકાય, કરકશથી ધારવી ૧૦
લાખ ટટે નહિ લવ લેશ, એવું ઉર આણવું,
લાજ જશે લોકોમા વિશેષ, સાચું વેણ જાણવું ૧૧
નીચા કુળ તણી જે નાર, કજીઓ વ્હાલો તેહને,
જેને લાજ લોકોની ન હોય, કે'વું શું પછી એહને ૧૨
જેના ઘરમા ઘણોજ કુસંપ, બ્હેની આવીને વસ્યો,
તે પર પ્રભુ કરશે નહિ પ્રીત, જેથી સંપ દૂરે ખસ્યો. ૧૩
કુસંપે અવગુણ છે અધિક, લેશ ન ગુણ ભાળીએ,
લલ્લુ વિનંતિ સૂણીને કાન, ટટાને દૂર ટાળીએ ૧૪

## પદ ૨૮૭–ક્રોધ નહિ કરવા વિષે શિખામણ.

[ અચકો મચકો કારેલી–એ રાગ ]

શિખ શાણી માનો મારી બ્હેન! ક્રોધ કદાપિ કરશોમા ટેક
જે છે તમને હિતકારી બ્હેન! ક્રોધ કદાપિ કરશોમા
સાસરીયા મેણા બોલે બ્હેન! ક્રો૦ નણદી ભલે મો મચકોડે બ્હેન! ક્રો૦
કજીઓ ઘરમા ન કરીએ બ્હેન! ક્રો૦ શાંતિ ચિત્ત માંહી ધરીએ બ્હેન! ક્રો૦ ૧
સાસુ નિશદિન સતાપે બ્હેન! ક્રો૦ દુઃખ દુષ્ટ બનીને આપે બ્હેન! ક્રો૦
સાસરીઆનું દુઃખ સહીએ બ્હેન! ક્રો૦ બીજાને તે નવ કહીએ બ્હેન! ક્રો૦ ૨
પીયરમા જ્યારે જઇએ બ્હેન! ક્રો૦ એ દુઃખની વાત ન કહીએ બ્હેન! ક્રો૦
કોઈ ઘર શ્રીમતનું દેખી બ્હેન! ક્રો૦ દીન ઘર પોતાનું લેખી બ્હેન! ક્રો૦ ૩

બીજાના જોઈ શણગારો બ્હેન! ક્રો૦ ઘરમાં ટંટો ન વધારો બ્હેન! ક્રો૦
ધાંધલ શણગારના સારૂં બ્હેન! ક્રો૦ કરશો તો એજ નઠારૂં બ્હેન! ક્રો૦ ૪
પરણ્યા પતિને ન પજવો બ્હેન! ક્રો૦ કજીઓ કરીને ન લજવો બ્હેન! ક્રો૦
કમી કંથ કમાણીવાળો બ્હેન! ક્રો૦ તો પણ નવ દેવો ટાળો બ્હેન! ક્રો૦ ૫
જો રળીને લાવે સ્વામી બ્હેન! ક્રો૦ ભોગવવું શાંતિ પામી બ્હેન! ક્રો૦
પણ કજીઓ કદી ન કરીએ બ્હેન! ક્રો૦ શાણા થઈ સુખમાં ફરીએ બ્હેન! ક્રો૦ ૬
જો હોય ન ઘરમાં સારૂં બ્હેન! ક્રો૦ તો પણ ઘર ગણવું પ્યારૂં બ્હેન! ક્રો૦
કજીઓ કરી કંથની સાથે બ્હેન! ક્રો૦ ભલે કઠણ વચન કહ્યું નાથે બ્હેન! ક્રો૦ ૭
સૌ દુઃખમાં શાંતિ રાખો બ્હેન! ક્રો૦ ભૂંડું મુખ વેણ ન ભાખો બ્હેન! ક્રો૦
ઘર કજીઆથી ઘણી નારી બ્હેન! ક્રો૦ જઈ કુવે પડી અવિચારી બ્હેન! ક્રો૦ ૮
કો યુવતી ઝેરજ ખાતી બ્હેન! ક્રો૦ ક્રોધેથી બનીને તાતી બ્હેન! ક્રો૦
એ દુષ્ટ કર્મ ન કરવું બ્હેન! ક્રો૦ શાંતિનુ વચન મન ધરવું બ્હેન! ક્રો૦ ૯
કદી આત્મઘાત નવ કરવી બ્હેન! ક્રો૦ શાંતિ શરીરે બહુ ધરવી બ્હેન! ક્રો૦
તો દુઃખ દુનિયાનાં જાશે બ્હેન! ક્રો૦ **લલ્લુ** કવિતા કરી ગાશે બ્હેન! ક્રો૦ ૧૦

## પદ ૨૮૮–વૈર ન રાખવા વિષે.

[ હરિ વેણુ વાય છેરે વનમાં–એ રાગ ]

વેર ન કરીએરે વ્હાલા, વેરો કેર કરાવે કાળા. ટેક.
ભાલા દિલમાંરે ભોંકે, પ્રભુના મારગ જાતાં રોકે, વેર. ૧
ઝરતાં રહે છે રે ઝેરો, વધુ ભવ રખડાવે છે વેરો,
વેરો ભવ ભવરે વળગે, ઉપચારોથી ન રહે અળગે. વેર. ૨
ગુણ તો નજરે રે ના'વે ભૂંડું કરવાનું નિત્ય ભાવે,
અંધી આંખેરે આવે, માનવ ભવને મૂંઢ ગુમાવે. વેર. ૩
નિશદિન દોષોરે શોધે, અવર જનોને એહજ બોધે,
હૃદયે કાતી રે રાખે, સામાના ગુણ દુર્ગુણ દાખે. વેર. ૪

ભય ઉપજાવેરે ભારે, ઉદય સમય આવે છે જ્યારે,
હરદમ હિતને રે હરે છે, આતમ ગુણની ઘાત કરે છે વેર ૫
શલ્યની પેઠે રે ખટકે, પાતાળે લઈ જઈને પટકે,
વેરતજીને રે વ્હા'લા, સંતશિષ્ય પિયો પ્રેમ પિયાલા વેર ૬

## ૨૮—સદ્બોધ વિષે.

### પદ ૨૮૯—ગુણગ્રાહક થવા વિષે.

[ રાગ ધોળ, રૂપે નવિ રાચીએ-એ દેશી ]

ઉત્તમ જન ગુણ આદરે રે, તજી અવગુણ અનેક,
પણ ગુણ તજી અવગુણ ગ્રહે હો, જન અધમ તણી એ ટેક,
ગ્રાહક થઈએ ગુણ તણા, દેખી દુર્ગુણ દઈએ ન દૃષ્ટિ ગ્રા૦ ૧
સડયો સૂજ્યો કોહ્યો ખરો રે, ગંધાતો ગંડક દેખ,
વિષ્ણુએ વખાણ્યા દાતને હો, પણ અવગુણ ગ્રહ્યો ન એક ગ્રા૦ ૨
ઝાડ ફળ અને ફૂલના રે, ન્યારા સ્વાદ સ્વભાવ,
જુઓ ભમરી ભેળી થઈ હો, કરે મીઠા મધનો જમાવ. ગ્રા૦ ૩
ક્ષીર નીર કરી એકઠા ર, હંસ સમીપે મૂક,
પાણી તજીને પય પીએ હો, કદી તેમાં પડે ન ચૂક ગ્રા૦ ૪
રજકણ રૂડા સુવર્ણનારે, પડયા પૃથ્વી પર હોય,
હાથ ન લાગે હરેકથી હો, ગ્રહે પળમાં પારદ સોય ગ્રા૦ ૫
ધાન્ય ધૂળ ને કાકરા રે, એકઠા હોય અપાર,
સુંદરી સુપડે શોધીને હો, ધાન્ય ગ્રહણ કરે નિર્ધાર. ગ્રા૦ ૬
યુધિષ્ઠિરને નવ જડયો રે, નગરીમાં અવગુણી એક,
દુર્યોધન દોડયો ઘણો હો, જોતા ન મળ્યો ગુણીજન એક ગ્રા૦ ૭

દુષ્ટ સ્વભાવના આદમી રે, અવગુણ ગ્રહી હરખાય,
સરસ રસવતી છોડીને હો, માખી વિષ્ટા પર બેસે જાય. ગ્રા૦ ૮
કણસલે કણ પાક્યા હુવે રે, દેખી મન લલચાય,
પણ ભમરાળાં ભુંડડાં હો, તજી કણને વિષ્ટા ખાય. ગ્રા૦ ૯
શીંગે છે સોહામણી રે, રંગે રૂપાળી ગાય,
સર્વ ગુણ મેલી સામટા હો, કાગ ડાઘ જોવે ચિત્ત ચ્હાય. ગ્રા૦૧૦
ક્રુર ચિત્તની ઈતરડી રે, ગૌ અઉ માહીં વાસ,
દુધ્ધા દુધ પીએ નહિ હો, પીતાં લોહી ન પામે ત્રાસ. ગ્રા૦૧૧
સરસ સુગંધી તાજું તર્યું રે, ગળણીમાં નાખ્યું ઘૃત,
નીસરી જાય નકરૂં થઈ હો, માંહી કચ્ર કીટું ગ્રહી દેત. ગ્રા૦૧૨
ગ્રાહક થાય તે વસ્તુનો રે, જેને જે પર ભાવ,
ખેદ ન ધરીએ ખરેખરો હો, ટાળ્યો ન ટળે પડ્યો જે સ્વભાવ. ગ્રા૦૧૩
સમજી સદ્ગુણ શીખડી રે, ગુણ ગ્રહીએ તજી દોષ,
**મુનિજેઠમલજી** એમ કહે હો, કરીએ હૃદયને ગુણતણો કોશ. ગ્રા૦૧૪

[ કર્તા-લીંબડી સંઘાડાના સ્વ૦ જેષ્ટમલજી સ્વામી. ]

## પદ ૨૯૦–કેવલ રૂપમાં નહિ રાચતાં ગુણ તપાસવા વિષે.

[ રાગ ધોળ, ઉપર મુજબ અનીરૂદ્ધની ઘોડલી–એ રાગ ]

થાળે ભર્યું દુધ થોરનું રે, ઉજળું અધિક પ્રમાણ,
ભેંસના દુધથી દીસે ભલું રે, પીતાં પીનારાના જાય પ્રાણ,
રૂપે નવિ રાચીએ ભલો ભાળી ઉપરનો આભાસ, રૂપે.
એના ગુણનો કરીએ તપાસ, સદા બુદ્ધિ સાચીએ. ટેક. ૧
ઇંદ્રવરણનાં ફળ અતિ ભલાં રે, દેખતાં દ્રષ્ટિ લોભાય,
રૂડાં દીસે રળીઆમણાં રે, પણ ખાતાં તો ખેદ પમાય. રૂપે. ૨

નીર નિહાળી રૂડું નિર્મળું રે, મોતીની સેર સમાન,
ખારૂં લાગ્યું ને ખેદ ઉપજ્યોરે,પાસે જઇને કીધું જ્યારે પાન રૂપે ૩
કકડા કાચ બીલોરના રે, સાકર સરખા શોભાય,
ભૂલથી ભોજનમા ભેળવે રે, તો તે જમનારનો જીવ જાય. રૂપે ૪
ખુડદા વટાવી ભિખારીએ રે, લીધો રૂપૈયો રોક,
ત્રાબાનો જાણ્યો જ્યારે તે વળીરે,પામ્યો ત્રાસ પછી મેલી પોક ૫
આકડાના ફળ ઓપતા રે, આબાનાં ફળનો આભાસ,
રસ લેવાને રસના ધરી રે, કાપી જોતાં તો નીકળ્યે કપાસ રૂપે. ૬
સોનાથી સરસ સોહામણી રે, સાકળી શેઠ સમક્ષ,
તાપે તપાવી તપાસતાં રે, પુરૂ પીત્તળ પેખ્યુ પ્રત્યક્ષ રૂપે ૭
ધ્યાનમા ઉભો બગ બાપડો રે, પૂરો તપસ્વી પ્રમાણ,
માછલીએ મુનિવર ગણ્યોરે, પાસે જઇને ખોયાં તેણે પ્રાણ રૂપે ૮
ધુમટો તાણી ઘણી લાજથી રે, અબળા એવી એક ઠામ,
નામ પૂછ્યુ ત્યારે નીકળી રે, નારી ગુણકા ચદા એનું નામ. રૂપે ૯
વચન ઉચ્ચારે વિવેકના રે, નર એક ઉજળે અગ,
પાસે વસીને પરીક્ષા કરી રે, ત્યારે જાણ્યા ધૂતારાના ઢગ. રૂપે.૧૦
ગાય ગાથા ગુરૂ જ્ઞાનની રે, આપે અધિક ઉપદેશ,
કપટ ભર્યું એને કાળજે રે, વળી વિષયી હોય તે વિશેષ રૂપે ૧૧
ખોળ કરો ખૂબ ખાતથી રે, ઠગાશો નહિ કોઈ ઠામ,
હૃદયમા નહિ રીઝવુ રે, ડોળ દેખીને **દલપતરામ** રૂપે૧૨

## ...દ ૨૯૧–કેવલ આડંબર દેખી મોહ નહિ પામવા વિષે.

[ લાલ પ્યારીનો સાહેમોરે-એ રાગ ]

...ર દૂર થકી રળીયામણારે, પાસે જાય ત્યા પથગ હોય હો લાલ,
... ગુણ ગણીએ મોટા નામથીરે, તેની તારીફ સૂણીએ તોય હો લાલ.
...ર દૂર થકી રળીયામણા રે. ટેક૦ ૧

સરોવરથી સાગર મોટો સૂણીરે, પંખી પહોંચ્યા રાખી પ્યાર હો લાલ,
પાણી પીને સુખ નહિ પામીયા રે,
તેની તરસ ન ગઇ તલભાર હો લાલ. ડું૦ ૨
જોઇને દીપક જ્યોત પતંગીઆંરે, પડીઆં ઉપર ધરીને પ્રીત હો લાલ,
પાંખો દાઝી પીડા પામીયાંરે,ખૂણખૂણ પામ્યા ખેદ ખચિત હો લાલ.ડું. ૩
ઇંદરવરણુના ફળઅતિ ઓપતાંરે,મુખમાં મેલ્યાં નહિ મીઠાશ હો લાલ,
ઉજળું દુધ અનુપમ થોરનું રે, તે તો પિતા ઉપજે ત્રાસ હો લાલ. ડું. ૪
ઝાઝાં જળનાં દેખી ઝાંઝવાંરે, મૃગના મનમાં હરખ ન માય હો લાલ,
દોડી દોડીને દુઃખ પામીયાંરે,જઇને જોતા કાંઇ ન જણાય હો લાલ. ડું. ૫
આંબા જેવા જોઈ આકોલીઆંરે, કોયલ કરતી હતી આશ હો લાલ,
પછી તે દીધાં પૂરાં પાકવારે, કરડી જોતાં માંહી કપાસ હો લાલ. ડું. ૬
મણિની આશે મણિધર સેવીયોરે,ઘણી રૂડી રીતે રાખ્યો ઘેર હો લાલ,
માસ ગયા બહુ પણ ના મલ્યો મણિરે,ઝાઝું દીઠું ઉલટું ઝેર હો લાલ.ડું. ૭
સોની વાલજ દેતી શંખલીરે, તે તજી લીધો શંખ મરોડ હો લાલ,
બહુ બોલે પણ દમડી દે નહિરે, કહેશે લેને લાખ કરોડ હો લાલ.ડું. ૮
ભૂખ્યો ભમરો વનમાં ભટકતોરે, ફૂલ્યો જોઇ આવળનાં ફુલ હો લાલ,
કાંઈ સુગંધ ન પામ્યો સુંઘતાંરે,મનમાં સમજ્યો મોટી ભુલ હો લાલ.ડું. ૯
સુંદર હીરા સરીખો શોભતોરે, કિંમત પામે કાચ ન કોય હો લાલ,
કેરી કેળાં કીધાં કાષ્ટનાંરે, જનની ભૂખ ન ભાંગે જોઈ હો લાલ.ડું.૧૦
શોભે દૂરથી દોલત સુમનીરે, પણ તરસ્યાંને પાણી ન પાય હો લાલ,
છેલ્લે નરસાં નીપજે છોકરાંરે, લક્ષ્મી લાખ રીતે લૂંટાય હો લાલ.ડું.૧૧
શોભે પણ પથરાની પૂતળીરે, સઘળો ન ચલાવે સંસાર હો લાલ,
દસ્કત આ છે **દલપતરામના** રે,વાંચી કરજો તેનો વિચાર હો લાલ.ડું.૧૨

નીર નિહાળી રૂડુ નિર્મળુ રે, મોતીની સેર સમાન,
ખારૂ લાગ્યુ ને ખેદ ઉપજ્યોરે,પાને જઇને કીધુ જ્યારે પાન. રૂપે. ૩
કકડા કાચ બીજોરના રે, માકઙ સગખા શોભાય,
ભૂલથી ભોજનમા ભેળવે રે, તો તે જમનારનો જીવ જાય. રૂપે. ૪
ખુડદા વગાવી ભિખારીએ રે, લીધો રૂપૈયો રોક,
ત્રાબાનો જાણ્યો જ્યારે તે વળીરે,પામ્યો ત્રાસ પછી મેલી પોક ૫
આકડાના ફળ ઓપતા રે, આબાના ફળનો આભાસ,
રસ લેવાને રસના ધણી રે, કાપી જોતા તો નીકળ્યે કપાસ. રૂપે. ૬
સોનાથી સરસ સોહામણી રે, સાકળી શેઠ સમક્ષ,
તાપે તપાવી તપાસતા રે, પુરૂ પોત્તળ પેખ્યુ પ્રત્યક્ષ રૂપે ૭
ધ્યાનમા ઉભો બગ બાપડો રે, પૂરો તપસ્વી પ્રમાણ,
માછલીએ મુનિવર ગણ્યોરે, પાસે જઇને ખોયા તેણે પ્રાણ રૂપે ૮
ઘુમટો તાણી ઘણી લાજથી રે, અબળા એવી એક ઠામ,
નામ પૂછ્યુ ત્યારે નીકળી રે, નારી ગુણુકા ચદા એનુ નામ રૂપે. ૯
વચન ઉચ્ચારે વિવેકના રે, નર એક ઉજળે અગ,
પાસે વસીને પરીક્ષા કરી રે, ત્યારે જાણ્યા ધૂતારાના ઢગ. રૂપે ૧૦
ગાય ગાથા ગુરૂ જ્ઞાનની રે, આપે અધિક ઉપદેશ,
કપટ ભર્યું એને કાળજે રે, વળી વિષયી હોય તે વિશેષ. રૂપે ૧૧
ખોળ કરો ખૂબ ખાતથી રે, ઠગાશો નહિ કોઈ ઠામ,
હૃદયમા નહિ રીઝવુ રે, ડોળ દેખીને દલપતરામ રૂપે ૧૨

## પદ ૨૯૧—કેવલ આડંબર દેખી મોહ નહિ પામવા વિષે

[ લાન પ્યારીનો સાહેબોરે એ રાગ ]

ગર દૂર થકી રળીયામણુારે, પાસે જાય ત્યા પથગ હોય હો લાલ,
હિ ગુણુ ગણીએ મોટા નામથીરે, તેની તારીફ સૂણીએ તોય હો લાલ.
ગર દૂર થકી રળીયામણુા રે ટેક૦ ૧

સરોવરથી સાગર મોટો સૂણીરે, પંખી પહોંચ્યા રાખી પ્યાર હો લાલ,
પાણી પીને સુખ નહિ પામીયા રે,
તેની તરસ ન ગઇ તલભાર હો લાલ. ડું૦ ૨

જોઈને દીપક જ્યોત પતંગીઆંરે, પડીઆં ઉપર ધરીને પ્રીત હો લાલ,
પાંખો દાઝી પીડા પામીયાંરે,ખૂબખૂબ પામ્યા ખેદ ખચિત હો લાલ ડું. ૩

ઇંદરવરણુના ફળઅતિ ઓપતાંરે,મુખમાં મેલ્યાં નહિ મીઠાશ હો લાલ,
ઉજળું દુધ અનુપમ થોરનું રે, તે તો પિતા ઉપજે ત્રાસ હો લાલ. ડું. ૪

ઝાઝાં જળનાં દેખી ઝાંઝવાંરે, મૃગના મનમાં હરખ ન માય હો લાલ,
દોડી દોડીને દુઃખ પામીયાંરે,જઇને જોતા કાંઇ ન જણાય હો લાલ. ડું. ૫

આંબા જેવા જોઈ આકોલીઆંરે, કોયલ કરતી હતી આશ હો લાલ,
પછી તે દીધાં પૂરાં પાકવારે, કરડી જોતાં માંહી કપાસ હો લાલ. ડું. ૬

મણિની આશે મણિધર સેવીયોરે,ઘણી રૂડી રીતે રાખ્યો ઘેર હો લાલ,
માસ ગયા બહુ પણ ના મળ્યો મણિરે,ઝાઝું દીઠું ઉલટું ઝેર હો લાલ.ડું. ૭

સોની વાલજ દેતી શંખલીરે, તે તજી લીધો શંખ મરોડ હો લાલ,
બહુ બોલે પણ દમડી દે નહિરે, કહેશે લેને લાખ કરોડ હો લાલ.ડું. ૮

ભૂખ્યો ભમરો વનમાં ભટકતોરે, ફૂલ્યો જોઈ આવળનાં ફુલ હો લાલ,
કાંઈ સુગંધ ન પામ્યો સુંઘતાંરે,મનમાં સમજ્યો મોટી ભૂલ હો લાલ.ડું. ૯

સુંદર હીરા સરીખો શોભતોરે, કિંમત પામે કાચ ન કોય હો લાલ,
કેરી કેળાં કીધાં કાષ્ટનાંરે, જનની ભૂખ ન ભાંગે જોઈ હો લાલ.ડું.૧૦

શોભે દૂરથી દોલત સુમનીરે, પણ તરસ્યાંને પાણી ન પાય હો લાલ,
છેલ્લે નરસાં નીપજે છોકરાંરે, લક્ષ્મી લાખ રીતે લૂંટાય હો લાલ.ડું.૧૧

શોભે પણ પથરાની પૂતળીરે, સઘળો ન ચલાવે સંસાર હો લાલ,
દસ્કત આ છે **દલપતરામના** રે,વાંચી કરજો તેનો વિચાર હો લાલ.ડું.૧૨

## પદ ૨૯૨–સદ્બોધ વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

શ્રવણ કરોને આ સદ્બોધને રે,
ગાળો દુર્ગુણ દુષ્ટ વિકાર હો લાલ,
સજીએ સદ્ગુણનાં આભૂષણો રે,
ઉત્તમ સફલ કરો અવતાર હો લાલ. શ્રવણ. ૧
મહા પુરૂષોનાં ચરિત્ર વિચારીએ,
સદ્ વિદ્યામાં ધરીએ સ્નેહ હો લાલ,
ફોગટ ફળ વિણુ સમય ન કાઢીએ રે,
નબળાંથી નવ કરીએ નેહ હો લાલ. શ્રવણ. ૨
દીલમાં દયા ધર્મને સ્થાપીએ રે,
રહીએ ન્યાય ભર્યા નિશદિન હો લાલ,
સત્ય સરલ સુવિચારી બોલીએ રે,
પ્રભુની આજ્ઞાને આધિન હો લાલ. શ્રવણ. ૩
સહનશિલ વલ્લી થઇએ સદારે,
ગંભીર ધૈર્યાદિ ગુણવાન હો લાલ,
દુઃખ પડયે જરીયે ડરીયે નહિ રે,
ધરી જિનવરનું શુભ ધ્યાન હો લાલ. શ્રવણ. ૪
ક્ષુદ્ર થઈ ઓપ ન વધારીએ રે,
અંતરને કરીએ ઉદાર હો લાલ,
ટેવો પર નિંદાની ટાળીએ રે,
શોક ન કરીએ ધારીએ સાર હો લાલ. શ્રવણ. ૫
રોગ વધે તે ભોગ ન રાખીએ રે,
ધરીએ સાદામાં સંતોષ હો લાલ,

ભૂંડું થાએ તેવું નવ ભાખીએ રે,
દૂરે તજીએ દુર્ગુણ દોષ હો લાલ. શ્રવણ. ૬
એક જણનું ગુપ્ત બીજે સ્થળે રે,
ફોડી કરીએ નહિ ફજેત હો લાલ,
આપ સમાન અવરને જાણીએ રે,
હમેશાં ધરીએ સૌ પર હેત હો લાલ. શ્રવણ. ૭
સ્વાર્થીયા થઈ સુખ ન સેવીયે રે,
પરમાર્થમાં ધરીએ પ્યાર હો લાલ,
સુખ દીધેથી સુખને પામીયે રે,
વિશ્વ તણો છે એ વ્યવહાર હો લાલ. શ્રવણ. ૮
લક્ષ ન પર દોષોમાં દીજીએ રે,
કર્ણે સંભળાવે કદી કોઈ હો લાલ,
દોષ નિરખવા દૃષ્ટિ ન ખોલીએ રે,
સારાં નરસાં જગમાં હોય હો લાલ. શ્રવણ. ૯
પિચુ મન્દા પુરીમાં પ્રેમથી રે,
**કહે ગુરૂ દેવચંદ્રનો દાસ** હો લાલ,
વર્તન કરીએ શુદ્ધ વિવેકથી રે,
તેનો થાય સુગતિમાં વાસ હો લાલ. શ્રવણ. ૧૦

## પદ ૨૯૩–જેવાં કરશો તેવાં પામશો.

[ રાગ ઉપર પ્રમાણે ]

જેવાં કરશો તેવાં પામશો રે,
એ છે અચલ જગતનો ન્યાય હો લાલ,
પરનાં ઠાર્યે પોતાનાં ઠરે રે,
બાળે તેનાં તો બળી જાય હો લાલ. જેવાં. ૧

સુખ આપ્યાથી સુખને પામીએ રે,
દુ:ખ દીધાથી દુ:ખ ઉભરાય હો લાલ,
ગાળો આપ્યાથી ગાળો મળે રે,
મધુર કહ્યાથી મધુર સુણાય હો લાલ. જેવા૦ ૨

બાજરી બટીથી નવ નીપજે રે,
આંબા આક થકી નવ થાય હો લાલ,
તેહ પ્રમાણે જે કરણી કરે રે,
કર્મ પ્રમાણે ફળ ફેલાય હો લાલ જેવા૦ ૩

સાસુ વહુને બહુ દુ:ખ આપતી રે,
કરતી ઝાઝા સાથે ઝેર હો લાલ,
હાકેમ પેઠે હુકમ હલાવતી રે,
વહુ પર કરતી કાળો કેર હો લાલ. જેવા૦ ૪

વૃદ્ધા થઈને માન મટી ગયું રે,
જામ્યું જ્યારે વહુનું જોર હો લાલ,
પૂણ્ય ઘટ્યા ને પાપ ફરી વળ્યા રે,
કોઈ ન થાય તેની કોર હો લાલ જેવા૦ ૫

એક વહુ સાસુને સતાપતી રે,
ઉદ્ધત થઈ ફરતી ઉજમાળ હો લાલ,
પુત્ર વહુ પહોંચેલી આવતા રે,
કર્યાં તેના હાલ હવાલ હો લાલ જેવા૦ ૬

આપણને જે રીત નવિ ગમે રે,
પરને કહો ક્યાથી સુહાય હો લાલ,
ખાવું એવું છે ખવરાવવું રે,
પીએ જે બીજાને પાય હો લાલ જેવા૦ ૭

સુખને આપી સુખને સેવજો રે,
દુઃખ દેવાનો તજી અભ્યાસ હો લાલ,
**સંત તણો સેવક** સદ્ભાવથી રે,
આખર શિવ નગરીમાં વાસ હો લાલ. જેવા૦ ૮

## પદ ૨૯૪–પંથી પ્રાણીને ઉપદેશ.

[ રાગ–મુળીબાઇના મહિનાનો ]

અરિહંત તણા ગુણ ગાઓ કે, પંથી પ્રાણી રે,
આ દોહીલો માનવભવ જાય, બેઠા શું જાણી રે. ૧
તારૂં બાળપણું દિન ચાર કે, રમતાં ખોયું રે,
એવા માતપિતાનાં લાડ, મનડું મોહ્યું રે. ૨
તને ધર્મથી વ્હાલાં હેમકે, વસ્ત્ર ને વાઘા રે,
તારા ગયા લાખેણા દિન, લેખે નહિ લાગ્યારે. ૩
મધ તણી તે માખી જેમકે, વિષયમાં વાઇરે,
માયામાં વિલુબ્ધો જીવ, ભૂલ્યો કેમ ભાઈરે. ૪
હયવર ગયવર ઘરબારકે, ઝૂલે છે હાથીરે,
તારા વિંચાણા લોચન દોય, નહિ કોઈ સાથીરે. ૫
તુંને વર્ષ થયાં ચાળીસકે, ઉપાધિ લાગીરે,
કોઈ આતમ સાધન માંહી, મતિ નવ જાગીરે. ૬
પચાસે પડી ગયા દાંત કે, સાઠે બુદ્ધિ નાઠીરે,
સંતેરે ન સૂણે કાનકે, હાથે લીધી લાઠીરે. ૭
એંસીએ અટક્યું તન કે, નયણે નવિ સૂઝેરે,
એવો અકૃત પુનીઓ જીવ, ધર્મ કેમ બુઝેરે. ૮
નેવુએ નમી ગયાં અંગ કે, ફરી ગયો રંગરે,
તારી પાસે નાવે સગાં કોઈ, મન થયું ભંગરે. ૯

સુખ આપ્યાથી સુખને પામીએ રે,
દુઃખ દીધાથી દુઃખ ઉભરાય હો લાલ,
ગાળો આપ્યાથી ગાળો મળે રે,
મધુર કહ્યાથી મધુર સૂણાય હો લાલ. જેવાં૦ ૨
બાજરી બંટીથી નવ નીપજે રે,
આંબા આક થકી નવ થાય હો લાલ,
તેહ પ્રમાણે જે કરણી કરે રે,
કર્મ પ્રમાણે ફળ ફેલાય હો લાલ. જેવાં૦ ૩
સાસુ વહુને બહુ દુઃખ આપતી રે,
કરતી ઝાઝા સાથે ઝેર હો લાલ,
હાકમ પેઠે હુકમ હલાવતી રે,
વહુ પર કરતી કાળો કેર હો લાલ. જેવાં૦ ૪
વૃદ્ધા થઈને માન મટી ગયું રે,
જામ્યું જ્યારે વહુનું જોર હો લાલ,
પૂણ્ય ઘટ્યાં ને પાપ ફરી વળ્યાં રે,
કોઈ ન થાય તેની કોર હો લાલ. જેવાં૦ ૫
એક વહુ સાસુને સંતાપતી રે,
ઉદ્ધત થઈ ફરતી ઉજમાળ હો લાલ,
પુત્ર વહુ પહોંચેલી આવતાં રે,
કર્યા તેના હાલ હવાલ હો લાલ. જેવાં૦ ૬
આપણને જે રીત નવિ ગમે રે,
પરને કહો ક્યાંથી સુહાય હો લાલ,
ખાવું એવું છે ખવરાવવું રે,
પીએ જે બીજાને પાય હો લાલ. જેવાં૦ ૭

સુખને આપી સુખને સેવજો રે,
દુઃખ દેવાનો તજી અભ્યાસ હો લાલ,
**સંત તણો સેવક** સદ્‌ભાવથી રે,
આખર શિવ નગરીમાં વાસ હો લાલ. જેવા૦ ૮

## પદ ૨૯૪–પંથી પ્રાણીને ઉપદેશ.

[ રાગ–સુળીબાઇના મહિનાનો ]

અરિહંત તણા ગુણ ગાઓ કે, પંથી પ્રાણી રે,
આ દોહીલો માનવભવ જાય, બેઠા શું જાણી રે. ૧
તારૂં બાળપણું દિન ચાર કે, રમતાં ખોયું રે,
એવા માતપિતાનાં લાડ, મનડું મોહ્યું રે. ૨
તને ધર્મથી વ્હાલાં હેમકે, વસ્ત્ર ને વાઘા રે,
તારા ગયા લાખેણા દિન, લેખે નહિ લાગ્યારે. ૩
મધ તણી તે માખી જેમકે, વિષયમાં વાઇરે,
માયામાં વિલુબ્ધો જીવ, ભૂલ્યો કેમ ભાઈરે. ૪
હયવર ગયવર ઘરબારકે, ઝૂલે છે હાથીરે,
તારા વિંચાણા લોચન દોય, નહિ કોઈ સાથીરે. ૫
તુંને વર્ષ થયાં ચાળીસકે, ઉપાધિ લાગીરે,
કાંઈ આતમ સાધન માંહી, મતિ નવ જાગીરે. ૬
પચાસે પડી ગયા દાંત કે, સાઠે બુદ્ધિ નાઠીરે,
સંતેરે ન સૂણે કાનકે, હાથે લીધી લાઠીરે. ૭
એંસીએ અટકયું તન કે, નયણે નવિ સૂઝેરે,
એવો અકૃત પુનીઓ જીવ, ધર્મ કેમ બુઝેરે. ૮
નેવુએ નમી ગયાં અંગ કે, ફરી ગયો રંગરે,
તારી પાસે નાવે સગાં કોઈ, મન થયું ભંગરે. ૯

હવે હાથ ઘસે શુ થાય કે, અવસર ચૂક્યોરે,
તુને સાધુજી દીયે ઉપદેશ, મમતા મૂકોરે. ૧૦
એવુ જાણીને કીજે ધર્મ કે, ધરી જિન વાણીરે,
લીયો છોડી કુડા કર્મ, શિવ સુખ પ્રાણીરે ૧૧

## પદ ૨૯૫–કર્મની વર્ગણાથી ઘેરાયેલ આત્મા વિષે.

[સાભળરે તુ સજની મારી રજની, ક્યા રમી આવ્યાજીરે–એ રાગ

કહુ છુ કર્મ તણી એક કહાણી, નાણી વચનથી જાણીજીરે,
આત્મા એહ અસખ્ય પ્રદેશી, એમ મનમા પહિચાણી
નિસુણો પ્રાણીજી રે ટેક૦
એક પ્રદેશે અનત કર્મની, વર્ગણા તે વીટાણીજીરે
એમ અસખ્ય પ્રદેશે મિશ્રિત, પયે મળ્યુ જેમ પાણી. નિ૦
તે જડ જોગે ચૈતન્યે ફરસ્યા, ચૌદે રાજના ઠાણીજીરે,
સર્વાકાશ અનતી વેળા, રૂળિયો મૂઢ અજ્ઞાણી નિ૦
કાળ અનત નિગોદે કાઢયો, પરવશ દેહ છેદાણીજીરે,
પૃથ્વી અપ્ તેઉ વાયુમા હુવો, કાળ અસખ્ય હેરાણી. નિ૦
બે ઇંદ્રિમા બહુ દુખ સહિયા, શી કહુ વાત વખાણીજીરે,
તેરદ્રિ તડકે તડફડીયા, ચૌરદ્રિ ચરમાણી. નિ૦
કુળ અનારજ આરબ હબસી, ભીલ ભીવર ને ખાણીજીરે,
ક્રૂર કર્મ કર્યા કોળી ભવમા, મનમા મહેર ન આણી. નિ૦
ખાતે કરી ષટકાય વિનાશી, નિજ હાથે કરી હાણીજીરે,
અલીક અદત્ત અબ્રહ્મ સેવીને, પડીઓ દુર્ગતિ ખાણી નિ૦
ચઉ ગતિમાહી અતિ આથડીયો, અડવડીયો અજ્ઞાનીજીરે,
છેદન ભેદન વેદન પામીઓ, ભમીઓ ભવ અભિમાની નિ૦
આર્યકુલે માનવ ભવ મળીઓ, દુર્લભ જિનવર વાણીજીરે,
**ખોડીદાસ** કહે મનમા આણી, ચેતો ચતુર સુજાણી નિ૦

## પદ ૨૯૬-આત્માને સદ્ગુરુનો ઉપદેશ.

[ દોશીડાને હાટે ઘોડો અટકીને ઉભો રે-એ રાગ ]

ધીરજ ધરને અરે અધીરા, વિચાર કર તું મન જોને.
શું લાવ્યો ? શું લઈ જવાનો ? ખાવાને શું અન્ન જોને. ૧
ક્યાંથી આવ્યો ક્યાં જવાનો, ઠરી ન બેઠો ઠામ જોને,
સુખ લેવાને ધર્મ ન કીધો, કરતો કામ નકામ જોને. ૨
પાપ કરીને સુખની ઈચ્છા, રાખે છે શું કામ જોને,
કરીશ તે ભોગવવાં પડશે, પહોંચીશ જમને ધામ જોને. ૩
પાછળથી પસ્તાવો થાશે, તે નહિ આવે કામ જોને,
આગળથી વિચારી વ્હાલા, રાખજે તારૂં નામ જોને. ૪
મરનારાંને રોમાં આતમ, રોનારાં નહિ રેશે જોને,
જીવતરમાં છે જોખમ ઝાઝા, બદામ સાથે ન દેશે જોને. ૫
સ્વાર્થમાં સગા સહુ મળીયા, જોજે કરી વિચાર જોને,
લાલચથી લલચાણા લોભી, લટપટ કરે અપાર જોને. ૬
ધન ભાળીને આવી મળીયાં, ગરજે સગાં હોય જોને,
મારાં મારાં કર માં આતમ, તારાં નથી કોઈ જોને. ૭
ગરજે ઘેલાં થઇને વળગે, ગરજ સરે નહિ કોઈ જોને,
ખરચી ખૂટે પ્રેમજ તૂટે, બેઠા રહેશો રોય જોને. ૮
દુઃખ આવે સહુ અળગા રહેશે, સુખમાં ભેળાં ભળશે જોને,
કામ સરે વેરી થઈ નડશે, કહેશે ક્યારે ટળશે જોને. ૯
એકીલો થઈ રહીશ તું તો, ફોગટ ફુલ્યો પેલો જોને,
રે જીવ! કોણુ છે તારૂં વ્હાલા, વળગી બેઠો ઠાલો જોને. ૧૦
વિચાર કરતાં ખબરજ પડશે, કોણુ વેરી કોણુ વ્હાલો જોને,
પાપ કર્મનાં ભાથાં લઇને, દુર્ગતિ દુઃખને ભાળો જોને. ૧૧

જાગી જોને અરે અધીરા, સદ્ગુરૂની છે શાન જોને,
ઉમેદચંદ્રના મનમાં ગમશે, ધરશે નિર્મળ ધ્યાન જોને. ૧૨

## પદ ૨૯૭–શિખામણ વિષે.

[ રાગ પુનમચાંદની ]

અલ્પ ઉમરમાં દુષ્કિત કર્મ કરો નહિરે,
ધરજો નિત્યે માથે નાથ ત્રિલોકી ત્રાસ,
હેતે નમિયે જઈને ઉત્તમ તો ગુરૂદેવનેરે. ટેક.
નિત્યે જિનવર વાણી સુણવા જઈએ પ્રેમથીરે,
જેથી ભવભવ સંચીત પાતક દૂર પલાય. હેતે નમિયે. ૧
સાખી:–વાલેસર ગુરૂ માહરા, પ્યારા પ્રાણાધાર,
ભવસાગરમાં ડૂબતાં, છો ગુરૂ તારણહાર.
પર ઉપકારી પૂરણ ભાગ્યે ગુરૂજી આવીયારે,
તે તો ધર્મી જીવને, ઉલ્લસિતના કરનાર. હેતે૦ ૨
સાખી:–ગુરૂમુખ વાણી સાંભળી, તજોજ પાતિક પંથ,
કરજો યત્ના જીવની, વંદો ગુરૂ નિર્ગ્રંથ.
દુઃખીયા દીણા હીણા દેખી દીલ દયા ધરોરે,
તેને પાળો જેવાં, નિજ તણાં સંતાન. હેતે૦ ૩
સાખી:–જુઠ વચનને બોલતાં, જગમાં ઇજ્જત જાય,
મળે ન લાંબુ આઉખું, કાળા ગ્રહે પકડાય.
જુઠે બકરા થઇને જશો કસાઈના હાથમાંરે,
વળી ગર્ભ તણાં દુઃખ સહેશો અપરંપાર. હેતે૦ ૪
સાખી:–ચોરી કુડાં લેખ તો, લખો ન જુઠ્ઠા ભાઈ,
પૂરો ન ખોટી સાક્ષિઓ, કટુ વદશો ન વાય

ગુણીજન પરની થાપણુ ઓળવશો ન કદી તમેરે,
જાણી પરભવ માંહે પુત્ર તણો વિયોગ. હેતo ૫
સાખી:-પરનારીની પ્રીત તો, કરતાં જીવ ગમાય,
બુદ્ધિ યશ ધન હારીને, ઝાઝા ખત્તા ખાય.
પત્થરી રોગ થશે ને જાશો જમના હાથમાંરે,
પાવક પુતળી સંગે થાશે દુ:ખ અપાર. હેતo ૬
સાખી:-નિંદા વચણુ કટુ વદી, કરો ન પર સંતાપ,
જીભે પરમળ પાપને, શું ધોવો છો આપ.
નિજ અવગુણને શોધી કરજો તનથી વેગળારે,
નિંદા કર્યાં ન પામે ભવ ભવ માંહી જીભ. હેતo ૭
સાખી:-ફૂક્કડ અક્કડ શું ફરો, જતાં ન યોવન વાર,
પડશે જ્યારે તાહરે, માથે જમના માર.
ત્યારે ઉગરવાનો આરો તારે છે નહિરે,
માટે સમજી દુ:ખની ભીતિ રાખો ભાય. હેતo ૮
સાખી:-મનુષ્ય જન્મને પામીને, કરો ન નિંદિત કામ,
પરભવ નિશ્ચય ચાલવું, રમોજ ધર્મારામ.
કાયા માયા જાણો વાદળ કેરી છાંયડીરે,
પાણી પૂરને જાતાં કદી ન લાગે વાર. હેતo ૯
સાખી:-દેવ ગુરૂ ને ધર્મની, શ્રદ્ધા રાખો શુદ્ધ,
પાખંડી સંગ વારતાં, નિર્મળ થાયે બુદ્ધ.
નિર્મળ સમકીત રત્ન યત્ને કરીને રાખજોરે,
જેથી ભવસાગરનો વેગે પાર પમાય. હેતo ૧૦
સાખી:-ધર્મીની સોબત કરી, કરીયે સદ્‌ગુણુ કામ,
સજ્જન સાધુ સંગથી, વધશે મોટી મામ.

એવા ગુણીજન ગુરૂને દેવ નિરજન સેવતાંરે,
પાપી લોઢુ પાર્શ્વ સગે થાશે હેમ. હેતે૦ ૧૧
સાખી–પૂરણુ વેરણુ પાપણી આળસડી દુખદાય,
ધર્મે ધક્કો લગાડીને દુર્ગતિયે લઈ જાય.
તેને કાઢી દાન દયાને પોષધ આદરોરે,
જેથી ભવદુખ ભજન ભેટે શ્રી જગદીશ હેતે૦ ૧૨
સાખી–તપ કરીને તન ગાળજો, પાતક દૂર પળાય,
જ્ઞાન ગ્રહી ગુરૂ સગથી, કરોને પાવન કાય.
**ઋષિ ગિરધારીની** સાર શિખામણુ સાભળીરે,
ધારી કરજો ઉત્તમ, શિવ રમણીશું પ્યાર હેતે૦ ૧૩

## પદ ૨૯૮–ધર્મ ઉપદેશ વિષે.

[ રાગ ધોળ ]

ધર્મ કરવાને ધોળ બનાવીયુ, વાચી કરજો અતરમા વિચાર,
શોધી લેજો સાર, ધરો વાત ધ્યાનમા. ૧
ધ્યાન ધર્મ તણું નિત્ય ધારવુ, કદી કરવુ ન પાપનું કામ,
લેવુ પ્રભુ નામ, ધરો વાત ધ્યાનમા ૨
નિત્ય વિવેક સહિત વિચારવુ, ખૂબ રખડયા અનત સસાર,
આવ્યો નહિ પાર, ધરો વાત ધ્યાનમા. ૩
કયારે છુટીશું દુખદ સસારથી, કયારે ટળશે ત્રિવિધિના તાપ,
જપો એવા જાપ, ધરો વાત ધ્યાનમા ૪
જીવહિસા જાણીને કરવી નહિ, વિપરીત બોલીએ ન વાત,
ઉઠે ઉત્પાત, ધરો વાત ધ્યાનમા ૫
પેખી પારકી વસ્તુ ન લીજીએ, દીજીએ નહિ કોઇને આળ,
ફરે માથે કાળ, ધરો વાત ધ્યાનમા ૬

શણગાર તે સજીએ શિયળના, ગુણ સર્વોપરિ એ ગણાય,
પૃથ્વીમાં પંકાય, ધરો વાત ધ્યાનમાં.
ક્રોધ માન માયાને મેલવાં, ખેલવાં ન્યાયમાં ધરી ખંત,
તજી ખોટા તંત, ધરો વાત ધ્યાનમાં.
જુઠ્ઠી બાજી જગતની જાણીએ, આણીએ ન અંતર અભિમાન,
ભજીએ ભગવાન, ધરો વાત ધ્યાનમાં.
ધર્મ ધ્યાનમાં દિવસ ગુજારવા, રાખી પ્રેમ વિવેકને પાસ,
થઈએ ન નિરાશ, ધરો વાત ધ્યાનમાં.
વડિલોમાં વિનયથી વરતીએ, સરખે સરખાથી રાખીએ સ્નેહ,
નાના સાથે નેહ, ધરો વાત ધ્યાનમાં.
દયા રાખીએ દુર્બળ ઉપરે, રંક ઉપર રાખીએ રહેમ,
પડતાં પર પ્રેમ, ધરો વાત ધ્યાનમાં
જેવો વખત પડે તેમ વર્તવું, કદી કરીએ નહિ કલ્પાંત
સદા રહીએ શાંત, ધરો વાત ધ્યાનમાં
વાંચી વાંચીને લક્ષમાં જે લહે, કહે **સંતનો શિષ્ય** સદાય
મંગળ વરતાય, ધરો વાત ધ્યાનમાં

## પદ ૨૯૯-જીવનની સફળતા વિષે.

[ વિવાહ આવ્યા ઢુકડા-એ રાગ ]

દેવગુરૂ ધર્મ જેણે ઓળખ્યાં, ટાળ્યાં વેર વિરોધ તમામ,
જીવન સફળ તેમનું. ટેક
પાળે વ્રત રૂડાં શુભ ભાવથી, ગાય ગુણીજનના ગુણ ગ્રામ. ૧
વરજે વિષય કષાયની વારતા, નહિ અંતરમાં અહંકાર, ૨
રંગે હૃદય વૈરાગ્યના રંગમાં, સજે શિયળ તણો શણગાર ૩

એવા ગુણીજન ગુરૂને દેવ નિરંજન સેવતારે,
પાપી લોહ પાર્શ્વ સગે થાશે હેમ. હેતે૦ ૧૧
સાખી–પૂરણ વેરણ પાપણી આળસડી દુ ખદાય,
ધર્મે ધક્કો લગાડીને દુર્ગતિયે લઈ જાય.
તેને કાઢી દાન દયાને પોષધ આદરોરે,
જેથી ભવદુ ખ ભજન ભેટે શ્રી જગદીશ હેતે૦ ૧૨
સાખી –તપ કરીને તન ગાળજો, પાતક દૂર પળાય,
જ્ઞાન ગ્રહી ગુરૂ સગથી, કરોને પાવન કાય.
**ઋષિ ગિરધારીની** સાર શિખામણ સાભળીરે,
ધારી કરજો ઉત્તમ, શિવ રમણીશું પ્યાર હેતે૦ ૧૩

## પદ ૨૯૮–ધર્મ ઉપદેશ વિષે.

[ રાગ ધોળ ]

ધર્મ કરવાને ધોળ બનાવીયુ, વાચી કરજો અતરમા વિચાર,
શોધી લેજો સાર, ધરો વાત ધ્યાનમા. ૧
ધ્યાન ધર્મ તણું નિત્ય ધારવુ, કદી કરવુ ન પાપનું કામ,
લેવુ પ્રભુ નામ, ધરો વાત ધ્યાનમા ૨
નિત્ય વિવેક સહિત વિચારવુ, ખૂબ રખડયા અનત સસાર,
આવ્યો નહિ પાર, ધરો વાત ધ્યાનમા ૩
ક્યારે છુટીશું દુ ખદ સસારથી, કયારે ટળશે ત્રિવિધિના તાપ,
જપો એવા જાપ, ધરો વાત ધ્યાનમા ૪
જીવહિસા જાણીને કરવી નહિ, વિપરીત બોલીએ ન વાત,
ઉઠે ઉત્પાત, ધરો વાત ધ્યાનમા. ૫
પેખી પારકી વસ્તુ ન લીજીએ, દીજીએ નહિ કોઇને આળ,
ફરે માથે કાળ, ધરો વાત ધ્યાનમા. ૬

પ્રભુ ભક્તિ વિણુ ગોથા ખાયે, લાલચ લોભે તો લપટાયે,
આખર સદ્‌ગતિમાં કેમ જાયે. જડ જીવ. ૫
જિનમાર્ગમાં શ્રદ્ધા થોડી, મોહ માયામાં મનને જોડી,
છેવટ જાવું સર્વે છોડી. જડ જીવ. ૬
શું મારૂં મારૂં આજ કરે, ધણીપત સર્વેનું હાથ ધરે,
ફોગટ ભવ ફેરા કેમ ફરે. જડ જીવ. ૭
મનથી મમતા શા માટે ધરે, સંસાર મહીં નહિ સ્વાર્થ સરે,
તું જૈન માર્ગને આજ વરે. જડ જીવ. ૮
અનંતા ભવ ફેરા ફરીઓ, દુઃખ દેખ્યા પણ દીલ નવ ડરીઓ,
વીતરાગ માર્ગને નવ વરીઓ. જડ જીવ. ૯
છે અસાર આ સર્વે બાજી, તે જોઈને ન રહેવું રાજી,
ગુણજ્ઞાન માંહી રહેવું ગાજી. જડ જીવ. ૧૦
કર કરણી ધર્મ તણી ઝાઝી, પુન્ય દાન કરી રહેવું રાજી,
બહુ છોડ મોહ તણી બાજી. જડ જીવ. ૧૧
ભેળું કર ધર્મ તણું ભાથું, ગુણ અરિહંતના ઝાઝા ગા તું,
વિકથા તણી તજને વાતું. જડ જીવ. ૧૨
એથી સુખ સુંદર સાંપડશે, નહિ આધિ વ્યાધિ તો નડશે,
ઝાઝા સુખ મોક્ષ તણા મળશે. જડ જીવ. ૧૩
અરે જાગ જાગ ઉત્તમ પ્રાણી, નવ આત્માની તું કર હાણી,
ઘેરાઓ શીદ ઘાંચી ઘાણી. જડ જીવ. ૧૪
જંજાળ જુઠ તું જાણી લે, ઉરમાં સદ્‌ગુરૂની વાણી લે,
**શ્યામજી** કહે સુખ માણી લે. જડ જીવ. ૧૫

[ કર્તા—કવિ શામજી રતનશી અમરેલી ]

દયા દાન અને દીનતા ધરે, ધરે ધર્મતણું નિત્ય ધ્યાન, જી.
ભલે ભાવે ભાવે શુભ ભાવના, ભજે ભય ભંજન ભગવાન. જી.૩
સદ્બોધ સૂણી સદ્ગુરૂ તણો, વાધે વિનય વિવેક વિચાર, જી.
ભણી ભણુતરને ભલી ભાતથી, ટાળે દુર્ગુણ ને દુરાચાર. જી.૪
સૂણી કઠણ વચન કોઈ પર તણાં, ધરે રીસ નહિ લવલેશ, જી.
ક્રોધ માન માયા લોભ પરિહરે, વળી પરિહરે રાગ ને દ્વેષ. જી.૫
કરે પરમાર્થના નિત્ય કામને, જપે જાપ સદા પરમેશ, જી.
સુખ દુઃખ વિષે સમભાવના, રહે આનંદમાંહી હંમેશ. જી.૬
સત્સંગ કરે સદ્ગુરૂ તણો, તજે કપટી કુગુરૂનો સંગ, જી.
નહિ રાચે વિષય રંગ ભોગમાં, રાચે સદ્ગુણમાં ઉછરંગ. જી.૭
પડે સંકટ વિકટ અતિ ઘણા, તોય તજે નહિ ધર્મ ટેક, જી.
**મુનિ વિનય** વદે શુભ ભાવથી, પુણ્ય પંથથી સુખ અનેક. જી.૮

## પદ ૩૦૦—જીવને જાગ્રત કરવા વિષે.

[ સુણ ચતુર સુજાણ, પરનારીશું પ્રીત કદિ નવ કીજીએરે—એ રાગ ]

જડ જીવ હવે, જાગ જરા જુવાની ચાલી જાયે. ટેક.
મન મોહ થકી, ધર્મ ક્રિયા તો આજ જરા નવ થાય,
જિનમાર્ગ તો નહિ જાણ્યો છે, તરણાની પેઠે તાણ્યો છે,
મૂલદાર હીરો નવ માણ્યો છે. જડ જીવ. ૧
નહિ દયા ધર્મ દીલ ધાર્યો છે, હીરા તુલ્ય આ ભવ હાર્યો છે,
મન ક્રોધ કલેશ ન માર્યો છે. જડ જીવ. ૨
મનથી માયાને માન ધર્યું, નવ સુકૃત કદાપિ કાંઈ કર્યું,
અનીતિથી પરનું વિત્ત હર્યું. જડ જીવ. ૩
જીવ હિંસાનો ભય ભાગ્યો છે, આરંભ સમારંભ લાગ્યો છે,
તનથી નહિ કાંઈ ત્યાગ્યો છે. જડ જીવ. ૪

પ્રભુ ભક્તિ વિણુ ગોથા ખાયે, લાલચ લોભે તો લપટાયે,
આખર સદ્ગતિમાં કેમ જાયે. જડ જીવ. ૫
જિનમાર્ગમાં શ્રદ્ધા થોડી, મોહ માયામાં મનને જોડી,
છેવટ જાવું સર્વે છોડી. જડ જીવ. ૬
શું મારૂં મારૂં આજ કરે, ધણીપત સર્વેનું હાથ ધરે,
ફોગટ ભવ ફેરા કેમ ફરે. જડ જીવ. ૭
મનથી મમતા શા માટે ધરે, સંસાર મહીં નહિ સ્વાર્થ સરે,
તું જૈન માર્ગને આજ વરે. જડ જીવ. ૮
અનંતા ભવ ફેરા ફરીઓ, દુઃખ દેખ્યા પણુ દીલ નવ ડરીઓ,
વીતરાગ માર્ગને નવ વરીઓ. જડ જીવ. ૯
છે અસાર આ સર્વે બાજી, તે જોઈને ન રહેવું રાજી,
ગુણજ્ઞાન માંહી રહેવું ગાજી. જડ જીવ. ૧૦
કર કરણી ધર્મ તણી ઝાઝી, પુન્ય દાન કરી રહેવું રાજી,
બહુ છોડ મોહ તણી બાજી. જડ જીવ. ૧૧
ભેળું કર ધર્મ તણું ભાથું, ગુણ અરિહંતના ઝાઝા ગા તું,
વિકથા તણી તજને વાતું. જડ જીવ. ૧૨
એથી સુખ સુંદર સાંપડશે, નહિ આધિ વ્યાધિ તો નડશે,
ઝાઝા સુખ મોક્ષ તણા મળશે. જડ જીવ. ૧૩
અરે જાગ જાગ ઉત્તમ પ્રાણી, નવ આત્માની તું કર હાણી,
ઘેરાઓ શીદ ઘાંચી ઘાણી. જડ જીવ. ૧૪
જંજાળ જુઠ તું જાણી લે, ઉરમાં સદ્ગુરૂની વાણી લે,
**શ્યામજી** કહે સુખ માણી લે. જડ જીવ. ૧૫

[ કર્તા—કવિ શામજી રતનશી અમરેલી ]

દયા દાન અને દીનતા ધરે, ધરે ધર્મતણું નિત્ય ધ્યાન, જી
ભલે ભાવે ભાવે શુભ ભાવના, ભજે ભય ભજન ભગવાન. જી
સદ્બોધ સૂણી સદ્ગુરૂ તણો, વાધે વિનય વિવેક વિચાર, જી
ભણી ભણતરને ભલી ભાતથી, ટાળે દુર્ગુણ ને દુરાચાર જી૪
સૂણી કઠણ વચન કોઈ પર તણા, ધરે રીસ નહિ લવલેશ, જી
ક્રોધ માન માયા લોભ પરિહરે, વળી પરિહરે રાગ ને દ્વેષ જી૫
કરે પરમાર્થના નિત્ય કામને, જપે જાપ સદા પરમેશ, જી
સુખ દુ:ખ વિષે સમભાવના, રહે આનંદમાંહી હંમેશ જી૬
સત્સંગ કરે સદ્ગુરૂ તણો, તજે કપટી કુગુરૂનો સંગ, જી
નહિ રાચે વિષય રંગ ભોગમાં, રાચે સદ્ગુણમાં ઉછરંગ. જી૭
પડે સંકટ વિકટ અતિ ઘણાં, તોય તજે નહિ ધર્મ ટેક, જી
**મુનિ વિનય** વદે શુભ ભાવથી, પુણ્ય પંથથી સુખ અનેક જી૮

## પદ ૩૦૦—જીવને જાગ્રત કરવા વિષે.

[ સૂણ ચતુર સુજાણ, પરનારીશું પ્રીત કદિ નવ કીજીએરે—એ રાગ ]

જડ જીવ હવે, જાગ જરા જુવાની ચાલી જાયે ટેક
મન મોહ થકી, ધર્મ ક્રિયા તો આજ જરા નવ થાય,
જિનમાર્ગ તો નહિ જાણ્યો છે, તરણાની પેઠે તાણ્યો છે,
મૂલદાર હીરો નવ માણ્યો છે જડ જીવ ૧
નહિ દયા ધર્મ દીલ ધાર્યો છે, હીરા તુલ્ય આ ભવ હાર્યો છે,
મન ક્રોધ કલેશ ન માર્યો છે જડ જીવ ૨
મનથી માયાને માન ધર્યું, નવ સુકૃત કદાપિ કાંઈ કર્યું,
અનીતિથી પરનું વિત્ત હર્યું જડ જીવ ૩
જીવ હિંસાનો ભય ભાગ્યો છે, આરંભ સમારંભ લાગ્યો છે,
તનથી નહિ કાંઈ ત્યાગ્યો છે જડ જીવ ૪

પ્રભુ ભક્તિ વિણુ ગોથા ખાયે, લાલચ લોભે તો લપટાયે,
આખર સદ્‌ગતિમાં કેમ જાયે. જડ જીવ. ૫
જિનમાર્ગમાં શ્રદ્ધા થોડી, મોહ માયામાં મનને જોડી,
છેવટ જાવું સર્વે છોડી. જડ જીવ. ૬
શું મારૂં મારૂં આજ કરે, ધણીપત સર્વેનું હાથ ધરે,
ફોગટ ભવ ફેરા કેમ ફરે. જડ જીવ. ૭
મનથી મમતા શા માટે ધરે, સંસાર મહીં નહિ સ્વાર્થ સરે,
તું જૈન માર્ગને આજ વરે. જડ જીવ. ૮
અનંતા ભવ ફેરા ફરીઓ, દુઃખ દેખ્યા પણ દીલ નવ ડરીઓ,
વીતરાગ માર્ગને નવ વરીઓ. જડ જીવ. ૯
છે અસાર આ સર્વે બાજી, તે જોઈને ન રહેવું રાજી,
ગુણજ્ઞાન માંહી રહેવું ગાજી. જડ જીવ. ૧૦
કર કરણી ધર્મ તણી ઝાઝી, પુન્ય દાન કરી રહેવું રાજી,
બહુ છોડ મોહ તણી બાજી. જડ જીવ. ૧૧
ભેળું કર ધર્મ તણું ભાથું, ગુણ અરિહંતના ઝાઝા ગા તું,
વિકથા તણી તજને વાતું. જડ જીવ. ૧૨
એથી સુખ સુંદર સાંપડશે, નહિ આધિ વ્યાધિ તો નડશે,
ઝાઝા સુખ મોક્ષ તણા મળશે. જડ જીવ. ૧૩
અરે જાગ જાગ ઉત્તમ પ્રાણી, નવ આત્માની તું કર હાણી,
ઘેરાઓ શીદ ઘાંચી ઘાણી. જડ જીવ. ૧૪
જંજાળ જુઠ તું જાણી લે, ઉરમાં સદ્‌ગુરૂની વાણી લે,
**શ્યામજી** કહે સુખ માણી લે. જડ જીવ. ૧૫

**[ કર્તા—કવિ શામજી રતનશી અમરેલી ]**

## પદ ૩૦૧–જીવને જાગ્રત કરવા વિષે.

[ સુણ ચતુર સુજાણ, પરનારીશું પ્રીત કદિ નવ કીજીએ–એ રાગ ]

જાગો જાગો, જૈન ધર્મીઓ જુગત કરી આ વારે. ટેક
લાગો લાગો, ધર્મ તણા ઉદ્યોગે વારંવારે. જાગો.
તમે રાત દિવસ શું સૂઈ રહો, સુખ સંસારીના સ્વાદ લહો,
કેવી ગતિ આખર એજ કહો. જાગો. ૧
પ્રાત:કાળે પ્રભુભજન કરો, નિત્ય ધ્યાન અરે નવકાર ધરો,
વીર મહાવીરને કરજો મજરો. જાગો. ૨
પ્રીતે પડિકમણું નિત્ય કરો, પુંજ પાપ તણો થાએજ પરો.
મહા માર્ગ આવો ક્યાંઈ ન ખરો. જાગો ૩
શુદ્ધ સામાયિક નિત્ય આદરજો, સ્મરણ શ્રીવીરનું ઉર ધરજો,
પછી અખંડ સુખમાં વિચરજો. જાગો. ૪
અતિ અભય દાન જીવને દેજો, યશ ઝાઝો જગ માંહી લેજો,
દયા દેવીને મંદિર રે'જો જાગો. ૫
ગુરૂભક્તિ ઉપર પ્રેમ ધરો, મુનિ માર્ગને જાણોજ ખરો,
સત્સંગથી નિજ અજ્ઞાન હરો. જાગો. ૬
સત્ય **શામજી** કહે છે હે પ્રાણી! જિનરાજ માર્ગને લે જાણી,
અમૃત સમ જાણો એ વાણી. જાગો. ૭

## પદ ૩૦૨–દયા ધર્મ વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

એક દયા વિના, ધર્મ ક્રિયા તો સફળ કદિ નવ થાય ટેક
દીલ દુષ્ટ થકી, જીવ આખર તો જમને દ્વારે જાય. એક
સહુ ધર્મ ધર્મ તો બોલે છે, પણ ધર્મનો મર્મ શો લે છે,
અતિ અન્ય જીવને પીડા દે છે એક ૧

જ્યાં જીવની હિંસા કહેવાય, ત્યાં દયા થકી ન રહેવાય,
એ મર્મ ધરો સહુ મનમાંય. એક. ૨
સર્વ જીવને શાંતિ ઉપજાવો, મન વાણી કાયાથી કહાવો,
અરે અવસર ફરી ન મળે આવો. એક. ૩
છે દુર્લભ દેહ મનુષ્ય કેરો, કરી લેજો ધર્મ તણો ફેરો,
થાશે તુમ કર્મ ખેરો ઝેરો. એક. ૪
જો જૈન ધર્મી તું કહેવાય, તો પાપથી ડરતાં રહેવાય,
અતિ અનુકંપા ઉર ઉભરાય. એક. ૫
આરંભ સમારંભ દૂર કરો, દીલ વિષે કરતાં આપ ડરો,
વીતરાગ માર્ગ તો એજ ખરો. એક. ૬
જીવ રક્ષાના ઉપાય કરો, વીતરાગ દેવનું ધ્યાન ધરો,
વીર મહાવીરને કરજો મજરો. એક. ૭
અતિ આતમ સાધન સાધી લે, બહુ કામ દયાના બાંધી લે,
રૂડી દયા રસોઈ રાંધી લે. એક. ૮
સત્ય **શામજી** કહે છે હે પ્રાણી! જીવ દયા ભેદ તો લે જાણી,
પછી મોક્ષ પંથને લે માણી. એક. ૯

## પદ ૩૦૩-જીવને ચેતવણી વિષે.

[ કુબજાસું તપ કીધું રે ઓધાજી એવું-એ રાગ ]

સજી ઘરબાર સારૂં, મિથ્યા કહે છે મારૂં મારૂં,
તેમાં નથી કશું તારૂં રે, પામર પ્રાણી! ચેત તો ચેતાવું તુંને રે. ટેક. ૧
તારે હાથે વપરાશે, તેટલુંજ તારૂં થાશે,
બીજું તો બીજાને જાશે રે. પામર૦ ૨
માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું,
લુંટનારે લુંટી લીધું રે. પામર૦ ૩

ખંખેરીને હાથ ખાલી, ઓચીંતાનું જાવું ચાલી,
કરે માથાકૂટ ઠાલી રે પામર૦ ૪
શાહુકારીમાં સવાયો, લાખોપતિ તું લેખાયો,
કહે સાચું શું કમાયો રે. પામર૦ ૫
તારી સાથે આવે એવો, કમાયો તું માલ કેવો,
અવેજ તપાસ તેવો રે. પામર૦ ૬
દૈવે નરતનુ દીધી, તેં તો ન કિંમત કીધી,
મણિ સાથે મેંસ લીધી રે. પામર૦ ૭
ખોળામાંથી ધન ખોયું, ધૂળથી કપાળ ધોયું,
જાણપણું તારૂં જોયું રે. પામર૦ ૮
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી,
તારી સુડી થાશે તાજી રે. પામર૦ ૯
હાથમાંથી બાજી જાશે, પાછળથી પસ્તાવો થાશે,
કશું ન કરી શકાશે રે. પામર૦ ૧૦
મનનો વિચાર તારો, મનમાં રહી જનારો,
વળતી ન આવે વારો રે. પામર૦ ૧૧
નિસર્યો જ્યાં શરીરથી, પછી તું માલીક નથી,
દલપતે દીધું કથી રે. પામર૦ ૧૨

## પદ ૩૦૪—જગતની અસ્થિરતા વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

જોને તું પાટણ જેવાં, સારાં હતાં શહેર કેવાં,
આજ તો ઉજ્જડ એવાંરે, ઓ જીવ! જોને જાય છે જગત ચાલ્યુંરે.ટેક.૧

વળી સિદ્ધપુર વાળો, રૂડો જેનો રૂદ્રમાળો,
રહ્યો નહિ તે રૂપાળો રે, ઓ જીવ જોને. ૨

રૂડા રૂડા રાણી જાયા, મેળવી અધિક માયા,
કાળે તેની પાડી કાયા રે. ઓ જીવ. ૩

છત્રે જેની છાયા થતી, રૂડી જેની હતી રતિ,
કિહાં ગયા ક્રોડપતિ રે. ઓ જીવ. ૪

જરી જો આજારી થતા, હાજર હકીમ હતા,
તેના તો ન લાગ્યા પત્તા રે. ઓ જીવ. ૫

કોઈ તો કેવાતા કેવા, આભના આધાર જેવા,
ઉઠી ગયા એવા એવા રે. ઓ જીવ. ૬

યોવાનીમાં જતા જોઈ, રાખી નવ શક્યા કોઈ,
રહ્યાં સર્વે સગાં રોઈ રે. ઓ જીવ. ૭

હાજર હજારો રહેતા, ખમા ખમા ખમા કહેતા,
વિશ્વમાંથી ગયા વેતા રે. ઓ જીવ. ૮

મુવા જન જેની સાથે, હેતથી પોતાને હાથે,
મરણ ન મટ્યું માથે રે. ઓ જીવ. ૯

જગતમાં ખૂબ જામ્યા, વેર વાળીને વિરામ્યા,
પણ તે મરણ પામ્યા રે. ઓ જીવ. ૧૦

જશ લીધો શત્રુ જીતી, નવિન ચલાવી નીતિ,
વેળા તેની ગઈ વીતી રે. ઓ જીવ. ૧૧

નેક નામદાર નામે, ઠર્યાં જઈ સ્મશાન ઠામે,
દીઠા **દલપતરામે** રે. ઓ જીવ. ૧૨

## પદ ૩૦૫–સોબતી સિધાવ્યા વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

બાળપણામાં ઉમંગે, રમતો તું જેની સંગે,
એ તો ગયા એવે અંગેરે, તું ચેત ચિત્તે સોબતી સિધાવ્યા તારારે. ટેક ૧
જ્યારે તું નિશાળે જતો, ત્યારે જેનો સાથ થતો,
કોણ જાણે ક્યાં તે હતો રે. તું ચેત. ૨
યોવાનીમાં જમ્યો રમ્યો, જેની સાથે બહુ ભમ્યો,
કોણ જાણે ક્યાં તે સમ્યો રે. તું ચેત. ૩
જ્યાં તું પરણવા ગયો, ત્યાં તો જે જાનૈયો થયો,
તે આંહીથી ગયો વહ્યો રે. તું ચેત. ૪
માનતો તુ મિત્ર સાચો, જેનો સ્નેહ નહિ કાચો,
વાગ્યો કાળનો તમાચો રે. તું ચેત. ૫
કૈંક તો તારાથી છોટા, કૈંક ગયા તુંથી મોટા,
જે ગણાતા તારા જોટા રે. તું ચેત. ૬
રહ્યા છે તે પણ જાશે, તારે પણ જવાનું થાશે,
કહેશું રાખીશ પાસે રે. તું ચેત. ૭
જેના વિના ઘડી તારે, ચાલતું ન કોઈ વારે,
તે તો ગયા યમ દ્વારે. તું ચેત. ૮
સાચાં જે સગાં ગણાતાં, તારા દુઃખે દુઃખી થાતાં,
જોતાં તે નથી જણાતાં રે. તું ચેત. ૯
ગયા તે વિસારી દીધા, નવા નવા નેહી કીધા,
કાળે તેને પણ લીધા રે. તું ચેત. ૧૦

સિધાવ્યા ઘણા સંગાતિ, તોયે ચિન્તા નથી થાતી,
કેવી છે કઠોર છાતી રે. તું ચેત. ૧૧
ફરવા શું આવ્યો કામ, કર્યું શું આવી ઠામ,
અરે દલપતરામ રે. તું ચેત. ૧૨

## પદ ૩૦૬–શરીર પ્રત્યેનો ખોટો મોહ ત્યાગવા વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

પુદ્ગલના પરમાણું, ભેલા થઈ ભલું રચાણું,
સુધારીને કર્યું સારૂં રે, તે નથી તારૂં તન તું ગણે છે મારૂં રે. ટેક. ૧
સંભાળીને રાખ્યું સાજું, તોલવાળું કર્યું તાજું,
ખવરાવ્યું ખાદું ખારૂં રે. તે નથી. ૨
જ્યારે તે રોગી જણાશે, મૂકવાનું મન થાશે,
અતિશે થશે અકારૂં રે. તે નથી. ૩
જીવન તેં લીધું ભાડે, અવધિ આખર દહાડે,
જેનું છે તેને જનારૂં રે. તે નથી. ૪
પંથી ઝાડ હેઠે પેઠો, બે ઘડી ઠરીને બેઠો,
મુંઢ જાણે ઝાડ મારૂં રે. તે નથી. ૫
સ્થૂલ તણી રાખ થાશે, અંતે એ તો ઉડી જાશે,
હશે સારૂં કે નઠારૂં રે. તે નથી. ૬
તેના તો તત્ત્વો ગુંથાશે, કંઇકની કાયા રચાશે,
વિચારીને જોતાં વારૂં રે. તે નથી. ૭
તેની તેજ માટી તણા, ઘડાએલ ઘાટ ઘણા,
શી રીતે બધા સંભારૂં રે. તે નથી. ૮
જગત જોવે છે જાતું, તોયે નથી જ્ઞાન થાતું,
એવું શું થયું અંધારૂં રે. તે નથી. ૯

જરૂર જો એવું જાણું, તેનો શો મમત આણું,
શાને માટે શાણઆરૂં રે તે નથી.૧૦
પર ઉપકાર કરીયે, જેથી ભવજળ તરીયે,
બીજું એકે નથી બારૂં રે તે નથી.૧૧
પલકમાં નાશ પામે, દાખ્યું દલપતરામે;
આથી આગું શું ઉચ્ચારૂં રે! તે નથી.૧૨

## પદ ૩૦૭–ઉપદેશી માન'પચીશી.

[ કુંવરી કુંવર મારાં લાડકાં–એ રાગ ]

માન મૂકી દેને મૂરખા, માને હોય હેરાન,
હઠ કરતાં નવિ હાલવું, સમજી લે ગુરૂ શાન. માન૦ ૧
માનથી ગતિ માઠી થશે, આવશે નિચ અવતાર,
થઈશ શ્વાન કાં સસલો, કાં ગર્ધવ માથે ભાર. માન૦ ૨
ઉડત્રી થાશે ઓચિંતા, હશે કોડ જો કામ,
તે મેલીને મરવું પડે, હૈયે રહી જાશે હામ. માન૦ ૩
જોર જરાએ ચાલે નહિ, ન ગણે રંક ને રાય,
જમડા ઘડી નહિ જાળવે, બીજું નહિ રે બોલાય. માન૦ ૪
બેસતા હોદ્દે હાથી તણે, દેતા લોકો બહુ માન,
ખમા ખમા કે'તા ખસીગયા, ન રહી શુદ્ધ કે સાન. માન૦ ૫
ચડી ચડી અંગલે બેસતા, મહેલમાં બળતી મસાલ,
તેને પણ કાળ કરડી ગયો, સુના રહ્યા સુખપાલ. માન૦ ૬
છત્રી પલંગે પોઢતા, કરતા રોશનાઈ રોજ,
અંતે અંધારૂં થઈ ગયું, આવી કાળની ફોજ. માન૦ ૭
ન જાણતા દિન રાતડી, કામનીશું કરતા કલ્લોલ,
પાસા ઢાળતી પદ્મણિ. થયા ઓચીંતા અબોલ. માન૦ ૮

હાથ જોડીને હજુરમાં, ઉભતા દાસી ને દાસ;
હુકમ આપે હરઘડી, દેતા સૌ કો સાબાશ. માન૦ ૯
એવા એવા ઉઠી ગયા, મોટા રાણા ને રાય;
કાળે કોઈને છોડયા નહિ, અંતે થાય હાય હાયઃ માન૦ ૧૦
હાકીમ રહેતા હજુરમાં, પળે આવી પડતા પગમાંય,
તેની પણ રામા રડી પડી, આજ કાલની માંય. માન૦ ૧૧
ગજ અંબાડીયે બેસતા, મોત ન જાણે મનમાંય,
તેને પણ કાળ તેડી ગયો, દિલગીરી અતિ થાય. માન૦ ૧૨
ફાટી મરતા જેની ફુંકથી, કરતા લાલ લોચન,
તે મરીને સ્મશાને ગયા, બાળ્યાં તાપમાં તન. માન૦ ૧૩
જુઓ જોર યાદવ તણું, કુંવર છપ્પન ક્રોડ,
હળવે હળવે હાલ્યા ગયા, સૂતા તાણીને સોડ. માન૦ ૧૪
નારી પ્યારી ઉર રાખતા, રંગમાં રે'તા દિનરાત,
તેને પણ મોતે મૂક્યા નહિ, ગયા ઘસતારે હાથ. માન૦ ૧૫
હતા હીંડોળા હેમના, બેસે બંધવ જોડ,
તે જઇને સૂતા સ્મશાનમાં, મેલી મનનો મરોડ. માન૦ ૧૬
બંગલા બાગમાં કરી કરી, બેસે નર ને રે નાર,
શિકાર કરતા સીમમાં, ઉઠી ગયા અમલદાર. માન૦ ૧૭
હુંડી મુલકમાં હાલતી, ન હતો પુનાઇનો પાર,
તેનું પણ આયુષ્ય આવીયું, ન રહ્યા નેક નામદાર. માન૦ ૧૮
માની મનમાંહી ચિંતવે, મુજ સમ અવર ન જાણુ,
મોટાં કામ કીધાં અમે, મુખે વદે એમ વાણુ. માન૦ ૧૯
અભિમાને અતિ આકરા, નમે નહિ ગુરૂ પાય,
હું હું કાર કરતા ખરા, ફરે ચોગતિ માંય. માન૦ ૨૦

જરૂર જો એવું જાણું, તેનો શો મમત આણું,
શાને માટે શણગારૂં રે. તે નથી૧૦
પર ઉપકાર કરીયે, જેથી ભવજળ તરીયે,
બીજું એકે નથી બારૂં રે. તે નથી૧૧
પલકમાં નાશ પામે, દાખ્યું **દલપતરામે,**
આથી આગું શું ઉચ્ચારૂં રે! તે નથી૧૨

## પદ ૩૦૭–ઉપદેશી માન પચીશી.

[ કુંવરી કુંવર મારાં લાડકાં–એ રાગ ]

માન મૂકી દેને મૂરખા, માને હોય હેરાન,
હઠ કરતાં નવિ હાલવું, સમજી લે ગુરૂ શાન. માન૦ ૧
માનથી ગતિ માઠી થશે, આવશે નિચ અવતાર,
થઈશ શ્વાન કાં સસલો, કાં ગર્ધવ માથે ભાર. માન૦ ૨
ઉડત્રી જાશે ઓચિંતા, હશે ક્રોડ જો કામ,
તે મેલીને મરવું પડે, હૈયે રહી જાશે હામ. માન૦ ૩
જોર જરાએ ચાલે નહિ, ન ગણે રંક ને રાય,
જમડા ઘડી નહિ જાળવે, બીજું નહિ રે બોલાય. માન૦ ૪
બેસતા હોદે હાથી તણે, દેતા લોકો બહુ માન,
ખમા ખમા કે'તા ખસીગયા, ન રહી શુદ્ધ કે સાન. માન૦ ૫
ચડી ચડી બંગલે બેસતા, મહેલમાં બળતી મસાલ,
તેને પણ કાળ કરડી ગયો, સુના રહ્યા સુખપાલ માન૦ ૬
છત્રી પલંગે પોઢતા, કરતા રોશનાઈ રોજ,
અંતે અંધારૂં થઈ ગયું, આવી કાળની ફોજ. માન૦ ૭
ન જાણતા દિન રાતડી, કામનીશું કરતા કલ્લોલ,
પાસા ઢાળતી પદ્મણિ, થયા ઓચીંતા અબોલ. માન૦ ૮

હાથ જોડીને હજુરમાં, ઉભતા દાસી ને દાસ,
હુકમ આપે હરઘડી, દેતા સૌ કો સાબાશ. માન૦ ૯
એવા એવા ઉઠી ગયા, મોટા રાણા ને રાય,
કાળે કોઈને છોડયા નહિ, અંતે થાય હાય હાય. માન૦ ૧૦
હાકીમ રહેતા હજુરમાં, પળે આવી પડતા પગમાંય,
તેની પણ રામા રડી પડી, આજ કાલની માંય. માન૦ ૧૧
ગજ અંબાડીયે બેસતા, મોત ન જાણે મનમાંય,
તેને પણ કાળ તેડી ગયો, દિલગીરી અતિ થાય. માન૦ ૧૨
ફાટી મરતા જેની ફુંકથી, કરતા લાલ લોચન,
તે મરીને સ્મશાને ગયા, બાળ્યાં તાપમાં તન. માન૦ ૧૩
જુઓ જોર યાદવ તણું, કુંવર છપ્પન કોડ,
હળવે હળવે હાલ્યા ગયા, સૂતા તાણીને સોડ. માન૦ ૧૪
નારી પ્યારી ઉર રાખતા, રંગમાં રે'તા દિનરાત,
તેને પણ મોતે મૂક્યા નહિ, ગયા ઘસતારે હાથ. માન૦ ૧૫
હતા હીંડોળા હેમના, બેસે બંધવ જોડ,
તે જઇને સૂતા સ્મશાનમાં, મેલી મનનો મરોડ. માન૦ ૧૬
બંગલા બાગમાં કરી કરી, બેસે નર ને રે નાર,
શિકાર કરતા સીમમાં, ઉઠી ગયા અમલદાર. માન૦ ૧૭
હુંડી મુલકમાં હાલતી, ન હતો પુનાઇનો પાર,
તેનું પણ આયુષ્ય આવીયું, ન રહ્યા નેક નામદાર. માન૦ ૧૮
માની મનમાંહી ચિંતવે, મુજ સમ અવર ન જાણુ,
મોટાં કામ કીધાં અમે, મુખે વદે એમ વાણુ. માન૦ ૧૯
અભિમાને અતિ આકરા, નમે નહિ ગુરૂ પાય,
હું હું કાર કરતા ખરા, ફરે ચોગતિ માંય. માન૦ ૨૦

માન કર્યું જેવો રાવણે, રામે માર્યો રણમાંય,
દુર્યોધન ગર્વે કરી, દુઃખી થયો ભવભાય. માન૦ ૨૧
ગર્વે ગુણ જાયે ગળી, જાણો નર ને નાર,
પય સાકરમાં વિષથી, મરે મનુષ્ય તે વાર. માન૦ ૨૨
માની વિનયથી વેગળો, વિદ્યા વેગળી થાય,
વિણ વિદ્યા સમકિત નહિ, વિણ સમકિત મોક્ષ ના'ય. માન૦ ૨૩
એમ જાણી માન છાંડજો, મળે મોક્ષ ને માન,
દશવિકાલીક દેખજો, કહે શ્રી ભગવાન. માન૦ ૨૪
સુંદર શિખ આ સાંભળી, મૂકો માન ગુમાન,
કૃષ્ણમુનિ કોમલતા ધરી, ભજીએ શ્રી ભગવાન. માન૦ ૨૫

## પદ ૩૦૮–જીવને ઉપદેશ.

[ રાગ ઉપર પ્રમાણે ]

જોને વિચારી તું જીવડા, જુઠો જગતનો ઠાઠ,
મરણ છે માથા ઉપરે, શીદને ધરે છે ઉચાટ. જોને. ૧
અનાદિ કાલથી આથડયો, ચતુર્ગતિને ચોગાન,
પુણ્યે માનવભવ પામીયો, સાંભળ શીખ ધરી કાન. જોને. ૨
જોગ મળ્યો જૈન ધર્મનો, કરીએ સદ્‌ગુરૂ સંગ,
પલમાં કાલ તુંને પકડશે, આખર નહિ રેશે અંગ. જોને. ૩
કાયા ને માયા કારમી, જેવો રંગ પતંગ,
ઉડી ઓચિંતાનું ચાલવું, નહિ આવે સગાં સંગ. જોને. ૪
મારૂં મારૂં મૂર્ખ શું કરે ? તારૂં નહિ તલ ભાર,
ચતુર ચેતી લેને ચિત્તમાં, કરવા આત્મ ઉદ્ધાર. જોને. ૫
અસંખ્ય ગયા તુજ આગળે, કેઈ રંક ને રાય,
રામા રોઈને બેસી રહે, જુઠી જગત સગાઈ. જોને. ૬

વેળા તારી વહી જાય છે, શીદ કરે ધર્મમાં ઢીલ,
મેલ પ્રપંચ તું મન થકી, દયા રાખને દીલ. જોને. ૭
ચક્રવર્તી જેવા ચાલીયા, રાવણ સરીખા રે રાય,
રાજ ઋદ્ધિને છોડી ગયા, માટે મેલ મૂર્છાય. જોને. ૮
ફાટી આંખે ફરે ફુલતા, જણાવે યૌવન જોર,
કોળીયા થઈ ગયા કાળના, ન ગણ્યા નવલકિશોર. જોને. ૯
હરફર કરતા હર્ષમાં, દોલત દીકરા જોઈ,
અંતે અવશ્ય છે ચાલવું, સાથે આવે ન કોઈ. જોને. ૧૦
મમતા મોહ મૂકી કરી, ધારો ધર્મશું નેહ,
**કૃષ્ણ મુનિ** કહે હેતથી, ધારો ઉપદેશ એહ. જોને. ૧૧

## પદ ૩૦૯—પાપી પ્રાણીને સદ્‌ગુરૂનો સદ્‌બોધ.

[ સીતાજીના મહિનાનો રાગ ]

પ્રાણી! બગડયો તાહરો પાક, શાકનો તું સ્વાદીઓ,
તેં તો મોળ્યાં બહુ કંદમૂળ, જુલ્મી અતિ જાગીઓ. ૧
છકાયની ઉતારી છાલ, કુટા તેં તો બહુ કર્યા,
મૂર્ખ મનમાં કર્યો ન વિચાર, ભંડાર તો પાપે ભર્યા. ૨
બીન ગુન્હે કર્યા બેજાર, મુંગા પ્રાણી મારીઆ,
કર્મ નહિ મેલે તારો કેડ, ભલે ખા તું ખારીયાં. ૩
છળ કરીને છેતરીયા બહુ જીવ, માયા જાળું નાખીયું,
પાપી લીધાં તેં તો પ્રાણ, માર્યા માંકડ માખીયું. ૪
કર્મ કપટે બાંધ્યા ખૂબ, દગલબાજી બહુ કરી,
છેતરી માર્યા જગને છેક, અનીતિ બહુ આદરી. ૫
નિર્દય થયો તું નિશદિન, દયા દીલ ધારી નહિ,
રખડી ચાર ગતિની માંય, નિગોદે જાવું સહી. ૬

ઉના જળમાં નાખ્યા તે જીવ, ફડ ફડીને ફાટી મૂવા,
દયા ઉપજી નહી તુજ અંગ, જીવ કાયા કરે જુવા ૭
કણુના ભર્યા તે કોઠાર, હિંસાથી હઠયો નહિ,
પ્રાણી પાપથી ભરીયું પેટ, મન ડાહ્યો મટયો નહિ ૮
ઓળા પાડયા ને શેકયા પોક, જીવ માર્યા સખ્યા વિના,
જરૂર આપવો પડશે જવાબ, શું થાશે તારી ખીના ૯
હજુ જા તું સદ્‌ગુરૂ શરણ, આશરે અરિહંતને,
બચાવશે ગ્રહી તારી બાય, ગોતી લે સાચા સંતને ૧૦
સેવો સદ્‌ગુરૂ શ્રી મુનિરાય, **મંગલજી સ્વામી** સહી,
કહે કૃષ્ણુમુનિ વારવાર, જોતા જોગ મળે નહિ. ૧૧

## પદ ૩૧૦—મરણના વિકટ સમયનો ચિતાર

[ જાળા વાઢીને કરજે વાડરે, ઝરમરીયા ઝાલા—એ રાગ ]

મરવાને ટાણે, હોય રાજા કે ભલે રંકરે, મરવાને ટાણે,
નિર્બળ કરે છે નિ:શંકરે, મરવાને ટાણે ૧
ડહાપણ સઘળું રહે છે દૂરરે, મ૦ નાસે છે નખરા ને નૂરરે મ૦ ૨
ગાત્રો બધા ગભરાયરે, મ૦ શક્તિઓ સઘળી સમાયરે મ૦ ૩
હાકેમ પણ હારી જાયરે, મ૦ ગર્વ તો સર્વ ગળી જાયરે. મ૦ ૪
જબરાનું ચાલે નહિ જોરરે, મ૦ થઈ જાય અધારૂં ઘોરરે. મ૦ ૫
આગળથી આપે નહિ તારરે, મ૦ ઓચિંતો આવી મારે મારરે. મ૦ ૬
પાપી જનો પસ્તાયરે, મ૦ ખૂબ નિસાસા ખાયરે મ૦ ૭
ધન દોલત બધું ધૂળરે, મ૦ કામ ન આવે ઉંચુ કૂળરે. મ૦ ૮
દાબ્યું ન દરદ દબાયરે, મ૦ એકે મળે ન ઉપાયરે મ૦ ૯
ભગવાન ભાવેજો ભજાયરે, મ૦ **સંતશિષ્ય** તો સુખ થાયરે. મ૦૧૦

## પદ ૩૧૧-સંસારની વિચિત્રતા વિષે.

[ ઓધા જાણે એને અમે જાણીએ જો-એ રાગ ]

જીવ જાણે છે મારે મરવું નથી જો,
જેમ પીપળનું પાન ખરવું નથી જો,
જે ઠેકાણે બંધાણી મંગળ ઘાટડી જો,
તે ઠેકાણે બંધાણી તેની ઠાઠડી જો. જીવ૦ ૧
જે ઠેકાણે વાજીંત્ર રૂડાં વાજીયાં જો,
તે ઠેકાણે લેવાય તેનાં છાજીયા જો,
જીહાં બેની વીરાનાં ગીતો ગાવતી જો,
તિંહા રોવે કુટે છાતી છાવતી જો. જીવ૦ ૨
પોંખનારી જ્યાં માંગલિક માગતી જો,
કુટો બાઈયું કહેવાને તિંહા લાગતી જો,
જેણે છત્ર જેના પર ઝાલીયાં જો,
તે તો ઉપાડી શ્મશાને ચાલીયા જો. જીવ૦ ૩
જે ઠેકાણે પીઠી એને ચોળતા જો,
તે ઠેકાણે હાય વોય એમ બોલતા જો,
સર્વે મનના વિચાર મનમાં રહ્યા જો,
કાળ પાપીને કાંઈ ન આવી દયા જો. જીવ૦ ૪
જેનાં તેનાં ઉંધા ચિત્તા બહુ કર્યાં જો,
અંતે કામ એનાં કાંઈ નવ સર્યાં જો,
જેણે જગમાં અનીતિ અતિ આદરી જો,
દુર્ગતિયે જાશે તે તો મરી જો. જીવ૦ ૫
જોયું છતાં તે કેમ જાયે વિસરી જો,
જીવ જાશે ઓચિંતો નક્કી નિસરી જો,

સ્વામી સુંદરનો શિષ્ય વધુ શું કહું જો,
જોયા જાતે બનાવ એવા મેં બહુ જો. જીવ૦ ૬
[કર્તા-સુંદરજી સ્વામીના શિષ્ય મુનિ ચતુર્ભુજજી ગોંડલ સંપ્રદાય]

## પદ ૩૧૨–અજ્ઞાની જીવને ઉપદેશ.

[ આ તન રંગ પતંગ સરિખો જાતાં વાર ન લાગે રે-એ રાગ ]
માથા ઉપર મોત ભમે છે, પડાક પકડી જાશેરે,
મનનાં ધાર્યાં મનમાં રે'શે, અવળા પડશે આશેરે. ૧
ક્યાંથી આવ્યો ક્યાંય જવાનો, તપાસ કરને તેનોરે,
શોધી કાઢને સદ્દગુરૂ જોથી, ઉકેલ પાડ એનોરે. ૨
સો મણ તેલે સુજ પડે નહિ, છતે દીવે અંધારૂંરે,
જ્ઞાન વિના બહું ગોથાં ખાધાં, વળગ્યાં હું ને મારૂંરે. ૩
ડાં'પણ બધા જગતનું ડોળ્યું, નજર નિર્મળી નાવીરે,
વાટે ઘાટે વઢતો હીંડે, ફોગટ ફજેતી ફાવીરે. ૪
ઓખરીયાને સુગ ન આવે, ભટકે ભૂંડે ઠામેરે,
વંઠેલ જીવને વિચાર ના'વે, કરતાં કાળું કામરે. ૫
શ્વાન પૂછડી સોયે વર્ષે, કાઢી તોય વાંકીરે,
ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભૂંડી વાણી ભાંખીરે. ૬
કાશી યાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વાલીરે,
ઋષિરાજની શિખ ન માની,દુખોયો મનખો ખાલીરે. ૭

## પદ ૩૧૩–સંસારની માયામાં ફસાએલા જીવને ઉપદેશ.

[ રાગ ઉપર પ્રમાણે ]
માયા માયા કરતો મૂરખ, ઠામ ઠરી નવ બેઠોરે,
સંત સભામાં સ્નેહ ન રાખ્યો, પાપ સભામાં પેઠોરે. ૧

અલ્પ જીવિતની આશા લાંબી, કૌતક આ તે કેવુંરે,
ફાંસી દેતાં ચડયુ કુલેકું, આ જગનું સુખ એવુંરે. ૨
તરવાર ઉપર મધનું ટીપું, જીભડી જુદી થાશેરે,
વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશેરે. ૩
કીડા વિલુધું કુતરૂં દોડે, જંપે નહિ તે જરીયેરે,
વિષય વિલુધો વલખાં વિણે, ડૂબ્યો દુઃખને દરીયેરે. ૪
કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલેરે,
ઝડપ કરીને બિલ્લીએ પકડયો, ફાડી કાળજું ફોલેરે. ૫
ભાદરવાનો ભીંડો તે તો, વિલાઇ જાશે વેલોરે,
ધન યોવનના ધમ ધમાટમાં, ગર્વ કરે તે ઘેલોરે. ૬
ખારા રણુમાં ખુટલ પ્રાણી, મૃગજળ દેખી મોહ્યોરે,
**ઋષિરાજની** શીખ ન રાખી, અજગર આંચળ દોહ્યોરે. ૭

# ૨૯-વિવિધ વિષય.

## પદ ૩૧૪-બાલ બ્રહ્મચારી જંબુકુમાર અને તેમની આઠ ધર્મપત્નિઓ વચ્ચેનો સંવાદ.

[ વાયા વાયા ઉત્તર દીશના વાયજો-એ રાગ ]

સ્ત્રીઓ:-આઠે નારી આવી જંબુ પાસજો,
વચમાં વાલ્યમ ઘેરી કરે અરદાસજો,
પરણી ઘરણી પ્રીતમ કેમ પરહરજો. ૧
જંબુ:—પરહરવી વૈરાગીને તે નારજો,
સંસાર ત્યાગી વ્રત લીએ અણુગારજો,
આત્મ કારજ સાધી શિવ રમણી વરેજો. ૨

સ્ત્રીઓ–વરે ખરા પણ શું જાણે સંસારજો,
કંચન વરણી રમણીના શણગારજો,
હાસ્ય વિલાસને સુખ સહુ છે નારમાંજો ૩
જંબુ—નારી છે જગમાંહી દુઃખની વેલજો,
કુડી કપટી ધુતારીના ખેલજો,
નર્ક નિશાની દુઃખની ખાણો જાણીએજો. ૪
સ્ત્રીઓ–જાણો પ્રીતમ સુખ તણી ભંડારજો,
હેતે હસાવી હિંમતની દેનારજો,
એહને તજતા પ્રીતમ પસ્તાવો થશેજો ૫
જંબુ—થશે નહિ અમ પસ્તાવો તલભારજો,
મૂરખ કોણ હારે મનુષ્ય અવતારજો,
સુખ નહિ છે નારી ! આ સંસારમાંજો ૬
સ્ત્રીઓ–સંસારે નારી છે સુખની ખાણજો,
પ્રેમ વધારી વદે મધુરી વાણજો,
પ્રીતમના સુખ દુઃખમાં તે છે ભાગણી ૭
જંબુ—ભાગ લીએ નહિ દુઃખ તણો લવલેશજો,
જ્યારે તનમાં રોગ કરે પ્રવેશજો,
સ્વાર્થ વિણ પતિ લાગે અળખામણો જો ૮
સ્ત્રીઓ–મન માન્યા રસીઆ પૂરોને કોડજો,
આઠે જણીઓ ઇંદ્રાણીની જોડજો,
અમ સાથે સંસારી સુખડા ભોગવોજો ૯
જંબુ—ભોગવીયા ભોગ વાર અનંતી જીવજો,
તોયે તૃષ્ણા છીપી નહિ અતીવજો,
તે માટે છાંડો આ ભોગ મોહનેજો ૧૦

સ્ત્રીઓ:—મોહન મળતાં દુઃખ અમારાં જાયજો,
હાસ્ય વિલાસે પ્રેમ સુધારસ પાયજો,
તો અમ મનની આશા સર્વ પૂરી થશેજો. ૧૧
જંબુ:—પૂરણ આશા થાય નહિ કોઈ વારજો,
નર સુરવરનાં વિલસ્યાં સુખ અપારજો,
સાધો આત્મકારજ સર્વે યૌવનેજો. ૧૨
સ્ત્રીઓ:-યૌવનમાં અલબેલા સાથે રમશુંજો,
ઉઠી સવારે નમી જમાડી જમશુંજો,
દુર્લભ મેળો મળીયો આ સંસારમાંજો. ૧૩
જંબુ:—સંસારે જીવ ભમીયો વાર અનંતજો,
જન્મ જરાને મરણુ તણો નહિ અંતજો,
જૈન ધર્મ સાધીને સંત સેવા કરોજો. ૧૪
સ્ત્રીઓ:-કર પકડીને લાવ્યા નિજ ઘરમાંયજો,
છુટક છેડા કેમ કરી હવે થાયજો,
જો સંયમ લેવો તો અમને શીદ વર્યાજો. ૧૫
જંબુ:—વર્યા ખરા પણુ માતપિતાને વચનજો,
પત્ર લખ્યા તે જાણે સર્વે જનજો,
તેમાં અમ શીર દોષ લગારે છે નહિજો. ૧૬
સ્ત્રીઓ:-નહિ દીઠું મેં સંસારીનું સુખજો,
પરણીને વ્હાલમજી દીધું દુઃખજો,
બાળે વેશે યૌવનમાં રઝળાવીયાંજો. ૧૭
જંબુ:—રઝળીયો જીવ નર્ક નીગોદની માંયજો,
ભવ ભમતાં ઠરી બેઠો નહિ એકે ઠાયજો,
તે સંભાળી ડરવું નક્કી દીલથીજો. ૧૮

૬ સ્ત્રીઓ:–દીલડું દાઝે વલ્લભ વિરહે આજજો,
સજીયો નહિ અંગે શૃંગારનો સાજજો,
વિયોગ વનમાં મેલી જાવું નવ ઘટેજો. ૧૯

જંબુ:—ઘટે નહિ વિષયારસ રંગમાં રમવુંજો,
કર્મ કરીને દુર્ગતિએ જઈ ભમવુંજો,
તાલ પુટ કીંપાક ફળોપમ જાણીએજો. ૨૦

સ્ત્રીઓ:–જાણો જીવન આછે અબલા નારજો,
હૈડાં બળતાં આંસુડે જળ ધારજો,
વિરહીણી નારીનાં દુઃખ દીલ ધારીએજો. ૨૧

જંબુ:—ધારો પ્રભુના વેણ કરણની માંયજો,
જેથી નિજ આત્માની સિદ્ધિ થાયજો,
કર્મ કલંકને દૂર સદા નિવારીએજો. ૨૨

સ્ત્રીઓ:–વારિ વિયોગે તરફડતી જેમ મીનજો,
કામ અગ્નિએ દેહ કરી છે ખિન્નજો,
મોહ તણાં શર વાગે છે ઘટ ભિતરેજો. ૨૩

જંબુ:—ભિતરમાં ભજો એક નિરંજન નાથજો,
જેથી મળશે શિવપુરનો સહુ સાથજો,
કાચી કાયા માયા છાયા તરૂ તણીજો. ૨૪

સ્ત્રીઓ:–તરૂણી તનમાં પ્રેમ વેલડી સીંચીજો,
મેલી સવેગ આંહી હીંડોળે હીંચીજો,
અંતર ન કીજેને લીજે બાંહે ગ્રહીજો. ૨૫

જંબુ:—ગ્રહસ્થાવાસ તજી થાશું વ્રત રાગીજો,
સુરતા હમારી ગુરૂ ચરણે જઈ લાગીજો,
માની ભ્રમણા સ્વપ્ના જેવી ખાંતથીજો. ૨૬

સ્ત્રીઓ:-ખાંતે કરીને ખુંચુ તમારૂ ખમશુંજો,
વૃદ્ધ થઇને અંતે આત્મ દમશુંજો,
ચરણે રેંશુ રાખી અમર પ્રીતડીજો. ૨૭

જંબુ:—અખંડ પ્રીતિ હોય જો ઘટડા માંયજો,
સંયમ લેવાને થાઓ ઉત્સાહજો,
ચાલોને ગુરૂના ચરણે જઈ ભેટીએજો. ૨૮

સ્ત્રીઓ:-ભેટો તો પીયુ લેજો અમોને સાથજો,
પંચ સયા સત્યાવીશ લઈ સંઘાતજો,
સુધર્મા ગણધર પાસે વ્રત આદર્યા જો. ૨૯

કવિ:—આદરી શિવવાસી અવિનાશી થાયજો,
ઓગણીસે બાવન મુંબાઈની માંયજો,
ગિરધારી ઋષિની વંદના હોજો સદાજો. ૩૦

## પદ ૩૧૫-ઋષભદેવ સ્વામિનું પારણું.

[ નમુ નમુ દેવ અરિહંતા, ત્રણ જગમાં સદા જયવંતારે-એરાગ ]

આવો આવો અમારે ઘેર સ્વામી, આદીશ્વર અંતરયામીરે. આ. ટે
કોઈ હસ્તિ શૃંગારીને લાવે, ગળે ઘુઘર માલ સોહાવેરે, આ.
પ્રભુ દયા કરીને ગજ લીજે, એહની અસવારી કીજેરે. આ.
કોઈ અશ્વ શૃંગારીને લાવે, રત્નોમય સાજ સજાવેરે, આ.
પ્રભુ ઘોડે આપ બિરાજો, પગપાળા આપ ન છાજોરે. આ.
કોઈ લાવે રથ સુખ પાળા, પ્રભુ લીજે દીન દયાળરે, આ.
પ્રભુ ચરણ કમલ સુકુમાળો પ્રભુ પગ પાળા મત ચાલોરે. આ.
કોઈ લાવે થાળ ભરી મોતિ, કોઇ પટ પિતાંબર ધોતિરે, આ.
કોઈ લાવે શાલ દુશાલા, પ્રભુ પહેરો પટ સુકુમાલારે. આ.

સ્રીઓ—દીલડુ દાઝે વલ્લભ વિરહે આજજો,
સજીયો નહિ અંગે શ્રૃગારનો સાજજો,
વિયોગ વનમા મેલી જાવુ નવ ઘટેજો ૧૯
જબુ—ઘટે નહિ વિષયારસ રગમા રમવુજો,
કર્મ કરીને દુર્ગતિએ જઈ ભમવુજો,
તાલ પુટ કીંપાક ફળોપમ જાણીએજો ૨૦
સ્રીઓ—જાણો જીવન આછે અબલા નારજો,
હૈડા બળતા આસુડે જળ ધારજો,
વિરહીણી નારીના દુખ દીલ ધારીએજો ૨૧
જબુ—ધારો પ્રભુના વેણુ કરણુની માયજો,
જેથી નિજ આત્માની સિદ્ધિ થાયજો,
કર્મ કલકને દૂર સદા નિવારીએજો ૨૨
સ્રીઓ—વારિ વિયોગે તરફડતી જેમ મીનજો,
કામ અગ્નિએ દેહ કરી છે ખિન્નજો,
મોહ તણુા શર વાગે છે ઘટ ભિતરેજો ૨૩
જબુ—ભિતરમા ભજો એક નિરજન નાથજો,
જેથી મળશે શિવપુરનો સહુ સાથજો,
કાચી કાયા માયા છાયા તરૂ તણીજો. ૨૪
સ્રીઓ.—તરૂણી તનમા પ્રેમ શેલડી સીંચીજો,
મેવી સવેગ આહી હીંડોળે હીંચીજો,
અતર ન કીજેને લીજે બાહિ અહીજો ૨૫
જબુ—ગૃહસ્થાવાસ તજી થાશુ વ્રત રાગીજો,
સુરતા હમારી ગુરૂ ચરણે જઈ લાગીજો,
માની ભ્રમણા સ્વપ્ના જેવી ખાતથીજો ૨૬

સ્ત્રીઓઃ-ખાંતે કરીને ખુંધુ તમારૂ ખમશુંજો,
વૃદ્ધ થઇને અંતે આત્મ દમશુંજો,
ચરણે રે'શુ રાખી અમર પ્રીતડીજો. ૨૭

જંબુઃ—અખંડ પ્રીતિ હોય જો ઘટડા માંયજો,
સંયમ લેવાને થાઓ ઉત્સાહુજો,
ચાલોને ગુરૂના ચરણે જઈ ભેટીએજો. ૨૮

સ્ત્રીઓઃ-ભેટો તો પીયુ લેજો અમોને સાથજો,
પંચ સયા સત્યાવીશ લઈ સંઘાતજો,
સુધર્મા ગણધર પાસે વ્રત આદર્યાં જો. ૨૯

કવિઃ—આદરી શિવવાસી અવિનાશી થાયજો,
ઓગણીસે બાવન મુંબઈની માંયજો,
ગિરધારી ઋષિની વંદના હોજો સદાજો. ૩૦

## પદ ૩૧૫-ઋષભદેવ સ્વામિનું પારણું.

[ નમુ નમુ દેવ અરિહંતા, ત્રણ જગમાં સદા જયવંતારે-એરાગ ]

આવો આવો અમારે ઘેર સ્વામી, આદીશ્વર અંતરયામીરે. આ. ટે
કોઈ હસ્તિ શૃંગારીને લાવે, ગળે ઘુઘર માલ સોહાવેરે, આ.
પ્રભુ દયા કરીને ગજ લીજે, એહની અસવારી કીજેરે. આ.
કોઈ અશ્વ શૃંગારીને લાવે, રત્નોમય સાજ સજાવેરે, આ.
પ્રભુ ઘોડે આપ બિરાજો, પગપાળા આપ ન છાજોરે. આ.
કોઈ લાવે રથ સુખ પાળા, પ્રભુ લીજે દીન દયાળરે, આ.
પ્રભુ ચરણ કમલ સુકુમાળો પ્રભુ પગ પાળા મત ચાલોરે. આ.
કોઈ લાવે થાળ ભરી મોતિ, કોઇ પટ પિતાંબર ધોતિરે, આ.
કોઈ લાવે શાલ દુશાલા, પ્રભુ પહેરો પટ સુકુમાલારે. આ.

એમ વિધ વિધ વસ્તુ લાવે, પ્રભુ દેખ દેખ ફિર જાવેરે, આ
એમ ઘર ઘર આગણ જાવે, પણ આહાર ન કોઈ વહોરાવેરે. આ
આગે કોઈ નવ લીધી દીક્ષા, નહિ માગી ઘર ઘર ભિક્ષારે, આ
ભોળા નર ભેદ ન જાણે, મુનિ માર્ગ નાહી પિછાણેરે આ
પ્રભુ અ તરાય કર્મ નિજ જાણે, પ્રભુ રાગ રીસ નહિ આણેરે, આ.
એક વર્ષ આહાર નહીં પાયા, પ્રભુ હસ્તિનાગપુર આયારે આ.
**અમિઋષિ કહે શ્રેયાશ કુમારો, વહોરાવ્યો ઇક્ષુ રસ આહારોરે આ.**

## પદ ૩૧૬—ચંદનબાલાજીની વીરપ્રભુ પ્રત્યે ભાવના

[ શુ કહું કથની મારી નાથ—એ રાગ ]

વીર પ્રભુજી પધારો નાથ, વીર પ્રભુજી પધારો,
વિનતિ મુજ અવધારો નાથ, વીર પ્રભુજી પધારો
ચ દનબાળા સતિસુકુમાળા, બોલે વચન રસાળા,
હાથ ને પગમા જડ દીધા તાળા, સાભળો દીન દયાળ નાથ૦ ૧
કઠણ છે મુજ કર્મની કહાણી, સાભળો પ્રભુ મુજ વાણી,
રાજકુવરી હુ ચૌટે વેચાણી, ભોગવી મે દુ ખ ખાણી નાથ૦ ૨
તાતજી મારો બ ધન પડીઓ, માતા મરણ જ પામી,
મસ્તકની વેણી કતરાણી, દુ ખ તણી નથી ખામી નાથ૦ ૩
મોઘી હતી હું રાજ્ય કુટુ બમા, આજ હું ત્રણ ઉપવાસી,
સુપડાને ખુણે અડદના બાકુળા, શું કહું મુજ દુ ખ રાશિ નાથ૦ ૪
દુ ખ એ સઘળુ હું ભૂલુ પૂર્વનું, આપના દર્શન થાતા,
દુ ખ એ સઘળુ હૈયે જ આવે, પ્રભુ પાછા તુમ જાતા નાથ૦ ૫
શ્રાવણ ભાદરવા માસની પેઠે, વરસે આસુની ધારા,
ગદ્ ગદ્ ક ઠે ચ દન બાળા, બોલે વચન કરૂણાળા નાથ૦ ૬
ચ દનબાળાની અરજી સુણીને, નીર નયનમા નિહાળે,
સતી હાથે વીર બાકળા વહોર્યા, દયા કરી દીન દયાળે નાથ૦ ૭

સોવન કેરી થઇ ત્યાં વૃષ્ટિ, સાડી બાર કોડી સારી,
પંચ દિવ્ય તત્કાલ ત્યાં પ્રગટ્યા, બંધન સર્વ વિદારી. નાથ૦ ૮
સંયમ લઇ નિજ કાજ સુધાર્યો, ચંદન બાળા કુમારી,
વીર પ્રભુની શિષ્યણી પહેલી, પંચ મહાવ્રત :ધારી. નાથ૦ ૯
કર્મ ખપાવી મુક્તિ સિધાવ્યા, ધન્ય સતી ધીર ધારી,
**વિનય મુનિ** વંદે ભાવ ધરીને, વંદું હું વારંવારી. નાથ૦૧૦

## અઢાર નાતરાં વિષે સંક્ષિપ્ત વૃત્તાન્ત.

મથુરાં નગરીમાં કુબેરશેના વેશ્યાને એકી સાથે બે બાલકોનો જન્મ થયો તે જોડલાને નામાંકિત મુદ્રિકા સાથે લાકડાની પેટીમાં પેક કરી જમનાં નદીના પૂરમાં વહેતાં મૂકેલ તે પેટી સૌરીપુર નગર પાસે આવી ત્યારે જમનાના કીનારા પર ઉભેલા બે ગ્રહસ્થોએ તે પેટી આવતી જોઈ બન્નેએ ઠરાવ કર્યો કે આમાંથી જે નીકળે તે આપણુ બન્નેએ સરખા ભાગે વ્હેંચી લેવું. પેટીને ઘેર લાવી ખોલતાં છોકરો છોકરી એમ બે બાલકો જોયાં જેને પુત્ર નહતો તેણે છોકરો લીધો અને જેને પુત્રી ન હતી તેણે છોકરી લીધી. બન્ને ગ્રહસ્થોએ પોત પોતાને ઘેર રાખ્યાં. નામાંકિત મુદ્રિકા મુજબ કુબેરદત્ત અને કુબેરદત્તા નામ આપ્યું. ઉછેરી મોટાં કર્યાં. બન્ને ગ્રહસ્થોએ આપસ આપસમાં નક્કી કરી કુબેરદત્તનું કુબેરદત્તા સાથે લગ્ન કર્યું. બન્ને સંસારસુખ ભોગવે છે. એક વખત કુબેરદત્તાને મનમાં વિચાર થયો કે અમો બન્નેની ઉમર, આકૃતિ, નામ અને નામાંકિત મુદ્રિકા સરખાં જ છે તેનું શું કારણ ? આ બાબતમાં કુબેરદત્તાએ પોતાના પિતાને પૂછતાં નદીમાં તરતી આવેલ પેટીની વાત સર્વે કહી તે

સાંભળી કુબેરદત્તાનું મન સંસારથી ઉઠી ગયું. તે વાત કુબેરદત્તને જણાવી કુબેરદત્તાએ ચારિત્ર ગ્રહી તપ આદર્યો. આ બનાવ ઉપરથી કુબેરદત્તનું મન બેચેની થયું જેથી મથુરાં નગરી છોડી સુરીપુર નગરે આવી રહ્યો પરંતુ કર્મયોગે ત્યાં કુબેરશેના વેશ્યાના મોહમાં ફસાયો. કુબેરદત્ત અને વેશ્યાના સંયોગથી એક પુત્ર થયો. તે પુત્રનું પાલન કરે છે, તેવામાં કુબેરદત્તા સાધ્વીજીને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. તે જ્ઞાનથી કુબેરદત્ત કુબેરશેના વેશ્યાને ત્યાં મોહમાં ફસાવાથી પુત્રનો જન્મ થયો તેથી તે બન્નેની અજ્ઞાન દશાને ધિક્કારવાની સાથે તેમને બોધ આપવા કુબેરશેના વેશ્યાને ત્યાં પધાર્યા તે વખતે બાલક પારણામાં સૂતો જોઈ નીચે પ્રમાણે સાધ્વીજીએ હાલરડું ગાયું. તે હાલરડામાં બાલક સાથેનાં છ સગપણો, કુબેરશેના વેશ્યા સાથેનાં છ સગપણો અને કુબેરદત્ત સાથેનાં છ સગપણો ગાઇ સંભળાવ્યાં. અજ્ઞાન દશાથી થએલાં આવાં વિચિત્ર સગપણો સાંભળી, સાધ્વીજીના સદ્‌બોધથી કુબેરશેના વેશ્યા અને કુબેરદત્ત બન્ને વૈરાગ્ય પામી, સંસાર ત્યાગી, યોગ માર્ગ લહી, આત્મકલ્યાણ કરી સ્વર્ગે ગયાં અને સાધ્વીજી તેજ ભવમાં કૈવલ્ય પામી મોક્ષ સધાવ્યાં.

## પદ ૩૧૭–
## કુબેરદત્તા સાધ્વીજીએ ગાયેલ અઢાર નાતરાંનું હાલરડું.

[ માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે—એ રાગ ]

પુત્ર સાધ્વી ઝૂલાવે તારૂં પારણું,
ગાવે હાલો હાલો હાલરડાંનું ગીત,
કાંકો કહું છું તું છાનો રેને લાડકા.

લાડક્વાયા મારા દેવરીયાની પ્રીત,
હાલો હાલો હાલો હાલોરે મારા વીરને. ટેક. ૧
ભત્રીજો કહી હુલરાવું હું તો ભાવથી,
મારા શોક્ય પુત્ર તું સાંભળ સારૂં ગીત,
હાલરડું ગાતાં સૂણીને અચરજ ઉપન્યો,
કુબેર સેના વેશ્યા આવી ત્યાં ખચીત. હાલો૦ ૨
કુબેર સેનાને કહે રે સાસુ સાંભળો,
મારી માતા મુને રાખો રૂડી રીત,
શોક્ય તું તો મારી જાણું છું આ ભવતણી,
ભાભી મારી તું કેમ દીસે છે અવનીત. હાલો૦ ૩
વહુ આવી મુને વઢકણી ક્યાંથી મલી,
મારાં ડાહ્યાં દાદી દર્શન દીધાં આજ,
એવામાં તો કુબેરદત્ત તિહાં આવીઓ,
કુબેર સેના તવ કાઢી ઉભી લાજ. હાલો૦ ૪
કુબેરદત્તને કહે પધારો સ્વામી માહરા,
પુત્ર મારા પ્રતિમા ન પાળો કાય,
પિતા થઇને મને લાડ ન લડાવીયાં,
ભ્રાત થઈને વાત ન કરો આવી આંય. હાલો૦ ૫
સસરાજી થઈને સાંશો નવ ભાંગીઓ,
મારા વહુના પુત્ર તુંને શું કહું ખાસ,
આવું સાધ્વીએ હાલરડું મુખથી ગાઈયું,
કુબેરદત્તને વેશ્યા સુણી પામ્યા હાશ. હાલો૦ ૬
અરે ! સાધ્વી ! આ બોલો છો શું ! કારણે,
સંશય ટાળીને સમજાવો અમને એહ,

તિહાં સાધવીયે અઢારે સગપણ વર્ણવ્યાં,
સૂણી બુઝયાં કુબેરદત્તને વેશ્યા તેહ. હાલો૦ ૭
સંસાર છોડી સુધો સંયમ દોએ આદર્યો,
કેવલ પામી કુબેરદત્તા શિવપુર જાય,
કુબેરદત્તને કુબેર સેના તે સ્વર્ગે ગયાં,
**રૂપવિજય** કહે મહાવિદેહે મોક્ષ સધાય. હાલો૦ ૮

## પદ ૩૧૮–રાત્રિભોજન નિષેધ.

[ ઓધવજી સદેશો કહેજો મારા શ્યામને—એ રાગ ]

રજની ભોજન સજની ક્યારે નવિ કરો, ટેક.
રાતે જમતાં જંતુ પડશે પાત્રમાં,
તેથી લાગે જમનારાને પાપજો,
પાપ થતાં નવ સચવાશે જીવની દયા,
જિનવાણીનો જેથી થાય ઉત્થાપજો. રજની૦ ૧
કીડી આવે મુખમાં મતિ લોપાય છે,
જું આવ્યેથી રોગ જલંધર થાયજો,
વમન કરાવે માખી મુખમાં પેસતાં,
કરોળીયાથી કોઢ શરીરે થાયજો. રજની૦ ૨
કાંટો પીડા કરે ગળામાં અતિ ઘણી,
વીંછી તાળવું વીંધે પીડાકારજો,
સ્વરનો ભંગ કરે વાળ મુખે પડ્યો,
પીડા થાયે તથી અગટ અપાર. રજની૦ ૩
હંસ અને કેશવની કથા ગવાય છે,
રાત્રિભોજન પર તે છે દ્રષ્ટાંત જો,
શ્રવણ કરીને મન પર ધરજો પ્રીતથી,
એ વ્રતથી જન પામે પૂણ્ય મહંતજો. રજની૦ ૪

## પદ ૩૧૯–ચાનો નિષેધ.

[ રાગ કવાલી ગઝલ ]

અરે ચંડાલણી તું ચા! હવે તો હિંદમાંથી જા. ટેક.
પ્રથમ ધનવાનને પકડયા, ગરીબોને પછી ગુડયા,
લગાડી સર્વ સ્થળ તેં લા, હવે તો હિંદમાંથી જા. અરે૦ ૧
હૃદયના હીરને હરવા, નમાલા હિંદને કરવા,
અજબતા શી કરી તેં આ, હવે તો હિંદમાંથી જા. અરે૦ ૨
ગયા બળવાન પણ હારી, અજબ છે મોહની તારી,
થયા ચિત્તમાં તને ચા'તા, હવે તો હિંદમાંથી જા. અરે૦ ૩
કલેજા જાય છે સળગી, અઢારે વરણને વળગી,
હવે અળગી અમોથી થા, હવે તો હિંદમાંથી જા. અરે૦ ૪
ફસાયા કંઈક ફંદામાં, દિવાના ને વળી ડાહ્યા,
ઘણા મંદવાડની તું મા, હવે તો હિંદમાંથી જા. અરે૦ ૫
કર્યું તેં ખૂનનું પાણી, કરી નિર્બળ અતિ કાયા,
અમારા હાડને કાં ખા? હવે તો હિંદમાંથી જા. અરે૦ ૬

## પદ ૩૨૦–ચ્હા દેવી પ્રત્યે પ્રાર્થના અષ્ટક.

[ રાગ વસંત તિલીકા વૃત ]

ચ્હા ચ્હા તને જગતમાં સહુએ સ્વિકારે,
આબાલ વૃદ્ધ સહુના મુખમાં પધારે,
માગે તને મુનિવરો તજતાં પથારી,
તુભ્યો નમો ભગવતી ચિનની કુમારી. ૧
ખાધા વિના નિભવશે મલશે જ કાલે,
ત્હારા વિના વ્યસનીને ઘડીયે ન ચાલે,
માગ્યા વિના મલી જતી નહિ ટેકવાલી. તુભ્યો૦ ૨

ચોટે દરેક ચકલે ઘરમા ઉકાળી,
જ્યા ત્યા તુંને નિરખતો જનની સવારી,
મ્હેમાનમા મિજલસે ઝટ તું જનારી તુજ્યો૦ ૩
અસ્પર્શ રોગી સહુ હોટેલમા ભરાતા,
પીતા તને બસ બધા સરખા ગણાતા,
એઠું જુઠું આભડછેટ ભૂલાવનારી તુજ્યો૦ ૪
અતિથ્યમા પણ ઘુમી જમવું ભૂલાવ્યુ,
સત્કારમા દઈ તુને જુજમા પતાવ્યુ,
કંજુસ લોભી જનનુ હિત ઇચ્છનારી તુજ્યો૦ ૫
પીતા તને તરસને ભુખ ભાગી જાય,
નિદ્રા અને રૂધિરનો પણ નાશ થાય,
સુકાય દેહ દરરોજ વધે બીમારી તુજ્ય૦ ૬
નૈવેદ્યમા બસ તમે દુધ ખાડ માગો,
ના પાલવે હવે ઝટ અમ દેશ ત્યાગો,
ઘી દુધ શાકર તણી કરી મોઘવારી તુજ્ય૦ ૭
આ પ્રાર્થનાષ્ટક સૂણી ઉરમા ઉતારો,
દેવી હવે કરી દયા પિયરે પધારો,
આવી અહિં તુમે કરી સહુની ખુવારી તુજ્ય૦ ૮

## પદ ૩૨૧–ચા વિષે ચેતવણી.

[ માને છે માઈ માર રે જાગીને જોને—એ રાગ ]

હવે તો ચેતો સજ્જનો, ચૌફેર ચાએ ઘર ઘાલ્યું,
તેજ હિંદનું ટાળ્યું રે, ચૌફેર ચાએ ઘર ઘાલ્યું એ ટેક
મીજબાનીમા પહેલો ચાનો પ્યાલો પીરસે, તે વિણુ વૃથા ગણુશેરે. ચૌ૦ ૧
હાટે ઘાટે ને વાટે, ચા હોટલ મંડાણી, પીયે ધગધગતા પાણીરે ચૌ૦ ૨

અઢારે વર્ણો આવી, ચા હોટલમાં પેઠા, પીએ બધાનાં એઠાંરે. ચો૦૩
શ્રીમંત ભિક્ષુકને ભંગી,સઘળા ચાને ચાહે,ચાલ્યાસંકટ રાહેરે. ચો૦૪
ચા તન લોહી તપાવે,જઠરાનું બળજ જાવે,રોગશરીરમાંથાવેરે.ચો૦૫
પથારીથી પહેલાં ઉઠી,ચાની બૂમજ મારે,પ્રભુસ્મરણને વિસારેરે.ચો૦૬
હૂતાશન પ્રગટાવી, સંચો ચાનો ફૂંકે, શરીર રક્ષાને ચૂકેરે. ચો૦૭
ચાથી દમડા બચાવી,દીન સંકટ જે હરશે,તેઆત્મઉન્નતિ કરશેરે.ચો૦૮
**આંબાજી**નીશિક્ષા,આધ્યાનવિષેજે ધરશે,દુઃખસાગરનેતેતરશેરે.ચો૦૯

## પદ ૩૨૨–પડસુદીના જીવોનો પોકાર.

[ પુનમચાંદની ખીલી પુરી અહિંરે–એ રાગ ]

દયાળુ પડસુદી જીવનો પોકાર સૂણો તમેરે,
જાણી તેહની માંય ઘણો અમારો વાસ,
સૂણો પડસુદીના જીવ તણો પોકાર આરે. ટેક.
સાખી:—દુઃખીઆ પ્રાણી તો અમે, જીવ ઉગારણ કાજ,
જઈને આટામાં વસ્યાં, સુખ સ્થળ જાણીં આજ.
ચાલ:—ધરીઓ રંગ અમે આટાના જેહવો તેહથીરે,
કોઇની નજરે નાવે કર્યોજ તેમ નિવાસ. સૂ૦ ૧
સાખી:—દશ વીસ દિનના લોટમાં, અમે ઉપજીએ ત્યાંય,
તો એ કેટલા દિનનો એમાં અમે શું નાંય.
ચાલ:—વસ્ત્રજ આંકની ચારણીથીજ કદી ચાળો તમેરે,
તો પણ તેના છિદ્રે નિકળીએ જીવતાજ. સૂ૦ ૨
સાખી:—હોય પરીક્ષા અમતણી, કરવા જો મન ખાંત,
કાંસાના વાસણ થકી, સમ આટોજ કરાત.
ચાલ:—તેમાં ખાંડ તમે ભભરાવી, થોડી વારમાંરે,
જો જો જ્ઞાતિ અમારી, કેટલી આવે ત્યાંય. સૂ૦ ૩

ચોટે દરેક ચકલે ઘરમા ઉકાળી,
જ્યા ત્યા તુને નિરખતો જનની સવારી,
મ્હેમાનમા મિજલસે ઝટ તું જનારી તુજ્યો૦ ૩
અસ્પર્શ રોગી સહુ હોટેલમા ભરાતા,
પીતા તને બસ બધા સરખા ગણાતા,
એઠું જુઠું આભડછેટ ભૂલાવનારી તુજ્યો૦ ૪
અતિથ્યમા પણ ઘુમી જમણ ભૂલાવ્યુ,
સત્કારમા દઈ તુને જુજમા પતાવ્યુ,
કન્જુસ લોભી જનનુ હિત ઇચ્છનારી તુજ્યો૦ ૫
પીતા તને તરસને ભૂખ ભાગી જાય,
નિદ્રા અને રૂધિરનો પણ નાશ થાય,
સુકાય દેહ દરરોજ વધે બીમારી તુજ્ય૦ ૬
નૈવેદ્યમા બસ તમે દૂધ ખાંડ માગો,
ના પાલવે હવે ઝટ અમ દેશ ત્યાગો,
ઘી દુધ શાકર તણી કરી મોઘવારી તુજ્ય૦ ૭
આ પ્રાર્થનાષ્ટક સૂણી ઉરમા ઉતારો,
દેવી હવે કરી દયા પિયરે પધારો,
આવી અહિં તુમે કરી સહુની ખુવારી તુજ્ય૦ ૮

## પદ ૩૨૧—ચા વિષે ચેતવણી.

[ માને છે મારૂ મારૂ રે જાગીને જોને—એ રાગ ]

હવે તો ચેતો સજ્જનો, ચૌફેર ચાએ ઘર ઘાલ્યું,
તેજ હિંદનું ટાળ્યું રે, ચૌફેર ચાએ ઘર ઘાલ્યું એ ટેક
મીજબાનીમા પહેલો ચાનો પ્યાલો પીરસે,તે વિણ વૃથા ગણશેરે. ચૌ૦ ૧
હાટે ઘાટે ને વાટે,ચા હોટલ મંડાણી,પીયે ધગધગતા પાણીરે ચૌ૦ ૨

## પદ ૩૨૩-નિંદા નહિ કરવા વિષે.

[ રસીયા આવજોરે રાતે-એ રાગ ]

નિંદા કરતીરે નારી, પૂરી પાતકની અધિકારી. નિંદા કરતી. ૧
અવગુણ આવેરે અંગે, શિખ્યા વણ તે વાત પ્રસંગે. નિંદા. ૨
શત્રુ સર્વેરે થાશે, નિંદાખોર નફટ કહેવાશે. નિંદા. ૩
શોધક બુદ્ધિરે સારી, પણ નિંદાની ટેવ નઠારી. નિંદા. ૪
બગડે બાળકરે બાળા, પ્રગટે વેર ઝેરની જ્વાળા. નિંદા. ૫
મેલ પરાયોરે ધોવે, તે તો કુળ શીળ સઘળું ખોવે. નિંદા. ૬
વાતે વાએરે વ્હાણું, વણશે ટાણું તેમજ નાણું. નિંદા. ૭
ચર્ચા કરશેરે ચાડી, તે તો દુઃખમાં રડશે દાડી. નિંદા. ૮
વદવા દીધીરે વાણી, જગકર્તાએ કરૂણા આણી. નિંદા. ૯
ભૂંડું મુખથીરે ભાંખે, તે તો તોલ પોતાનો દાખે. નિંદા.૧૦
નિંદિત ટેવોરે મૂકો, **કાન** ચતુર થઇને કાં ચુકો ? નિંદા.૧૧

[ કર્તા-કાનજી ધર્મસિંહ. ]

## પદ ૩૨૪-પુરૂષાકૃતિ લોકાકાશનો ગરબો.

[ મારો વ્હાલો વગાડે છે વાંસળીરે-એ રાગ ]

તારૂં નામ લોકાકાશ જાણીયેરે, તારી વાતો કરે વીત રાગ. તારૂં૦
તું તો ઉચ્ચપણે ચૌદ રાજનોરે,તારે માથે બિરાજે સિદ્ધરાજ.તારૂં૦૧
પગ ઠામે પહોળો સાત રાજનોરે,ઘટી કેડે થયો એક રાજ.તારૂં૦
તારો પેટે વિસ્તાર પાંચ રાજનોરે,તારૂં માથું નાનું એક રાજ.તારૂં૦૨
પગ ઠામે પડયા સાત નારકીરે,તારી નાભિએ ત્રિચ્છો લોક. તારૂં૦
તેમાં મનુષ્ય તિર્યંચને દેવતારે, દ્વિપ દરિઆના થોકેથોક. તારૂં૦૩
તારે પેટે પડયા બાર દેવતારે, તારે ગળે ગ્રૈવેયક હાર. તારૂં૦
ભાલે પાંચ રતનીઓ ચાંદલોરે,તેના તેજ તણો નહિ પાર. તારૂં૦૪

સાખી —કોટી ગમે અમ જોઇને, કરજો લક્ષ તમેજ,
અભક્ષ માસ સમાનથી, મુખ ગોઝારૂ એજ
ચાલ —શીરોપુરી છવડાનો કે તે આટા તણોરે,
થાશે તેથી બુદ્ધિ નષ્ટ તમારી ભાઇ સૂ૦ ૪
સાખી —અમે જાણ્યું સુખ પામીશુ, પેસી આટામાય,
પાપીડે અમ પ્રાણને નાખ્યા પાવક માય
ચાલ.—તીહા તરફડી પ્રાણ, હમારા પરલોકે જતારે,
અમ મડદાનું ભક્ષણ, કરેજ પાપી જન. સૂ૦ ૫
સાખી —મહેનત વિણુ સસ્તુ મળે, ઉજ્જવળ ભપકા કાજ,
યશ લેવા અમને હણે, અરે અધર્મી આજ
ચાલ —કઠણ શીલાના જેવા હૃદય તસ કેવા હસેરે,
દુખીઆ જીવને દેખી, ધ્યાન ઉરમા ન આય. સૂ૦ ૬
સાખી —દયા ધર્મી પણ અમ તણા, કરે પ્રાણ સહાર,
હવે અમારે કયા જવુ, કરવા પ્રાણ ઉગાર
ચાલ —જ્યાથી બ્હાર ત્યાથી, ધાડ કદી જો આવશેરે,
તેનો કહોજ ભેરૂ, કોણ જગમા થાનાર સૂ૦ ૭
સાખી —દયા પોકારો સુખ થકી, નહિ દયાનું ભાન,
કયાથી સુખ સપત્તિ મળે, હણ્યે અમારા પ્રાણ.
ચાલ —અમને હણતા પ્રાણી થશો, અમારા જેહવારે,
વળી દુખજ તિહા, પામશો અપરપાર સૂ૦ ૮
સાખી —હવે વધારે શું કહું, જો સુખની હોય ચ્હાય,
પોકાર સૂણી અમ તણો, ધરો દયા ઉરમાય.
ચાલ —આ વકીલ હમારો **ગિરધર** ઋષિ ઉચ્ચરેરે,
ઓગણીસે મુળ નિદ્ધિ, સુખઈ રહી ચોમસ સૂ૦ ૯

## પદ ૩૨૩-નિંદા નહિ કરવા વિષે.

[ રસીયા આવજોરે રાતે-એ રાગ ]

નિંદા કરતીરે નારી, પૂરી પાતકની અધિકારી. નિંદા કરતી. ૧
અવગુણ આવેરે અંગે, શિખ્યા વણુ તે વાત પ્રસંગે. નિંદા. ૨
શત્રુ સર્વેરે થાશે, નિંદાખોર નફ્ફટ કહેવાશે. નિંદા. ૩
શોધક બુદ્ધિરે સારી, પણ નિંદાની ટેવ નઠારી. નિંદા. ૪
બગડે બાળકરે બાળા, પ્રગટે વેર ઝેરની જ્વાળા. નિંદા. ૫
મેલ પરાયોરે ધોવે, તે તો કુળ શીળ સઘળું ખોવે. નિંદા. ૬
વાતે વાએરે વ્હાણું, વણશે ટાણું તેમજ નાણું. નિંદા. ૭
ચર્ચા કરશેરે ચાડી, તે તો દુઃખમાં રડશે દાડી. નિંદા. ૮
વદવા દીધીરે વાણી, જગકર્તાએ કરુણા આણી. નિંદા. ૯
ભૂંડું મુખથીરે ભાંખે, તે તો તોલ પોતાનો દાખે. નિંદા.૧૦
નિંદિત ટેવોરે મૂકો, **કાન** ચતુર થઇને કાં ચુકો ? નિંદા.૧૧

[ કર્તા-કાનજી ધર્મસિંહ. ]

## પદ ૩૨૪-પુરૂષાકૃતિ લોકાકાશનો ગરબો.

[ મારો વ્હાલો વગાડે છે વાંસળીરે-એ રાગ ]

તારૂં નામ લોકાકાશ જાણીયેરે, તારી વાતો કરે વીત રાગ. તારૂં૦
તું તો ઉચ્ચપણે ચૌદ રાજનોરે,તારે માથે બિરાજે સિદ્ધરાજ.તારૂં૦૧
પગ ઠામે પહોળો સાત રાજનોરે,ઘટી કેડે થયો એક રાજ.તારૂં૦
તારો પેટે વિસ્તાર પાંચ રાજનોરે,તારૂં માથું નાનું એક રાજ.તારૂં૦૨
પગ ઠામે પડ્યા સાત નારકીરે,તારી નાભિએ ત્રિચ્છો લોક. તારૂં૦
તેમાં મનુષ્ય તિર્યંચને દેવતારે, દ્વિપ દરિઆના થોકેથોક. તારૂં૦૩
તારે પેટે પડ્યા બાર દેવતારે, તારે ગળે ગ્રૈવેયક હાર. તારૂં૦
ભાલે પાંચ રતનીઆ ચાંદલોરે,તેના તેજ તણો નહિ પાર. તારૂં૦૪

ત્રસ નાડીની શેરી સાંકડીરે, ત્રસ જીવ તણો આધાર તારૂં૦
એ તો ઉંચી વધી ચૌદ રાજમારે,એક રાજ તણો વિસ્તાર.તારૂ
તારો ઘાટ ઘડયો ષટ દ્રવ્યથીરે, તારો કોઈ નથી કરનાર તારૂ૦
કહે ચંદ્ર જિનેંદ્રને સેવતાંરે, એવા લોકનો પામીયે પાર તારૂ૦

## પદ ૩૨૫–કર્મથી કંટાળેલા આત્માના ઉદ્ગારો.

[ ટોપીવાળાના ટોળા ઉતર્યા—એ રાગ ]

કેમ લાગ્યાં છે મારે કેડલે, એ ટેક
રખડાવી મારે છે ચાર ગતિને ચોગાનરે જિનરાજ દેવ! કર્મ૦ ૧
જ્ઞાનાવર્ણીએ જ્ઞાન રોકીયું,
જેમ આખે બાંધેલા પાટાનું નિશાનરે જિનરાજ દેવ! કર્મ૦ ૨
દર્શના વર્ણી દર્શન ગુણને,
રોકે રાજ પોળીઓ જેમ કરીને નાકાગરે જિનરાજ દેવ! કર્મ૦ ૩
વેદનીકર્મ કરે છે વેદના,
જેમ મધ અફેણે ખરડેલ તલવાર રે જિનરાજ દેવ! કર્મ૦ ૪
આઠે કર્મોમા મોટું મોહની,
મુઝવી મારે મદીગના પાનની મમાનરે જિનરાજ દેવ! કર્મ૦ ૫
આયુષ્ય કર્મે બાંધ્યો છે મુજને,
હેડમા પડયો હોય જેમ કેદી હેરાનરે જિનરાજ દેવ! કર્મ૦ ૬
નામ કર્મે નાના પ્રકારની,
દેહાકૃતિ પામુ જેમ ચિત્રનો કરનારરે જિનરાજ દેવ! કર્મ૦ ૭
ગોત્ર કર્મે પામું છું હું પ્રભુ,
ઉંચાનીચા જાતિ આદિ આઠે પ્રકારરે જિનરાજ દેવ! કર્મ૦ ૮
દાનાદિ લબ્ધિ પાચ માહેરી,
અંતરાય કર્મે રોકી રાખી છે દિનરાતરે જિનરાજ દેવ! કર્મ૦ ૯

આઠે કર્મે ઘેરાયો હું પ્રભુ,
થઈ બેઠો છું રાજા છતાં રાંકડાની જાતરે જિનરાજ દેવ! કર્મ૦૧૦
પ્રગટે અનંત બલ એટલું,
**શ્યામમુનિ** માગે દયાળુ પ્રભુ દેવરે જિનરાજ દેવ! કર્મ૦૧૧
આઠે કર્મોને અલગાં કરી,
આવી આપ ચરણોમાં વસુ નિત્યમેવ વરે જિનરાજ દેવ! કર્મ૦૧૨

# ૩૦-કન્યાવિક્રય નિષેધ વિષે.

## પદ ૩૨૬

## બુઢ્ઢાને આપેલી બાલાના સળગતા અંતરના ઉદ્ગારો.

[ હરિભજન વિના, દુઃખ દરીયા સંસારનો-એ રાગ ]

રે દુષ્ટ પિતા! દીકરી વેચી ધનાઢ્ય થવું તુજ ધ્યાનમાં,
દઈ ડોસાને, રંડાપો આપ્યો તેં કન્યાદાનમાં. ટેક.
તને રૂંવે રૂંવે કીડા પડશે, તારી છાતી પર જમડા ચઢશે,
ધગધગતા ખીલા ધાબડશે. રે દુષ્ટ૦ ૧
તુજ ગાત્ર ગલત કોઢે ગળશે, ઘરમાંથી ખાવાનું ટળશે,
વાવેલા વિષ વૃક્ષો ફળશે. રે દુષ્ટ૦ ૨
કોઈ ભક્ષ ભલું ન મળ્યું તું સૂણે, જેથી ઘરમાં ખાતર દીધું ખૂણે,
તુંને સાંભળ આખી દુનિયા દૂણે. રે દુષ્ટ૦ ૩
તારા હાથ પગો પડ્યાજ ભાંગી, જેથી ઝટ કમાણી આ જાગી,
લે પાપી હવે મૃત્યુ માગી. રે દુષ્ટ૦ ૪
તેં અંતકાળનો લાહુ લીધો, કળિયુગમાં કાળો કેર કીધો,
બાપલીઆ તું જરીયે ન બીધો. રે દુષ્ટ૦ ૫
જો તારૂં પશ્ચાતાપ તણું, ઉરદ્વાર ઉઘડશે એક ક્ષણું,
તો પામીશ પંડે દુઃખ ઘણું. રે દુષ્ટ૦ ૬

એ બુઠ્ઠો લાકડી હાથ ગ્રહે, થોડું ચાલે ત્યાં થાક લહે,
જો ત્રાહિ ત્રાહિ જોનાર કહે રે દુષ્ટ૦
એ સાથે કન્યા ચોરી ચડી, જોવાજ મળ્યા જન તેજ ઘડી,
તારી છાતી ફાટી ન કેમ પડી. રે દુષ્ટ૦
વજ્રથી વિશેષ કઠોર દીસે, ખૂની ઘાતકી નિર્દય અતિશે,
છાંટો ન રહેમનો હૃદય વિષે રે દુષ્ટ૦ ૯
આ હરામી પૈસો નહિ રહેશે, છોકરી છાજીયા નિત્ય લેશે,
નખ્ખોદ જશે શ્રાપો દેશે. રે દુષ્ટ૦૧૦
વિષ પાયું હતું ગળથુથીમાં, કેમ નહિ મરી ગઈ તે શીળીમાં,
પણ આ તો સંકટની સીમા. રે દુષ્ટ૦૧૧
મીંઢોળ મડા સાથે બાંધ્યું, શબનો સબંધ અરે સાધ્યો,
તે પાપ પાક રાતે રાંધ્યો રે દુષ્ટ૦૧૨
એ અંધ આરસી શું કરશે, એ રોઈ રોઈ અંતે મરશે,
કાં વાવ કુવામાં જઈ પડશે. રે દુષ્ટ૦૧૩
એની શાસ્ત્ર વિષે પાડી છે ના, જન સુજ્ઞો સાક્ષી છે જેના,
આપું ન પુરાવા આંધેના રે દુષ્ટ૦૧૪
બોલે નહિ મહાજન કાંઈ મુખે, ફાવે છે જન ચંડાળ સુખે,
દેખી વલ્લભનું દીલ દુખે. રે દુષ્ટ૦૧૫
[ કર્તા—વલ્લભદાસ મહુવાબંદર ]

## પદ ૩૨૭–કજોડા વિષે.

[ રાગ છાજીયાનો ]

જન જુઓ જગતના સહુ, ઘેલો લાડડા રે, પરણે બુઠ્ઠો થઈને વહુ ઘેલો.
પરણે પરણે ચોથી વાર, ઘે૦ લાવી મનમાં પૂરણ પ્યાર ઘે૦ ૧

એને મુખડે ન મળે દાંત, ઘેલો૦ વળી કહું છું બીજી વાત, ઘે૦
જેને વરસ થયા ત્રણ વીસ, ઘેલો૦ જેનું ડગમગ થાયે શિશ. ઘે૦ ૨

બોબડાં મુખે બોલે બોલ, ઘેલો૦ પડે પોણી ખાંડી તોલ, ઘે૦
થયેલા બ્હેરા બન્ને કાન, ઘેલો૦ ભૂલી ગયો છે સર્વે ભાન. ઘે૦ ૩

બુઢ્ઢે નાની નારી પરણી, ઘેલો૦ ગર્ધવ સાથે જોડી હરણી, ઘે૦
હાય હાય કયા જન્મની કરણી,ઘેલો૦ કેમ ન ફાટે આતે ધરણી.ઘે૦ ૪

પરણ્યાં કરતાં નાનો બાપ, ઘેલો૦ આતે કયા જન્મનાં પાપ, ઘે૦
પરણાવા જન થયાં શું ભેળા ? ઘેલો૦ જેને છાજીઆની વેળા. ઘે૦ ૫

એના ગાવાં રૂડાં ગીત, ઘેલો૦ સહુને કેમ ગમે છે ચિત્ત ? ઘે૦
ચાલે લાકડીએ એ રોજ, ઘેલો૦ કરશે એમાં એ શું મોજ. ઘે૦ ૬

પીટયા સમજ્યા નહિ માબાપ,ઘેલો૦ જોઈને સાઠ વરસનું પાપ, ઘે૦
એનું નાણે મોહ્યું મન, ઘેલો૦ દીકરી મુકી મોટે વન. ઘે૦ ૭

હવે નાશીને ક્યાં જાઉં, ઘેલો૦ બાંધી દોરડીએ લટકાઉં, ઘે૦
એતો બાલ રંડાપો દેશે, ઘેલો૦ આવા પાપીને કોણુ કે'શે ? ઘે૦ ૮

## પદ ૩૨૮

## બુઢાને આપેલી બાલાના સળગતા અંતરના ઉદ્દગારો.

[ હરિભજન વિના, દુઃખ દરીયા સંસાર—એ રાગ ]

ઓ પાપી પિતા ! મુજને વેચી માયા મૂરખ લીધી,
દુઃખમાં બળવા, દાંત વિનાના, વૃદ્ધ પતિને દીધી. ઓ પાપી.
તેં તો કસાઇનું કામજ કીધું, લુંટી મુજ પતિનું ધન લીધું,
અમૃત મૂકી વિષપાન પીધું. ઓ પાપી. ૧
પતિ જીવતા રંડાપો જાણુ, તેં તો દીધું કન્યાને દાન,
તુંને ખાવા ન મળજો ધાન. ઓ પાપી. ૨

એ બુઢ્ઢો લાકડી હાથ ગ્રહે, થોડુ ચાલે ત્યા થાક લહે,
જો ત્રાહિ ત્રાહિ જોનાર કહે રે દુષ્ટ૦ ૭
એ સાથે કન્યા ચોરી ચડી, જોવાજ મળ્યા જન તેજ ઘડી,
તારી છાતી ફાટી ન કેમ પડી. રે દુષ્ટ૦ ૮
વજ્રથી વિશેષ કઠોર દીસે, ખૂની ઘાતકી નિર્દય અતિશે,
છાટો ન રહેમનો હૃદય વિષે રે દુષ્ટ૦ ૯
આ હરામી પૈસો નહિ રહેશે, છોકરી છાજીયા નિત્ય લેશે,
નખ્ખોદ જશે શ્રાપો દેશે રે દુષ્ટ૦૧૦
વિષ પાવુ હતુ ગળથુથીમા, કેમ નહિ મરી ગઈ તે શીશીમા,
પણ આ તો સકટની સીમા. રે દુષ્ટ૦૧૧
મીંઢોળ મડા સાથે બાધ્યું, શબનો સબધ અરે સાધ્યો,
તે પાપ પાક રાતે રાધ્યો રે દુષ્ટ૦૧૨
એ અધ આરસી શું કરશે, એ રોઈ રોઈ અંતે મરશે,
કા વાવ કુવામા જઈ પડશે. રે દુષ્ટ૦૧૩
એની શાસ્ત્ર વિષે પાડી છે ના, જન સુણો સાક્ષી છે જેના,
આપુ ન પુરાવા આધેના રે દુષ્ટ૦૧૪
બોલે નહિ મહાજન કાઇ મુખે, ફાવે છે જન ચડાળ સુખે,
દેખી **વલ્લભનું** દીલ દુખે. રે દુષ્ટ૦૧૫

[ કર્તા—વલ્લભદાસ મહુવાકર ]

## પદ ૩૨૭–કજોડા વિષે.

[ રાગ છાજીયાનો ]

જન જુઓ જગતના સહુ, ઘેલો લાડડારે,પરણે બુઢ્ઢો થઇને વહુ ઘેલો.
પરણે પરણે ચોથી વાર, ઘે૦ લાવી મનમા પૂરણ પ્યાર. ઘે૦ ૧

એને મુખડે ન મળે દાંત, ઘેલો૦ વળી કહું છું બીજી વાત, ઘે૦
જેને વરસ થયા ત્રણ વીસ, ઘેલો૦ જેનું ડગમગ થાયે શિશ. ઘે૦ ૨
બોખડાં મુખે બોલે બોલ, ઘેલો૦ પડે પોણી ખાંડી તોલ, ઘે૦
થયેલા બ્હેરા બન્ને કાન, ઘેલો૦ ભૂલી ગયો છે સર્વે ભાન. ઘે૦ ૩
બુઢ્ઢે નાની નારી પરણી, ઘેલો૦ ગર્ધવ સાથે જોડી હરણી, ઘે૦
હાય હાય કયા જન્મની કરણી,ઘેલો૦ કેમ ન ફાટે આતે ધરણી.ઘે૦ ૪
પરણ્યાં કરતાં નાનો બાપ, ઘેલો૦ આતે કયા જન્મનાં પાપ, ઘે૦
પરણાવા જન થયાં શું ભેળા? ઘેલો૦ જેને છાજીઆની વેળા. ઘે૦ ૫
એના ગાવાં રૂડાં ગીત, ઘેલો૦ સહુને કેમ ગમે છે ચિત્ત? ઘે૦
ચાલે લાકડીએ એ રોજ, ઘેલો૦ કરશે એમાં એ શું મોજ. ઘે૦ ૬
પીટયા સમજ્યા નહિ માબાપ,ઘેલો૦ જોઈને સાઠ વરસનું પાપ, ઘે૦
એનું નાણે મોહ્યું મન, ઘેલો૦ દીકરી મુકી મોટે વન. ઘે૦ ૭
હવે નાશીને કયાં જાઉં, ઘેલો૦ બાંધી દોરડીએ લટકાઉં, ઘે૦
એતો બાલ રંડાપો દેશે, ઘેલો૦ આવા પાપીને કોણ કે'શે? ઘે૦ ૮

## પદ ૩૨૮

## બુઢાને આપેલી બાલાના સળગતા અંતરના ઉદ્ગારો.

[ હરિભજન વિના, દુઃખ દરીયા સંસાર—એ રાગ ]

ઓ પાપી પિતા! મુજને વેચી માયા મૂરખ લીધી,
દુઃખમાં બળવા, દાંત વિનાના, વૃદ્ધ પતિને દીધી. ઓ પાપી.
તેં તો કસાઇનું કામજ કીધું, લુંટી મુજ પતિનું ધન લીધું,
અમૃત મૂકી વિષપાન પીધું. ઓ પાપી. ૧
પતિ જીવતા રંડાપો જાણ, તેં તો દીધું કન્યાને દાન,
તુંને ખાવા ન મળજો ધાન. ઓ પાપી. ૨

તારી કાયામા કીડા પડજો, તારૂ શરીર સઘળુ તે સડજો,
ચોપેથી જમ છાતી ચડજો એ પાપી ૩
તારા હાથ પગ જાજો તૂટી, તારી આવરદા કેમ નવ ખૂટી,
તે લીધી કન્યાને લૂટી એ પાપી ૪
પારકુ વાસીદુ ને પાણી, જીવ જાય છે ઘટી તાણી,
એ વાત હૈયામા નવ આણી એ પાપી ૫
જ્યારે જગત સુખ સામુ જોઉં,ત્યારે રાત દિવસ હુતો રોઉં,
ખટકમા જીવતર આ ખોઉં એ પાપી ૬
મુજ બ ધવો ભવનું દુ ખ ભાગી, થઇ હોગી કહે મને દીવાગી,
મરવુ પડશે પેટ ખાઈ પાગી એ પાપી ૭

પદ ૩૨૯

## બુઢ્ઢાને અપાતી બાલાની પિતા પ્રત્યે હિતશિખામણ.

[ હરિભજન વિના, દુ ખ દરીયા સસાર-એ રાગ ]

એ ધર્મી બાપ! દીકરીઓના, દુ ખડા દીલમા ધારજો,
કન્યાવિક્રય પાપ પથને, પે'લાથી નિવારજો. ટેક
તમે ધર્મ નીતિ ધ્યાને ધરજો, કન્યા સુખરીતિ આદરજો,
એ સ્વર્ગપુરી સુખે વરજો. એ ધર્મી ૧
કન્યાધન જો કદી હાથ જડે, કાળો તો ડાઘ કપાળ પડે,
તેને અડતા આલડ છેટ નડે એ ધર્મી ૨
કુલવત અકર્મિને જોશો, કીર્તિના લોભે લોભાશો,
તો પોક મૂકી અતે રોશો. એ ધર્મી ૩
વર કન્યા જોડીને વરજો, શુભ શાસ્ત્ર વિધિને આચરજો,
વગી ખર્ચ વરા ઘર જોઈ કરજો એ ધર્મી ૪

શુભ લક્ષણ રૂપ વચને ગુણે, વિદ્વાન વડો જગમાંહી સૂણે,
અણઘટતાં કર્મ કરે ન ખુણે. ઓ ધર્મી. ૫
વર એવાને કન્યા દેવી, શુભ આબરૂ આ જગમાં લેવી,
એમ શાખ પુરે બુદ્ધિ દેવી. ઓ ધર્મી. ૬
દીકરી જો સુખણી રે'શે, બહુ આશીષ દીલમાંથી દેશે,
સુખ સંપત્ત સંપે ઠરી કે'શે. ઓ ધર્મી. ૭
ધંધામાં બરકત ભોગવશો, બહુ પુત્ર તણાં સુખ ભોગવશો,
વળી કીર્તિ કોટ અવિચળ કરશો. ઓ ધર્મી. ૮
**કૃપાશંકરની** અરજી સૂણજો, કન્યા હિત માટે કરી ગણજો,
વળી ભૂલ ચૂક માફી કરજો. ઓ ધર્મી. ૯

## પદ ૩૩૦–કન્યાવિક્રય નિષેધ વિષે.

[ વાટ જોવે છે મીરાં રાંકડી ઊભી ઊભી—એ રાગ ]

વ્હાલા વીર પુત્રો કહું વાતડી,
કહેતા મારી હાય ! ચીરાય છે છાતડી. ટેક.
લાડો બનવાનો દાદો, દીલમાં રાખે ઇરાદો,
ભલે કર લીધી હોય લાકડી. કે'તા. ૧
ડોસો વર દીપે કેવો, વી'વા તે વરસી જેવો,
વાહન તે વરનું જોવો ઠાઠડી. કે'તા. ૨
બોખે બત્રીસી પહેરી, લાડીને લાવ્યો લ્હેરી,
મુંછો રંગી મખમલની મોજડી. કે'તા. ૩
જાણે જુવાની આવી, જાણે ન આવે નહિ લાવી,
અક્કડ થઈ અલગી કરી લાકડી. કે'તા. ૪
ઝડપ્યો ન જ્યાંસુધી કાલે, ચતુર થઈ ચટપટ ચાલે,
ડોસો પહોળો ને શેરી સાંકડી. કે'તા. ૫

માબાપમાં પાપ પેઠું, હરખે તે જોવે ન હેઠું,
જુલમી થઇ જોતા નથી જાતડી. કે'તા.
દીકરી જો આવે ગાઝી, મલકાતી મનમાં માજી,
ભૂખ ભાંગી પ્હેરૂં બીજ સાંકળી. કે'તા.
કન્યા કરીઆણું થાતી, હવે ન છાની વેચાતી,
દેખાડે સૌને માંડી હાટડી. કે'તા.
દીકરી તે બકરી ઘેનું, જોર જરા નહિ જેનું,
ઝુરી ઝુરી કાઢે દિન રાતડી. કે'તા.
બાર વરસોની બાળા, ઓઢણાં ઓઢે છે કાળા,
રીબી રીબીને મરે રાંકડી. કે'તા. ૧૦
અનીતિનું અન્ન ઉદરમાં, સુમતિ ન મળે સુનરમાં,
વલ્લભ જોવે રણુ વીરની વાટડી. કે'તા. ૧૧

[ કર્તા-વલ્લભજી ધર્મસિંહ પુંજાણી. ગોંડલ ]

## પદ ૩૩૧–કજોડાંથી દગ્ધ થયેલ બાળાએ પોતાની સખી આગળ કાઢેલા ઉદ્ગારો.

[ ઓધવજી સંદેશો—એ રાગ ]

સાંભળ સજની ! મારા દુઃખની વાતડી,
બોલી બતાવું અંતરના ઉદ્ગારજો,
તુજથી પણુ અધિક અન્યાય મને મળ્યો,
સાંભળી કરજે શાંત મને સુવિચારજો. સાંભળ૦ ૧
વિશ્વ વિષે જેમ વસ્તુઓ વેચાય છે,
લક્ષ્મી લઈ તેમ મારૂં કર્યું વેચાણજો,
હોણીને મન લેશ દયા ઉપજી નહિ,
વિધિએ એવાં લખ્યાં હશે શું ! લખાણજો. સાંભળ૦ ૨

દુષ્ટ પિતા મને આવા દુઃખમાં દાબશે,
લક્ષ હતું નહિ સખી ! મુજ એ લવલેશજો,
સુખમય મારો ગૃહસ્થાશ્રમ સળગાવશે,
અંધ પિતાનો એ સમજી ન ઉદ્દેશજો. સાંભળ૦ ૩
ગોઝારી હું ગર્ભ વિષે જ ગળી નહિ,
ગળથુંથીમાં ઘોળી ન પાયું ઝેરજો,
મોટી કરી આ ભૂંડા હાલે મારવા,
માત પિતાએ કીધો કાળો કેરજો. સાંભળ૦ ૪
મનોરથના રચ્યા હતા મેં માંડવા,
ઈમારતો અંતરમાં રચી અપારજો,
સ્વારથીયાં માબાપો તે સમજ્યાં નહિ,
મારા સ્વારથનો કરીયો સંહારજો. સાંભળ૦ ૫
ધનના કારણ મારૂં જીવન ધખાવીયું,
અવર જડયો નહિ જગમાં એક ઉપાયજો,
દુષ્ટ પિતાને પાને જે કન્યા પડી,
તે અબળાઓ રાંક બીચારી રીબાયજો. સાંભળ૦ ૬
સગપણની કથની મેં જ્યારે સાંભળી,
હૃદય વિષે રેડાયું તપતું તેલજો,
આનંદ તો અંતર સ્થળથી ઉડી ગયો,
ખરાબ કીધો મારા ભવનો ખેલજો. સાંભળ૦ ૭
પૂર્વ ભવે મેં સુખ કોઈનાં છીનવ્યાં હશે,
એથી પામી અબળાનો અવતારજો,
પાપી પરસ્વાધિનતા નિશદિન પાળવી,
મૂઢ દશામાં ખાવો નિત્યે મારજો. સાંભળ૦ ૮

ઝેરી ધન ઘરનાને ઝેર ચડાવશે,
આ રસ્તે છે પરિણામે પરિતાપજો,
સ્વારથીયા સમજો નહિ કદી સદ્‌બોધથી,
મ્હોટી વળે છે પાછળ તેના પાપજો સાભળ૦ ૯
વોળાવા લૂટી લે જ્યારે વાટમા,
ઘરના ધણી જેમ પાડે ઘરમા ધાડજો,
માતા મારે વિશ્વાસુ નિજ બાળને,
ખોદાણી મુજ માટે એમજ ખાડજો સાભળ૦ ૧૦
કરુણા ધરી કન્યા વિક્રય અટકાવશે,
કરશે કન્યા ઉપર આ ઉપકારજો,
કન્યાની આતરડી આશિષ આપશે,
**સંતશિષ્ય** કરશે મફલિત અવતારજો. સાભળ૦ ૧૧

## ૩૧–ફટાણાં વિષે.

### પદ ૩૩૨–ફટાણાં વિષે.

[ લાવી લાવી લાવીરે મહારાણી ખબર એક લાવી—એ રાગ ]

ગાય છે ગાય છે ગાય છે રે, આજ ગોરી ફટાણા ગાય છે,
વિશ્ટા વિવાહમા ખાય છે રે, આજ ગોરી ફટાણા ગાય છે.
સામસામા સભળાવે ભજનીયા, શોખે સાભળવા જાય છે રે ૧
નામ લઈ લઈને બહુ લલકારે, સાક્ષી મનોમન થાય છે રે ૨
જાણે યૌવનમા પીધો મદિરા, મુખેથી ભૂડુ ભણાય છે રે ૩
મેણા ટોણાનું કામ છે મોટુ, લાખનો કાખનો કેવાય છે રે ૪
ગાળો દઈ કેને ગાઠે બંધાવે, રોકડે રોકડો ન્યાય છે રે ૫
રાગ ઠેકા પર ટીકા ચલાવે, ફાટી નજર ફેરવાય છે રે ૬

વિપ્ર વણીકની રીતિ નથી એ, કોળી નાળીની જણાય છે રે. ૭
સારાં ગીતો શ્રવણે ન સાંભળીએ, વલ્લભ છાતી વિંધાય છે રે. ૮

## પદ ૩૩૩-ફટાણાં વિષે.

[ કેશી સંયરજીનો કંથડો—એ રાગ ]

ગોરી ફટાણાં ગાય છે, રે૦ મરો લાજી ગેમાર,
કીડા ખરે છે કાનથી, રે૦ નથી કરતા વિચાર. ગોરી. ૧
ભખ્ખે કટકા બોલે બધી, રે૦ ભૂંડી ભાખે છે ગાળ,
બુડી મરો નર બાયલા, રે૦ ઝટ પેસો પાતાળ. ગોરી. ૨
આળો ગાળો મુખે કાઢતી, રે૦ એક બીજાની જાય,
ઉઠો ઓઢો શિર ચુંદડી, રે૦ ઉભા ફેવાડા થાય. ગોરી. ૩
મુછ નથી પણ પુંછ છે, રે૦ ગેંગેં ફેંફેં થઈ જાય,
જમતાં જમતાં એ સાંભળી, રે૦ ભૂંડું મોઢું મલકાય. ગોરી. ૪
માતા પિતા ભાઈ ભાળતાં, રે૦ નહિ લાજે લગાર,
બાલા બોલે રજા મેળવી, રે૦ હૈયે હર્ષ અપાર. ગોરી. ૫
ઉત્તમ જાતિ છે આપણી, રે૦ એવું શોભે ન મુખ,
મુખે મર્યાદા ન મૂકવી, રે૦ એમ ભાંગે ન ભૂખ. ગોરી. ૬
મંગળ ગીતો ગવરાવવાં, રે૦ જેથી રીઝે જગદીશ,
વિનતિ વલ્લભદાસની, રે૦ હ્રદે રાખો ન રીસ. ગોરી. ૭

# ૩૨-કુરૂઢિઓ વિષે.

## પદ ૩૩૪-દર્દીના મરણ સમયે શાંતિની જગોએ અશાંતિ ઉપજાવનાર જંગલી હિંદુ કોમ.

[ હરિ ભજન વિના, દુઃખ—એ રાગ ]

ઓ અણુસમજુ ! અધમુવાને કાં મારી પુરો કરો ?
જીવતા જમદુત ! છાતી પર ચડી, ઘાંચો શું કંઠે છરો ? ઓ.

બહુ વૈદ બન્યા ડોસા ડોસી, આવ્યા આડોસી પાડોસી,
સૌ પૂછે ડાચું ખોસી ખોસી. ઓ અણુસમજુ૦ ૧
કોઇ નાડ તપાસે છે જાતે, કોઇ કર પગ પેટ જુએ માથે,
અડીને ટાઢા બોલજ હાથે. ઓ અણુસમજુ૦ ૨
બેઠાં છે શય્યા ને વીંટી, બહુ વાત કરે દીડી અદીડી,
જાણે વાંચે છે જમની ચીડી. ઓ અણુસમજુ૦ ૩
ટાઢક વળી કે કંઇ વાર અરે, એમ અપર પરસ્પર વાત કરે,
શું મરજી જાણે ઝટ મરે. ઓ અણુસમજુ૦ ૪
મૂલ ટક ટક માંદાંને ન ગમે, ચિત્ત બહુ ઘમતળ ભય માંહી ભમે,
ધમણની પેઠે જ્યાં શ્વાસ ધમે. ઓ અણુસમજુ૦ ૫
બે ચાર ઓશીકે ચડી બેઠાં, વળી બે ત્રણ પાંગતમાં પેઠાં,
બાકીના બધા બેઠાં હેઠાં. ઓ અણુસમજુ૦ ૬
કરી રાખી પ્રથમથી તૈયારી, ઘૃત દીપ અને ગંગા વારી,
લીંપી ભોંય કરી ભીની ભારી ઓ અણુસમજુ૦ ૭
ત્રણ ચાર ઉઠયાં જ્યાં થયું ડચકું, પકડયા પગ માથું ગળે ગચકું,
હું ચિત્ર જુગુપ્સાથી અચકું. ઓ અણુસમજુ૦ ૮
પાટલે બેશુદ્ધને બેસારી, હળહળ જળ રેડી દીધું ઠારી,
અરરર સૂણી છુટે કંપારી. ઓ અણુસમજુ૦ ૯
જઇ પછી ઝીંક્યો ભોંય પરે, બહુ ઠંડી ગાર જેવી ઉપરે,
રૂઠી જંગલી હાય કેવું કરે? ઓ અણુસમજુ૦ ૧૦
એની પાંસળીઓ પડખાં દુઃખશે, પીડ સૂળી પરોવ્યા જેવી થશે,
નહિ જતો હોય તોય જીવ જશે. ઓ અણુસમજુ૦ ૧૧
એમ પીડે જીવ જતાં જ સુધી, સહુ શાંતિ વિઘ્ન કરે છેક બધી,
કોણે ક્યાથી સૂઝાવી અવળી બુદ્ધિ? ઓ અણુસમજુ૦ ૧૨
પ્રભુ જાણે થાય ગતિ અગતિ, પણ દેખ્યામાં તો ગજબ અતિ,
આ વલ્લભદાસ વદે વિનતિ. ઓ અણુસમજુ૦ ૧૩

## પદ ૩૩૫-મડદાના બેહાલ વિષે.

[ હરિ ભજન વિના, દુઃખ-એ રાગ ]

જડસા જડભૂત ! મડદાંને જકડી બાંધો કાં જોરથી,
વળી કેડ બાંધી, દોડા દોડ શી માંડી ચારે કોરથી ? ટેક.
નથી ધીંગાણે ધસવું રણમાં, નથી ધાડ પડી ઘેનું ધણમાં,
દેવતા મૂકો દીલ ડહાપણમાં. જડસા. ૧
ઝટ દોડતાં જ્યાં ત્યાં પગ ઘો છો, વળી મન માને તેમ મરડો છો,
ઢોરની પેઠે શબ ઢરડો છો. જડસા. ૨
શીર અર્ધ ઉઘાડું, વસ્ત્ર ઝીણું, વળી ડગ ડગ થાય દરેક ક્ષણું,
સૌ જુએ એજ અપમાન ઘણું. જડસા. ૩
કાઢે જ કેટલા વળી વળીએ, મૂકી મડદું ઝટ ઝોળી તળીએ,
ક્યાંઈ ભાંગી પડી એમ સાંભળીએ. જડસા. ૪
ઉપાડે કરી ટાંગા ટોળી, ઝટપટમાં શબ નાખે ઝોળી,
હા ! કેવી કુટીલ હિંદુ ટોળી. જડસા. ૫
આ ભૂંડાંમાં ભૂંડુંજ અતિ, ઠાઠડીથી પણ એ અધમગતિ,
તોય ન માને કોઈ મૂંઢ મતિ. જડસા. ૬
એમ મરતાનું અપમાન કરે, વ્હાલાં પણ વ્હાલ બંધુ વિસરે,
સમજું નીરખી ન શકે નજરે. જડસા. ૭
નિર્દયતાને મૂર્ખાઇ તણા, એવા અણઘટતા ચાલ ઘણા,
કહે **વલ્લભદાસ** કશી ન મણા. જડસા. ૮

## પદ ૩૩૬-મરનારની પાછળ નહિ રોવા વિષે.

[ ગુરૂગોવિંદને હું નમું વણઝારારે—એ રાગ ]

માનવીઓ ! મરનારને નવ રોશો રે, રોયે લાભ નથી લવલેશ,
ખાલી આંખ ખોશોરે. ટેક.
ધીરજ મનમાંહી ધારજો, નવ૦ હૈયું કુટીને રોતાં હંમેશ. ખા૦ ૧

નરનું ધાર્યું તો નથી થતું, નવ એક ધાર્યું ધણીનું થાય, ખા
સઘળુ તે તો સાંખજે, નવ એનો એકે નથી ઉપાય ખાલી. ૨
જન મળીયાં જથ્થે જેટલાં, નવ નથી સાથે સૌ સોંડમાર, ખાલી
એક આવે ને એક જાવે, નવ નાના મોટાનો નહિ નિરધાર ખાલી ૩
જન્મ્યા તે સહુ મરી જાય છે, નવ નથી એમાં કશીરે નવાઇ,ખાલી
કાળજુ બાળી ન કુટશો, નવ ભોળાં થઇને ન કરશો ભવાઈ ખાલી. ૪
જ્યા જ્યાં ગમે ત્યા તમે જુઓ,નવ.બહુ એવા બનાવ બનેલ,ખાલી
પુત્ર મુવા કઈક પરણીને, નવ ગુણવતા ભણેલ ગણેલ ખાલી ૫
મેલા બાળક એક મામનું,નવ કઈક માતાઓ પામી છે મરણ,ખાલી
તે જોઈ દુ ખ તમે તજો, નવ. સ્મરો ઈશ્વિર અશરણ શરણ.ખાલી ૬
રામ જેવા ગયા રાજવી, નવ ગઈ સીતા સમ સતી નાર, ખાલી.
કુળ ગયું યાદવ તણુ, નવ સ્થિર કોઈ ઠર્યું ન આ ઠાર. ખાલી ૭
ઇદ્રપુરીઓ ઉજ્જડ થઈ, નવ. પાકી પૃથ્વિઓ પામી વિનાશ,ખાલી
અગણિત પેઢી ગઈ આપણી,નવ.નથી આપણે રહેવાની આશ ખાલી. ૮
કેને સભારીએ કાળજે, નવ. વળી કેની વિસારીએ વાત, ખાલી.
જન્મ મરણ નદી જળ સદા,નવ.રહે ચાલતું દિવસ અને રાત ખાલી. ૯
હિંમત ધારો હૈયા વિષે, નવ. આપો બીજાને ધીરજ એમ, ખાલી.
રડતા દેખીને બીજા રોવે, નવ. માટે કરીએ એવું કહો કેમ? ખાલી.૧૦
વીતી તે વાત વિસારજો, નવ. નહિતો પામશો પીડા પડ, ખાલી.
રાખે પ્રભુ તેમ તો રહો, નવ. એમાં આનંદ પામો અખંડ ખાલી.૧૧
અજ્ઞાનિની પેઠે આરડી, નવ. તજો રડવાની તુચ્છ ટેવ, ખાલી.
રામ કરે તે રૂડું ગણો, નવ. ભજો **દલપતરામનો** દેવ. ખાલી.૧૨

## પદ ૩૩૭-મરનારની પાછળ નહિ રોવા વિષે.

[ જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી-એ રાગ ]

વ્હાલાની વાંસે રાગ તાણી નવ રોવું, જેથી તેને જંપ ન ઉપજે,
જીવમાં સમજી જોવું રે, વ્હાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ટેક૦
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કૂટે રડે જે કોઇ,
મરનારાને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈરે. વ્હાલા૦ ૧
લીંટ લાળ ને આંસુ ઝરે તે, જમચર પાય પરાણે,
રૈરવ મહા રૈરવનાં દુઃખથી, એ દુઃખ અદકું જાણેરે. વ્હાલા૦ ૨
કોઈ છાતી કૂટે કોઇ શીર કૂટે, ચૂંટે કેશજ હાથે,
એ સઘળી પૂરણ પીડા, મરનારાને માથેરે. વ્હલા૦ ૩
લોક વખાણે કે ન વખાણે, તે સહુ સાંખી રહીએ,
જો હૈયામાં હેત વધે તો, દુઃખ તેને શીદ દઇએરે. વ્હાલા૦ ૪
શત્રુતા સંપૂર્ણ હોય તો, રડો કૂટો ન વિચારો,
જીવતાં વેર વળી ન શકે તો, મરતાંને વળી મારોરે. વ્હાલા૦ ૫
કૂટયા થકી જો કોઈ દેખાતો, કૂટો લઈને પાણો,
શા માટે તમે કૂટી શરીરમાં, રોગ ઉપાધિ આણોરે. વ્હાલા૦ ૬
એવી શોભા મેલો અળગી, વળગી રહોમાં વહેમે,
જેથી સુખ ઉપજે એ જીવને, પુણ્ય કરો કાંઈ પ્રેમેરે. વ્હાલા૦ ૭
રોશો તો પણ તે નહિ જોશો, ખોશો આંખ તમારી,
**દલપતરામ** કહે દીલ શોધી, માનો શિક્ષા મારીરે. વ્હાલા૦ ૮

## પદ ૩૩૮
## મરણ પ્રસંગે રોવા કુટવાની કુરૂઢિઓ દૂર કરવા વિષે.

[ રૂડે ગરબે રમે છે દેવી અંબિકારે લોલ-એ રાગ ]

સુઘડ નાર સાર વાત આ વિચારીએરે લોલ,
રોવા કુટવાની ચાલ તે સુધારીયેરે લોલ. સુઘડ નાર૦

નરનું ધાર્યું તો નથી થતુ, નવ એક ધાર્યું ધણીનું થાય, ખા.
સઘળુ તે તો સાંખજો, નવ એનો એકે નથી ઉપાય ખાલી. ૨

જન મળીયા જથ્થે જેટલાં, નવ. નથી સાથે સૌ સોડમાર, ખાલી
એક આવે ને એક જાવે, નવ નાના મોટાનો નહિ નિરધાર ખાલી ૩

જન્મ્યા તે સહુ મરી જાય છે, નવ નથી એમાં કશીરે નવાઈ,ખાલી
કાળજુ બાળી ન કુટશો, નવ લોળા થઇને ન કરશો ભવાઈ ખાલી. ૪

જ્યા જ્યાં ગમે ત્યા તમે જુઓ,નવ.બહુ એવા બનાવ બનેલ,ખાલી
પુત્ર મુવા કઈક પગણીને, નવ ગુણવતા ભણેલ ગણેલ ખાલી. ૫

મેલા બાળક એક માસનું,નવ કઈક માતાઓ પામી છે મરણ,ખાલી
તે જોઈ દુ.ખ તમે તજો, નવ. સ્મરો ઈશ્વર અશરણ શરણ ખાલી ૬

રામ જેવા ગયા રાજવી, નવ ગઈ સીતા સમ સતી નાર, ખાલી.
કુળ ગયું યાદવ તણું, નવ. સ્થિર કોઈ ઠર્યું ન આ ઠાર. ખાલી. ૭

ઇંદ્રપુરીઓ ઉજ્જડ થઈ, નવ. પાકી પૃથ્વિઓ પામી વિનાશ,ખાલી
અગણિત પેઢી ગઈ આપણી,નવ.નથી આપણે રહેવાની આશ.ખાલી ૮

કેને સભારીએ કાળજે, નવ. વળી કેની વિસારીએ વાત, ખાલી.
જન્મ મરણ નદી જળ સદા,નવ.રહે ચાલતું દિવસ અને રાત ખાલી ૯

હિંમત ધારો હૈયા વિષે, નવ. આપો બીજાને ધીરજ એમ, ખાલી
રડતા દેખીને બીજા રોવે, નવ. માટે કરીએ એવું કહી કેમ? ખાલી.૧૦

વીતી તે વાત વિસારજો, નવ. નહિતો પામશો પીડા પડ, ખાલી
રાખે પ્રભુ તેમ તો રહો, નવ. એમાં આનંદ પામો અખંડ. ખાલી.૧૧

અજ્ઞાનિની પેઠે આગ્ડી, નવ. તજો રડવાની તુચ્છ ટેવ, ખાલી.
રામ કરે તે રૂડું ગણો, નવ ભજો દલપતરામનો દેવ. ખાલી.૧૨

## પદ ૩૩૭–મરનારની પાછળ નહિ રોવા વિષે.

[ જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી–એ રાગ ]

વ્હાલાની વાંસે રાગ તાણી નવ રોવું, જેથી તેને જંપ ન ઉપજે,
જીવમાં સમજી જોવુંરે, વ્હાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ટેક૦
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કૂટે રડે જે કોઇ,
મરનારાને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈરે. વ્હાલા૦ ૧
લીંટ લાળ ને આંસુ ઝરે તે, જમચર પાય પરાણે,
રૌરવ મહા રૌરવનાં દુઃખથી, એ દુઃખ અદકું જાણેરે. વ્હાલા૦ ૨
કોઈ છાતી કૂટે કોઇ શીર કૂટે, ચૂંટે કેશજ હાથે,
એ સઘળી પૂરણ પીડા, મરનારાને માથેરે. વ્હલા૦ ૩
લોક વખાણે કે ન વખાણે, તે સહુ સાંખી રહીએ,
જો હૈયામાં હેત વધે તો, દુઃખ તેને શીદ દઇએરે. વ્હાલા૦ ૪
શત્રુતા સંપૂર્ણ હોય તો, રડો કૂટો ન વિચારો,
જીવતાં વેર વળી ન શકે તો, મરતાંને વળી મારોરે. વ્હાલા૦ ૫
કૂટ્યા થકી જો કોઈ દેખાતો, કૂટો લઈને પાણો,
શા માટે તમે કૂટી શરીરમાં, રોગ ઉપાધિ આણોરે. વ્હાલા૦ ૬
એવી શોભા મેલો અળગી, વળગી રહોમાં વહેમે,
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કાંઈ પ્રેમેરે. વ્હાલા૦ ૭
રોશો તો પણ તે નહિ જોશો, ખોશો આંખ તમારી,
**દલપતરામ** કહે દીલ શોધી, માનો શિક્ષા મારીરે. વ્હાલા૦ ૮

## પદ ૩૩૮
## મરણ પ્રસંગે રોવા કુટવાની કુરૂઢિઓ દૂર કરવા વિષે.

[ રૂડે ગરબે રમે છે દેવી અંબિકારે લોલ–એ રાગ ]

સુઘડ નાર સાર વાત આ વિચારીએરે લોલ,
રોવા કુટવાની ચાલ તે સુધારીયેરે લોલ. સુઘડ નાર૦

રોવા કુટવાથી કાય તૂટી જાય છે રે લોલ,
અતિ રોગ પણ એ થકીજ થાય છેરે લોલ. ૧
નાશ તનનો મનનો થાય છે ઘણોરે લોલ,
કોઈ વાતનો ન લાભ એ થકી ગણોરે લોલ. ૨
છટ પેટ માથું મૂકી પછડાયછેરે લોલ,
ભલાં લોક તણાં દીલ તો દુઃખાય છેરે લોલ. ૩
ગાય રાજીયા કાંઈક લલકારીનેરે લોલ,
થાય જોણું વગોણું નરનારીનેરે લોલ. ૪
શુદ્ધ પ્રેમ કે સંબંધને ન એ ઘટેરે લોલ,
ઘાવ લાગે તેના ચિત્તમાં ચટપટેરે લોલ. ૫
બધો બહારનો જાણો એ ઉપચાર છેરે લોલ,
કથે શાસ્ત્ર મરનારને એ ભાર છેરે લોલ. ૬
રૂઢી ચાલી એ તો અતિ ઘાતકીરે લોલ,
દેશ બાંધવો સુધારવા કરો નક્કીરે લોલ. ૭
નારી જાતની એ પીડ નિવારવીરે લોલ,
ડાહ્યા લોકે દયા દીલ ધારવીરે લોલ ૮
નથી દામ નુકશાન એ કામમાંરે લોલ,
રહે લાજ મરજાદ ઠીક ઠામમાંરે લોલ. ૯
મરણ દુઃખથી અપાર દુઃખ થાયછેરે લોલ,
જ્ઞાની ભક્ત પણ ઉર અકળાય છેરે લોલ. ૧૦
દુઃખી દીલને દીલાસો તવ દીજીયેરે લોલ,
કા'ન શાંત ચિત્ત કાજ શુભ કીજીયેરે લોલ. ૧૧

[ કર્તા—કાનજી ધર્મસિંહ. ]

## ૫૬ ૩૩૯-છાજીયા લેવાનો કુઢંગી રીવાજ બંધ કરવા વિષે.

[ હરિભજન વિના, દુઃખ દરીયા સંસાર-એ રાગ ]

શાણી બ્હેનો! ચોરે ચૌટે શાને લ્યોછો છાજીયા ?
બધું બંધ કરો, લલના! ના લલકારશો રસ્તે રાજીયા. ટેક૦
કૂટવાથી કાયામાં દુઃખ છે, વળી ચાલ નઠારો નિંદક છે,
પણ માતહિણુને મન મહાસુખ છે. શાણી૦ ૧
નવ કૂટી જાણે કો નારી, બીજી હસશે કુવડ ધારી,
નથી કાંઈ જાણુતી એ લલકારી. શાણી૦ ૨
સામું થાતાં નથી આવડતું, તેમ અધુરૂં બોલી મૂકે પડતું,
એ બધીઓને મન અણુગમતું. શાણી૦ ૩
મરણે કૂટતી કૂદી કૂદી, હાંસલ વિણુ જઈ ફરતી કૂદી,
એની તો દુનિયા છે જુદી. શાણી૦ ૪
કૂટવું પ્યારૂં છે નિજ મનમાં,બચપણુથી પડે એ ખટપટમાં,
એ-વરત અને મોળાકતમાં. શાણી૦ ૫
શાળા કુટયાની મંડાશે, ચોરે ચૌટે મળી કૂટાશે,
આવડતાં મનમાં મકલાશે. શાણી૦ ૬
શાળા શામાની વર્ષ દિને, કૂટવાને દાખલ શિષ્ય કરે,
થઈ ગ્રેજ્યુએટ ગુમાન ધરે. શાણી૦ ૭
કોઈ હોંસ ધરી કૂટવા જાતી, પછી ડા'પણુવાળી કે'વાતી,
હૈયાં કૂટી છાતી રાતી. શાણી૦ ૮
હળવો હાથ પડતાં મુખ ઉચ્ચરે, નથી લાકડું ભાંગ્યું મરણુ ખરે,
હાય હાય કરે ઉંચી ઉછળે. શાણી૦ ૯
જો થોડું કૂટે બીજી નારી, કહે પટલ થઈ કો પડકારી,
ઠરડી કાઢયાની મતિ ધારી. શાણી૦૧૦

રોવા કુટવાથી કાય તૂટી જાય છે રે લોલ,
અતિ રોગ પણ એ થકીજ થાય છેરે લોલ. ૧
નાશ તનનો મનનો થાય છે ઘણોરે લોલ,
કોઈ વાતનો ન લાભ એ થકી ગણોરે લોલ. ૨
છટ પેટ માથું મૂકી પછડાયછેરે લોલ,
ભલાં લોક તણાં દીલ તો દુઃખાય છેરે લોલ. ૩
ગાય રાજીયા કાંઈક લલકારીનેરે લોલ,
થાય જોવું વગોવું નરનારીનેરે લોલ. ૪
શુદ્ધ પ્રેમ કે સંબંધને ન એ ઘટેરે લોલ,
ઘાવ લાગે તેના ચિત્તમાં ચટપટેરે લોલ. ૫
બધો બહારનો જાણો એ ઉપચાર છેરે લોલ,
કથે શાસ્ત્ર મરનારને એ ભાર છેરે લોલ. ૬
રૂઢી ચાલી એ તો અતિ ઘાતકીરે લોલ,
દેશ બાંધવો સુધારવા કરો નક્કીરે લોલ. ૭
નારી જાતની એ પીડ નિવારવીરે લોલ,
ડાહ્યા લોકે દયા દીલ ધારવીરે લોલ. ૮
નથી દામ નુકશાન એ કામમાંરે લોલ,
રહે લાજ મરજાદ ઠીક ઠામમાંરે લોલ. ૯
મરણ દુઃખથી અપાર દુઃખ થાયછેરે લોલ,
જ્ઞાની ભક્ત પણ ઉર અકળાય છેરે લોલ. ૧૦
દુઃખી દીલને દીલાસો તવ દીજીયેરે લોલ,
કા'ન શાંત ચિત્ત કાજ શુભ કીજીયેરે લોલ. ૧૧

[ કર્તા—કાનજી ધર્મસિંહ. ]

## પદ ૩૩૯–છાજીયા લેવાનો કુઢંગી રીવાજ બંધ કરવા વિષે.

[ હરિભજન વિના, દુ:ખ દરીયા સંસાર–એ રાગ ]

શાણી બ્હેનો! ચોરે ચૌટે શાને લ્યોછો છાજીયા?
બધું બંધ કરો, લલના! ના લલકારશો રસ્તે રાજીયા. ટેક૦
કૂટવાથી કાયામાં દુઃખ છે, વળી ચાલ નઠારો નિંદક છે,
પણ માતહિણુને મન મહાસુખ છે. શાણી૦ ૧
નવ કૂટી જાણે કો નારી, બીજી હસશે કુવડ ધારી,
નથી કાંઈ જાણતી એ લલકારી. શાણી૦ ૨
સામું થાતાં નથી આવડતું, તેમ અધુરૂં બોલી મૂકે પડતું,
એ બધીઓને મન અણગમતું. શાણી૦ ૩
મરણે કૂટતી કૂદી કૂદી, હાંસલ વિણ જઈ ફરતી કૂદી,
એની તો દુનિયા છે જુદી. શાણી૦ ૪
કૂટવું પ્યારૂં છે નિજ મનમાં,બચપણથી પડે એ ખટપટમાં,
એ–વરત અને મોળાકતમાં. શાણી૦ ૫
શાળા કુટયાની મંડાશે, ચોરે ચૌટે મળી કૂટાશે,
આવડતાં મનમાં મલકાશે. શાણી૦ ૬
શાળા શામાની વર્ષ દિને, કૂટવાને દાખલ શિષ્ય કરે,
થઈ ગ્રેજ્યુએટ ગુમાન ધરે. શાણી૦ ૭
કોઈ હોંસ ધરી કૂટવા જાતી, પછી ડા'પણવાળી કે'વાતી,
હૈયાં કૂટી છાતી રાતી. શાણી૦ ૮
હળવો હાથ પડતાં સુખ ઉચ્ચરે, નથી લાકડું ભાંગ્યું મરણ ખરે,
હાય હાય કરે ઉંચી ઉછળે. શાણી૦ ૯
જો થોડું કૂટે બીજી નારી, કહે પટલ થઈ કો પડકારી,
ઢરડી કાઢયાની મતિ ધારી. શાણી૦૧૦

કૂટયાથી સ્વર્ગ ન સાંપડતું, ગુજરેલું પાછું નથી વળતું,
ખોટું શાને મૂકો પડતું શાણી૦૧૧
ભિત્તર જેનું ભેદ્યું મરશે, તેનું અંતર અંદરથીજ રડે,
પણ પાવૈયાને પાનો શું ચડે? શાણી૦૧૨
ફટનારી વિણ સગપણની, શું દાઝ ધરે એ અંતરની,
આ ઘેલાઈ શી છે ઘર ઘરની. શાણી૦૧૩
કુટયાથી દીલમાં દુખ થાતું, છાતીનું રૂધિર બગડી જાતું,
બાળક પય પી દરદી થાતું શાણી૦૧૪
દમ થાય ફટચે કાં દમ નિસરે, જમ ધામ જશે વિચાર ન ધરે,
લલ્લુ તો સત્ય સુખે ઉચ્ચરે. શાણી૦૧૫

## પદ ૩૪૦—રોવા કુટવાનો કુઢંગી રીવાજ બંધ કરવા વિષે

[ રાગ સીંધુડો ]

શાને રડો કૂટો છો સુંદરીરે, તમો મરનારની પીઠ,
ડાહ્યા થઈને આ શું કરો, અહીં ખોટે ખોટી રીતરે. શાને૦ ૧
હોય મરનાર પાછા આવતારે, કૂટયા પીટયાથી કોઈ,
તો તો જરૂર કહું કૂટજો, રાત અને દિન રોઈરે. શાને૦ ૨
કૈંક કૂટે છે મારી કૂદકારે, ઉંચા ઉલાળીને હાથ,
છાતી તોડે છે મારી મુઠીયો, ગાંડી કેવી આ તે વાતરે. શાને૦ ૩
કૈંક કુટે છે ફરી ફૂદડીરે, મોટા ટોળાની માંય,
જાણે લે-વારે માંડયા રાસડા, દેખાવ એવો દેખાયરે. શાને૦ ૪
ઘણી પછાડીયો ખાયછેરે, ફેંકી આખુંયે અંગ,
જોખમ શરીરને લગાડતી, જાણે કરવા માંડયો જંગરે. શાને૦ ૫
કૈંકના કુટે છે માથે ઓપરારે, દરદ છાતીમાં થાય,
આશાવતીયો અજ્ઞાનમાં, અતિ દુખથી ઘેરાયરે શાને૦ ૬

